॥ श्रीमदनमोहनो विजयते ॥

# અર્પણપત્રિકા.

નિખિલ ભૂમંડલાચાર્ય ચક્રચૂડામણિ–શ્રીહરિવદન વૈશ્વાનર–ભક્તિમાર્ગાબ્જુનાતમાર્તણ્ડ–માયાવાદનીહાર સહસ્રાંશુ શ્રીવ્રજપતિરતિપથપ્રવર્તક–**શ્રીમદ્વલ્લભાચાર્ય** ચરણકમલમાં,

કોટિશઃ દણ્ડવત્પ્રણતિપૂર્વક, એઓશ્રીના જ અનુગ્રહભાજન, એઓશ્રીની જ કૃપાકણિકાથી જ દિગંતવિસારિયશસ્, પરમમહાનુભાવી, ગુર્જરભૂમ્યવતંસ, ભગવદીયશ્રી શ્રી **દયારામભાઈનાં** પુષ્ટિભક્તિના રસથી પરિપૂર્ણ આ ઉત્તમ કાવ્યોન સમર્પીને એ પરમ-ભગવદીયનો શિષ્યપૌત્ર અને ઋણી અનુચર હું કૃત્ય કૃત્ય થાઉં છું.

શ્રી નવ્રભાગ્નિદાસાનુદાસ,
નારાયણદાસ પરમાનન્દદાસ શાહ.

# આભાર દર્શન.

આ પુસ્તક છપાવવામાં વડોદરાના સુપ્રસિદ્ધ રાજરત્ન શેઠ ચીમનલાલ ગીરધરલાલ પરી ઝવેરચંદ લખમીચંદવાળા વડોદરા સ્પીનીંગ એન્ડ વીવીંગ કું. ના એજન્ટ તરફથી આર્થિક સહાય મલી છે. જેથી અત્રે તેમનો સપ્રેમ આભાર માનવામાં આવે છે.

પ્રકાશક.

# અનુક્રમણિકા.

## ભક્તિવિષયક પદો.

## રાગ રામગ્રી.

નિશ્ચેના મેહેલમાં વસે મારો વાલમો, વસે વ્રજલાડીલો રે:
જેરે જાય તે જાખી પામે જીરે;
ભુલ્યા ભમે જે બીજા સદનમાં શોધેરે, હરિ ના મળે એકો ઠામેરે. નિ૦ ૧
સત્સંગ દેશમાં ભક્તિ નગર છેરે, પ્રેમની પોળ પુછી જાજોરે;
સ્નેહેતાપ પોળીઆને મળી મોહોલે પેશજોરે, સેવા સીડી ચડી ભેળા થાજોરે. નિ૦ ૨
દીનતાના પાત્રમાં મનમણી મુકીરે, ભેટ ભગવંતજીને કરજોરે;
સ્ત્રીભાવ પુંભાવ નોછાવર કરીનેરે, શ્રી વલ્લભવરજીને વરજોરે. નિ૦ ૩
એરે મંડાણનું મૂળ હરી ઇચ્છારે, કૃપાવના સિદ્ધિ ન થાયરે;
શ્રીવલ્લભ શરણ થકી સહુ પડે સ્હેલુંરે, દૈવી જીવ પ્રત્યે દયો ગાયરે. નિ૦ ૪

# श्री दयारामकृत काव्यमणिमाला.

ગુર્જર કવિઓના શિરોમણિ, પરમ મહાનુભાવી કવિવર્ય, આદર્શ ભક્તિમાર્ગનુ મૂર્તિમંત સ્વરૂપ **શ્રીદયારામભાઈનાં** કાવ્યમણિઓની આ બીજી માળા ગુર્જર સાહિત્યના રસિક અને ભક્તજનોના કંઠમાં આરોપતાં આનંદ થાય છે. પહેલી 'કાવ્યમણિમાલા'માં જે 'કાવ્યમણિ'ઓ પરોવ્યાં હતા, તે કાવ્યમણિઓની માલાનો આદરપૂર્વક સત્કાર થયલો જોઈને એકવાર પ્રસિદ્ધમાં આવેલા, કાવ્યમણિઓ પણ તે સ્વચ્છ નહિ હોવાથી તેને નિર્મલ કરીને આ '**કાવ્યમણિમાલા**' માં યોજ્યા છે જ્યા સુધી મણિઓ સ્વચ્છ સ્વરૂપમા હોય નહિ, જ્યાં સુધી તે મણિઓને પ્રકટ કરનારાઓમા તે મણિઓની ખરી કદર કરી શકવાની શક્તિનો તદ્દન અભાવ જ હોય, ત્યાં સુધી તે મણિનું નિર્મલ સ્વરૂપ કેમ થઈ શકે અને તે ખરા પરીક્ષકોને રુચિકર પણ કેમ થાય? આ અનુભવસિદ્ધ બાબતને ધ્યાનમા લઈને એક વેળાએ પ્રસિદ્ધિમા આવેલા 'કાવ્યમણિ'-ઓને ઉજ્જલ કરીને તેને પોતાના ખરા સ્વરૂપમાં પ્રકટ કરવાનો આ "**કાવ્યમણિમાલા**" માં પ્રયાસ કરવામાં આવ્યો છે, જે કેટલે અંશે સફલ થયો છે, તે વિચારવાનુ કાર્ય સાહિત્યરસિક ભક્તોને સોંપીને પ્રસ્તુત '**કાવ્યમણિમાલા**' સબંધે બે બોલ લખીશ.

જે ભૂમિ કવિવરના જીવનની મુખ્ય ભૂમિકા બનેલી તે જ ભૂમિ મારી જન્મભૂમિ હોવાથી અને જે મહાન્ સંપ્રદાયના આશ્રય નીચે કવિશ્રીએ પ્રભુ સેવા કરી, કવિતા, કીર્તિ અમર કરી, તે વિશ્વોદ્ધારક સંપ્રદાયમાં રહેવાનું અભિમાન હોવાથી, તેમ જ કવિશ્રીના શિષ્ય ગિરિજાશંકરભાઈના આત્મજ, અને કવિશ્રી તેમ જ સંપ્રદાય ઉપર અચળ શ્રદ્ધા ધરાવનાર અને મને ઐહિક પારલૌકિક શ્રેયસ્ના માર્ગોને દેખાડનાર ભગવદીય જોષી છોટાલાલભાઈ પ્રેરક બનેલા હોવાથી પ્રસ્તુત કાર્ય એક મોટા સ્વરૂપમા ઉપાડી લીધું. કાર્ય આરંભતાં પહેલાં નીચેના મનોરથો મારા મનમાં અવારનવાર ઉદ્ભવ્યા હતા, જે સફલ થયા, થાય છે, થશે કે નહિ, તેનો વિચાર જન-સમાજને સોંપુ છુ.

૧. કવિશ્રીનું મુખ્ય નિવાસસ્થાન ડભોઈ છે, પરંતુ ત્યાં કવિશ્રીની સંગીન પાયા ઉપર યાદગીરી જાળવી રાખનારી કોઈ સંસ્થા સ્થપાઈ

નથી. યુરોપ દેશ જ્યારે પોતાના સાહિત્યને ખેડીને ઉચ્ચું બનાવવાનો પ્રયાસ કરનારાઓની યાદગીરી મહાન્ ઉત્સાહથી તનમન અને ધનના ભોગે જાળવી રાખે છે, ત્યારે યુરોપનાં શિક્ષણના પ્રભાવે તેનાં વર્તનોનું અનુકરણ કરનારા ગુર્જર વિદ્વાનો આ વિષયમાં તદ્દન મોળા કેમ પડ્યા હશે ? આધુનિક સાક્ષરો કે તે પછી ગમે તેવી યોગ્યતા ધરાવનારા હોય, પરંતુ તેમના કેટલા પુંછડીઆ પ્રશંસા કરનારાઓ નગારાં ઠોકી ઠોકીને સ્મારકો ઉભાં કરે છે, જ્યારે સાહિત્યની ખરી સેવા કરનારા આવા ભક્તોને કોઇ સંભારતુ પણ નથી. આવી સાહિત્ય વિષયની સ્થિતિ જોઇને ઘણો ખેદ થયો, અને આ મહાન્ કવિવર માટે કોઇ સાક્ષરો તરફથી કે ખુદ ડભોઇ નિવાસીઓ તરફથી કાંઇ પણ કરવામાં આવેલું ન હોવાથી અધિક ખેદ થયો. આવા સમયમાં કવિશ્રીનું કાયમનું સ્મારક કેમ રહે અને તેને માટે શા ઉપાયો લેવા જોઇએ, એનો ઘણો જ વિચાર કર્યો અને બીજા અનેક વિદ્વાનોની સલાહ લીધી.

૨. કવિઓનો અક્ષરદેહ અવિનાશી છે, તેથી તેમની પોતાની યાદગીરી રહો યા ન રહો તેની કવિઓને ચિંતા રહેતી નથી; પરંતુ કવિના રસમય સાહિત્યથી આનંદનો અનુભવ કરીને કવિશ્રીના આભારી બનેલાં હૃદયોએ કવિશ્રીનું ઋણ ચુકાવવા માટે 'ફુલ નહિ તો ફુલની પાંખડી'ની કહેવત પ્રમાણે કાંઈ તો કરવા માટે પ્રવૃત્તિ કરવી જોઇએ કે નહિ ? વસ્તુતઃ કવિશ્રીનું સંપૂર્ણ ઋણ ચુકાવવાની કોઇમાં શક્તિ છે નહિ, તો પણ થોડું ઘણું બનતું—યથાશક્તિ થાય તો ગુજરાતનું નાક ગણાતા આગેવાનોને કોઇ અપરાધ અડેલો ગણાત, ગણાય છે કે ગણાશે નહિ.

૩. ઉપરની વાત થઇ સાક્ષરોની. હવે બે શબ્દ ધાર્મિક લાગણીવાળા માટે લખવા પડે છે. ગુજરાત ધર્મનિષ્ઠ છે. ધર્મનાં નિમિત્તે અસંખ્ય દ્રવ્ય પ્રતિવર્ષે ગુજરાત ખર્ચે છે. અરે, ધર્મને બ્હાને આવેલા સ્વાર્થસાધુ વેશધારીઓ પણ જ્યાં પોતાની હોંશ ઘણાજ પ્રમાણમાં પૂરી પાડી જાય છે તો પછી ધર્મશ્રદ્ધાના અસ્તિત્વની વાત જ શું કહેવી ? ગુજરાત કાઠિઆવાડમાં ઘેરે ઘેર કવિશ્રીની રસિક કવિતાઓ ગવાય છે, શિખાય છે. માંગલિક દિવસોમાં કવિશ્રીનીજ કવિતાઓનો ઘણો ખરો ઉપયોગ કરવામાં આવે છે. પણ આશ્ચર્યની વાત છે કે કવિશ્રીની કવિતા ઉપર 'વાહ વાહ' ના હાર્દ ઉદ્‌ગારો કાઢનારો આ વર્ગ કવિશ્રીના સંબંધમાં જે જાણવાનું

છે, તે જાણુતો પણ નથી, એટલુજ નહિ, પરંતુ કવિશ્રી તરફની પોતાની ફરજને પણ સંભાળતો નથી.

ઉપર પ્રમાણેની સ્થિતિનો અનુભવ કરતા, જે ક્ષેત્રમા મારે જે કાર્યનો આરંભ કરવો હતો, તે ક્ષેત્રમાં તે આરભ ફલદરૂપ નિવડશે કે કેમ, એવો સશય મનમા આવ્યો, પરંતુ સાક્ષર બધુઓના સાહાય્યથી कर्मण्येवाधिकारस्ते એ પ્રભુની આજ્ઞા ઉપર વિશ્વાસ રાખીને કાર્ય શરૂ કર્યું. મારી આર્થિક સ્થિતિ એવી નથી કે કવિશ્રીના અક્ષર દેહને કે કીર્તિદેહને સારી પેઠે અલંકાર ધરાવુ. પરંતુ ' ફુલ નહિ તો ફુલની પાખડી ' એ કહેવત પ્રમાણે કવિશ્રીની યથાશક્તિ સેવા બજાવવાનો આરભ કર્યો. કવિશ્રીના કાવ્યના ઉપર ઉપરના મોહને લીધે કવિશ્રીના કાવ્યોનું મુદ્રણ કવિ નર્મદે કર્યું, તેમ જ બીજા પણ કેટલાક સાક્ષરોએ કવિવર્યનાં કાવ્યોનું મુદ્રણ કર્યું. પણ તે કવિશ્રીની કવિતાના વાતાવરણથી વિરુદ્ધ વાતાવરણવાળા હૃદયોનો પટ લાગતાં કલકિત જ થયું

જીવન ચરિત્રનું પણ તેમજ થયુ છે કવિશ્રીના નિર્મલ આરસી જેવા જીવનમા અનેક આધુનિકોના મનોવિકારો ડોકીયા કરતા જણાય છે, આવી સ્થિતિમા સુધારણા કરવાનો અને કવિશ્રીની વસ્તુસ્થિતિ, તેમનું વાસ્તવિક સ્વરૂપ આલેખીને જન સમાજ સમક્ષ રજુ કરવાનો સકલ્પ કર્યો, એ ત્રણ સાક્ષરોને તે કાર્યમાં જોડયા કવિશ્રીના પ્રકટ થયલા જીવનચરિત્રોનો સારી રીતે અભ્યાસ કરીને તેમાં રહેલી ન્યૂનતા અને કલ્પિતપણાનો ઉલ્લેખ કરીને કવિશ્રીનું શુદ્ધ જીવન કેવુ હોવુ જોઇએ. એની રૂપરેખા અનેક પ્રમાણોથી, કવિના અનુયાયીઓથી, સચોટ દલીલોથી કવિશ્રીના શિષ્યપુત્ર જોષી છોટાલાલભાઇએ દોરી હતી. કવિશ્રીના જાણવા લાયક અનેક સત્ય પ્રસગો વિસ્તાર સાથે સગ્રહ કરી એઓએ રાખેલા હતા. માત્ર તેનું પૃથક્કરણ કરીને ચાલુ સમયની શૈલીમા મુકવાનુ કાર્ય જ બાકી હતુ. અને તેમાં આધુનિક કેળવણીના સસ્કાર પામેલા વિદ્વાનોની સહાયતાની ખાસ જરૂર હતી. તે પ્રભુની ઇચ્છાથી મળી. જો કે કેટલાક અનિર્વાય કારણોથી એ કાર્ય બનતી ત્વરાથી થયુ નથી પરંતુ કવિશ્રીએ જાણે પ્રેરેલા ન હોય તેમ એ ઉત્સાહી સાક્ષરોએ એ કાર્ય માટે બનતી મહેનત લીધી છે એ કેટલે અંશે સફળ નીવડી છે, એ ગ્રથ પ્રકટ થયા પછી જનસમાજને જણાયા વિના રહેશે નહિ, જેથી અત્રે તે સંબધે કાંઇ પણ લખવું યોગ્ય ધાર્યું નથી

ઉપર પ્રમાણે જીવનચરિત્રનું કાર્ય શરૂ કર્યા પછી કવિશ્રીના અપ્રસિદ્ધ

ગ્રંથોનું મુદ્રણ કરવાની પ્રેરણા જોગી છોટાલાલભાઈએ કરી અને તે અનુસારે તેઓના ટિપ્પણ સાથે મનન કરવા યોગ્ય ગ્રંથોનો સંગ્રહ કરીને 'શ્રી દયારામકૃત કાવ્ય મણિમાળા ભાગ ૧ લો' એ નામે એક પુસ્તક છપાવવા માંડયું. આટલા સમય સુધીમાં મારે દ્રવ્યનો અને સમયનો કેટલો ભોગ આપવો પડ્યો હતો, તેનો ઉલ્લેખ અત્રે વિવેકભંગના ભયથી કરવામાં આવ્યો નથી. જીવનચરિત્રનાં કેટલાંક સાધનો એકઠાં કરવા માટે તેમજ આ દિશામાં મારો પહેલોજ પ્રયાસ હોવાથી પ્રેસની ગોઠવણો વગેરેમાં જે જે મુશ્કેલીઓ વેઠવી પડી છે, તે તેનો પ્રથમ અનુભવ કરનાર મારા જેવાઓનાજ ખ્યાલમાં આવી શકે એમ છે; એમ કરતાં કરતાં ગ્રંથનું મુદ્રણ લગભગ ૧II વર્ષે પૂરું થવા આવ્યું. તે પૂર્વે ના. ગાયકવાડ સરકાર તરફથી છપાયલી એક જાહેર ખબરને આધારે પ્રાચીન ગુર્જર કવિઓનાં અપ્રસિદ્ધ કાવ્યો છપાવવા માટે મળનારી આર્થિક મદદનો લાભ લેવાને મેં પ્રયાસ કરેલો તેમાં વિલંબ લાગવાથી બીજી તરફથી અમદાવાદ વાળા શેઠ રા. રા. ચુનીલાલભાઈ ગોડિયાવાળા, અને રા. રા. મનમોહનદાસ દલપતરામ માસ્તર બી. એ. એઓની સૂચનાથી એ ગ્રંથના ખર્ચ માટે અમુક રકમ મુંબાઈના એક ઉદાર ગૃહસ્થ રા. કેશવજી નામજી લક્ષ્મીદાસ એઓએ આપવાનું કબૂલ કર્યું. ત્યાર પછી પુસ્તક પ્રકટ કરવાના સમયમાં ના. ગાયકવાડ સરકાર તરફથી પણ ગ્રંથના છપાવવાના ખર્ચ પેટે રૂપીઆ પાંચસોને બદલે ફક્ત રૂપીઆ અઢીસોની રકમ મળવાનું જણાયું. એક શેઠ સાથે હું એ ગ્રંથ માટે બંધાયલો હોવાથી ના. ગાયકવાડ સરકારના તરફથી મળનારી મદદ વિષે -એ ગૃહસ્થ- સાથે વાતચિત કરી અને તેઓએ ના. ગાયકવાડની મદદ લેવાને-રજા આપી. અને ના. ગાયકવાડની મદદ ઉપરાંત વધતા ખર્ચ પેટે એક રકમ એ ગ્રંથની સહાયના માટે અને એક બીજી રકમ આ બીજા ભાગના ખર્ચ પેટે નોંધવાની સૂચના કરી. તે અનુસાર એ ઉદાર સદ્‌ગૃહસ્થના કહ્યા મુજબજ વ્યવસ્થા કરવામાં આવી છે; અને તેથી આ ગ્રંથ માટે પણ તેમનો આભાર માનવામાં આવે છે. આ શુદ્ધ ખુલાસો પ્રકટ કરવાનું કારણ માત્ર આજ છે. આ કાર્ય સામે સ્વાભાવિક રીતે કટાક્ષ કરનાર એક પત્રકારે કેટલાક તરંગો પ્રકટ કરીને આ કાર્ય અને આ કાર્યને ઉત્તેજન આપનાર સદ્‌ગૃહસ્થોને ઉશ્કેરવાની કોશિશ કરી હતી. એ સર્વ તરંગોનું સવિસ્તર નિર્મૂલપણું બીજા પત્રોમાં મારા તરફથી પ્રકટ થયલું છે અને એક સ્વતંત્ર લેખ મારફતે પણ બહાર પાડેલું છે, - એટલે

માત્ર તે વિષે લંબાણ કરવાની જરૂર હું જોતો નથી. માત્ર વસ્તુસ્થિતિ શું છે, તે શુદ્ધ હૃદયથી જણાવું છુ.

આ દ્વિતીય ગ્રંથમાં **રસિકવલ્લભ, બ્રાહ્મણભક્તસંવાદ,** અને **પુષ્ટિપથરહસ્ય** એ ગ્રંથો ઉપરાંત કવિશ્રીનાં અર્થગાંભીર્યયુક્ત ભક્તિરસથી ભરપૂર અનેક ઉત્તમોત્તમ પદો મુદ્રણ કરવામાં આવ્યાં છે. દયારામભાઈના બ્રહ્મવાદ અને પુષ્ટિમાર્ગવિષયક અપવાદરૂપે માત્ર એ ત્રણ ગ્રંથો જ પ્રસિદ્ધ થયેલા છે. કવિશ્રીએ પોતાની જીંદગીમા **રસિકવલ્લભ, ભક્તિપોષણ, સારાવલી,** વગેરે જે ઉત્તમોત્તમ ગુર્જર ગ્રથો રચ્યા છે, તેમાનો સૌથી સુયુક્ત ગ્રંથ **રસિકવલ્લભ** જણાય છે. રસિકવલ્લભ ગ્રથ પ્રથમ ભારતમાતંડ પંડિત ગટૂલાલજીએ કવિશ્રીના કાવ્યોના ઉપરના અત્યંત પ્રેમને લીધે કવિશ્રીના શિષ્યો પાસેથી મેળવીને પોતાના તરફથી પ્રકટ થતા આર્યસમુદયમાં સંવત ૧૯૪૬ના કાર્તક માસના પ્રથમ અંકમાં મુદ્રિત કરાવેલો હતો ને જો કે શુદ્ધ રૂપે છપાયલો પણ ત્રુટક અને તેના ઉપર ટીકા થયેલી ન હતી. તે પછી ઉક્ત ગ્રંથ તથા પુષ્ટિપથરહસ્ય શ્રીમત સરકાર મહારાજા સાહેબ સર સયાજીરાવ ગાયકવાડના ઉદાર આશ્રયથી પ્રકટ થતી પ્રાચીન કાવ્યમાળાના દ્વિતીય ગ્રંથમાં ર. રા હરગોવિંદદાસ કાંટાવાળા તથા સ્વ. નાથાશંકર શાસ્ત્રી મારફતે પ્રસિદ્ધ થયેલા હતા અને ભક્તિપોષણ ગ્રંથ નર્મનર્મસહિત દયારામકૃત કાવ્ય સંગ્રહમા પ્રસિદ્ધ થયલો છે, રસિકવલ્લભ ગ્રંથ દયારામભાઇએ શ્રીમદ્વલ્લભાચાર્યજી કૃત નિબંધ તથા શ્રીગુસાંઇજીકૃત વિદ્વન્મંડનાદિ વગેરે અનેક ગ્રંથોનું અવલોકન કરીને યોજેલો છે. અને તેમાં બ્રહ્મવાદ અને પુષ્ટિમાર્ગનુ પ્રતિપાદન કરેલુ છે. ઉક્ત ગ્રંથ ઉપર શુદ્ધાદ્વૈત વેદાંતના પરિપક્વ પરિચયવિના કરેલી પ્રાચીન કાવ્યમાળાની સુવિસ્તૃત ટીકામાં તથા સ્વ સાક્ષર ગોવર્ધનરામભાઇ એમણે રચેલા દયારામનાઅક્ષર દેહમાં પણ રસકવલ્લભના અનેક અનર્થો (દોષો) દૃષ્ટિગોચર થયાથી મને ઘણો ખેદ થયો, અને તે ગ્રંથ ઉપર શુદ્ધ ટીકા લખાવવાનો નિશ્ચય થયો.

દયારામભાઇના અપ્રસિદ્ધ ગ્રંથો જ પ્રથમ પ્રકટ કરવાનો નિશ્ચય હતો, પરંતુ ઉપર જણાવ્યા મુજબ રસિકવલ્લભાદિ જેવા ઉત્તમ ગ્રથોની ટીકામા અનેક અનર્થો થયેલા હોવાથી તથા તે ત્રુટક છપાયેલો હોવાથી તથા કેટલાક ગૃહસ્થો તરફથી તેને શુધ્ધરૂપે છપાવવાની સૂચના થયાથી તથા **મુંબઈ યુનીવર્સીટી માં એમ્ એ.**માં ગુજરાતીમાં ટેક્સ બુક તરિકે મંજુર હોવાથી ને કેટલાક

ગૃહસ્થોની માગણી વધુ હોવાથી એ ખોટ પુરી પાડવા માટે ફરીથી ટિપ્પણ સાથે પ્રકટ કર્યો છે. સમયાનુસાર ભક્તિપોષણ ગ્રંથ પણ શુદ્ધરૂપે સૂક્ષ્મ ટિપ્પણ સાથે પ્રકટ કરવામાં આવશે. તથા હવે પછીના આ માળાના ત્રીજા ભાગમાં કવિશ્રીના કેટલાક અપ્રસિદ્ધ ગ્રંથો મુદ્રણ કરાવવામાં આવશે.

મારી લાંબા વખતની ઇચ્છાનુસાર પ્રભુ ઇચ્છાએ તા. ૨૧-૧-૧૬ ના રોજ આ ભક્ત કવિશ્રીના નામનું **સ્મારક ફંડ** વડોદરા પ્રાંતના સુબા માણેકલાલભાઇ સાકરલાલના અધ્યક્ષપણા નીચે રા. જોષી છોટાલાલભાઇ ગિરજાશંકરની પ્રેરણાથી એક કમીટી નીમાઇ ફંડની જુજ રકમ ભરાઇ હતી. આ ફંડ એવી જુજ રકમથી કંઇ ચાલી શકે નહી. આ વખતે નામદાર ગાયકવાડ સરકાર પણ ત્યાં હાજર હતા તેમણે પણ એ ફંડને સારી મદદ કરવા જણાવ્યું હતું, જેથી આશા છે કે ભવિષ્યમાં આ ફંડ એક મોટી સારી રકમનું ઉભુ થશે અને નામદાર ગાયકવાડ સરકાર તથા ગુર્જર પ્રજા પણ તેને સારો આશ્રય આપશેજ. આ ફંડમાં કમીમાં કમી રૂપીઓ એક ને તેથી વધુ રકમ ભરી શકાય તેવા કમીટીએ ઠરાવ કરેલો છે.

ડભોઇના પ્રત્યેક ગૃહસ્થે પોતાની માતૃભૂમિના વીર નરની યાદગીરી માટે આ ફંડમાં પોતાનાથી બને તેટલી ઇચ્છાનુસાર સહાયતા આપવી અને તે ઉપરાંત આ કવિશ્રીની કાવ્ય રચના તે ગુર્જર પ્રજા ઉપર એક મહાન્ ઉપકાર છે તે માટે સમસ્ત ગુર્જર પ્રજાને પણ આ ફંડમાં પોતાનાથી બનતી સહાય આપવા મારી (પ્રકાશકની) વિનંતિ છે. આ ફંડમાં જે રકમ મોકલવામાં આવશે. તેની છાપેલી પોહોંચ આપવામાં આવશે. તેમાં ભરવા ઇચ્છનાર ગૃહસ્થે **નારાયણદાસ પરમાનંદદાસ શાહ ડભોઇવાળા** ઠે. સી., પી. ટેંકરોડ મુંબઇ નં. ૪ એ સરનામે રકમ મોકલી આપવી.

આ દ્વિતીય ભાગ છપાવવામાં મારા પરમસ્નેહી વે. શા. સંપન્ન મગલાલ ગણપતરામ શાસ્ત્રી એમ. એ. તથા રા. રા. મૂળચંદ તુળસીદાસ તેલીવાળા બી. એ. એલ્. એલ્. બી. તથા વૈ. શા. સં. શાસ્ત્રી વસંતરામભાઇ, તથા સાક્ષર 'તનસુખરામભાઇ' વગેરેએ જે ઉત્તમ સૂચનાઓ કરી છે તે બદ્દલ તેમનો આભાર માનવામાં આવે છે.

અસલ ગ્રંથો કવિશ્રીના કૃપાપાત્ર શિષ્યપુત્ર જોષી છોટાલાલભાઇ ગિરિજાશંકર શ્રી ડભોઇ પુષ્ટિમાર્ગીય પુસ્તકાલયના પ્રમુખ કે જેઓએ કવિશ્રીના ગ્રંથો સારી રુચિનિમાં ત્વરાએ બહાર પાડવા અને મદદનીશ ગ્રંથ

શોધી આપ્યા છે તથા ટીકા માટે કેટલાંક ઉપયોગી પ્રમાણો આપ્યા છે. તે બદલ તેમનો પણ આભાર માનવાની તક આ સ્થળે હું ચુકતો નથી. શાસ્ત્રી વસંતરામભાઈએ પ્રુફ શોધવાની તથા સદર કાવ્યો સારી રીતે મમજી તેની સારી રીતે સમજાય તેવી નોટ લખી છે તે બદલ પણ તેમનો આભાર માનવામાં આવે છે.

આ ગ્રંથની કિંમત પ્રથમ રૂપીઓ સવાજ રાખવાની હતી. પણ ચાલુ લડાઈના સબબે કાગળો તથા બાઇડિંગ વિગેરેના ભાવો વધી જવાથી ન છુટકેજ તેની કીંમતમાં ચાર આના વધારવા પડયા છે તે ઉપર વાચક વર્ગનું ખાસ ધ્યાન ખેંચું છું.

ગુર્જર સાહિત્યનું મુદ્રણ કરનાર ગૃહસ્થોને અત્યાર સુધીમાં ના. ગાયકવાડ મહારાજા વગેરે તરફથી ઉદાર આશ્રય મળ્યો હતો, અને તેથીજ તેઓ પોતાના કાર્યમાં ફત્તેહમંદ નિવડયા હતા. કવિ નર્મદે દયારામભાઈના કાવ્યો મેળવવા માટે જે દ્રવ્યનો મોટો ભોગ આપવાનું જણાવવામાં આવે છે, તે દ્રવ્ય કાંઈ કવિ નર્મદનું સ્વોપાર્જીત ન હતું. જનસમાજ તરફથીજ તે દ્રવ્ય મળતું. સદ્ગત માસ્તર ઇચ્છારામભાઈ, રા. બ. કાંટાવાળા વગેરે ગુર્જર સાહિત્યના પ્રકટકર્તાઓ અનેક શ્રીમાનો તરફથી ઉદાર મદદ મેળવતા હતા. તેટલી મદદ કંઈ આ ગ્રથમાળાને મળી નથી.

આવા ગ્રંથો છપાવીને સાક્ષરકોટિમાં પ્રવેશ કરવાની મારી ઇચ્છા નથી, પરંતુ આ મહાકવિને ગુર્જર સાહિત્યમાં જે મોટો અન્યાય થયો છે તે દૂર થાય અને તેમના પ્રસિદ્ધ તથા અપ્રસિદ્ધ કાવ્યો શુદ્ધ રીતે છપાય તથા તેમનું શુદ્ધ જીવનચરિત્ર પણ છપાય ને તે કવિશ્રીની પરમઋણી ગુર્જર પ્રજા પ્રેમથી વાંચે, અને તેથી તેનો વિશેષ પ્રસાર થાય, અને ગુર્જર સાહિત્ય પણ આવાં ઉચ્ચ પ્રકારનાં સાહિત્યોથી પુષ્ટ બને, અને કવિશ્રીની યાદગીરી માટે ખોલેલુ ફંડ ઘણી મોટી રકમનું થાય, એવી મારી આંતર ઇચ્છા છે. આશા છે કે ગુર્જર પ્રજા તરફથી મારી તે ઇચ્છાલતાનું યોગ્ય સિંચન થશે તો મારા પ્રયત્નનું કાંઈક સાફલ્ય થયેલું હું માનીશ. ઇતિ શુભમ્

શ્રાવણ વદી ૯ નંદમહોત્સવ
સંવત ૧૯૭૭.
સી. પી. ટેંક રોડ, લાડનીવાડી
શ્રી મુંબાઈ, નં. ૪.

નારાયણદાસ પરમાનંદદાસ શાહ,
ઉભોઇવાળાના
સર્વ વાંચકોને સપ્રેમ ભગવત્સ્મરણ.

# અમારે ત્યાં મળતાં ખાસ વૈષ્ણવોપયોગી પુસ્તકો.

| | |
|---|---|
| શ્રી દયારામકૃત કાવ્ય મણિમાલા ભાગ ૧ | ૧–૪–૦ |
| શ્રી દયારામકૃત કાવ્ય મણિમાલા ભાગ ૨ | ૧–૮–૦ |
| શ્રી દયારામકૃત કાવ્ય સંગ્રહ | ૧–૮–૦ |
| દયારામનો અક્ષરદેહ | ૧–૪–૦ |
| મનુષ્યનું કર્તવ્ય અને ધર્મજીજ્ઞાસા | ૦-૧૨-૦ |
| શ્રી નરસિંહમેહેતા કૃતકાવ્ય સંગ્રહ | ૮–૦–૦ |
| શ્રી નરસિંહમેહેતાનું જીવનચરિત્ર | ૦–૮–૦ |
| શ્રી મીરાંબાઇનું જીવનચરિત્ર | ૦–૮–૦ |
| શ્રીમદ્ વલ્લભાચાર્યજીનું જીવનચરિત્ર | ૧–૦–૦ |
| શ્રી કબીરદાસનું જીવનચરિત્ર | ૧–૦–૦ |
| શ્રીકૃષ્ણસુદામા | ૦-૧૨-૦ |
| બસોબાવનની વાર્તા વ્રજભાષા | ૪–૦–૦ |
| ચોરાશી વૈષ્ણવની વાર્તા ,, | ૧–૮–૦ |
| ઠાકોર મહાત્મ્ય–સટીક | ૧–૦–૦ |
| ભક્ત રત્નાવલી મોટી | ૧–૮–૦ |
| ચોરાશી વૈષ્ણવની વાર્તા વ્રજભાષા મથુરાની | ૩–૦–૦ |
| શ્રી સુબોધનીજી પ્રથમસ્કંધ | ૮–૮–૦ |
| કીર્તનનું બારે માસનાં ભાગ ૩ | ૯–૦–૦ |
| ચોરાશી તથા બસોબાવન સાથે બાંધેલા [illegible] | ૬–૦–૦ |
| શ્રી વલ્લભદિગ્વીજય | ૧–૮–૦ |
| તત્વાર્થદીપ નિબંધ ગુજરાતી | ૧–૦–૦ |
| શ્રીમદ્ ભાગવત | ૨–૮–૦ |
| શ્રીકૃષ્ણ લીલામૃત ભાગ ૧ લો | ૧–૦–૦ |
| શ્રીકૃષ્ણ લીલામૃત ભાગ ૨ જો | ૧–૦–૦ |
| શ્રી કીર્તન રત્નાકર | ૩–૦–૦ |
| વિવિધ ધોળ પદસંગ્રહ ભા.૧ | ૦–૮–૦ |
| વિવિધ ધોળ પદસંગ્રહ ભા.૨ | ૦–૮–૦ |
| શ્રી ગોકુળનાથજીનાં ધોળ તથા પદસંગ્રહ | ૧–૦–૦ |
| બ્રહ્મ સબંધ કાવ્યમ | ૦–૬–૦ |
| ૮૪ વૈષ્ણવની વાર્તા ગુજરાતી | ૦-૧૦-૦ |
| ૨૫૨ વૈષ્ણવની વાર્તા ,, | ૧–૮–૦ |
| દીનતા આશ્રયનાં પદસંગ્રહ | ૧-૧૦-૦ |
| શ્રી વિદ્વનમંડન | ૧–૦–૦ |
| ભક્તપ્રકાશ (ભક્તોનાંચરિત્ર) | ૩–૦–૦ |
| પ્રેમમાર્ગ વ્રજભાષા | ૧–૦–૦ |
| વલ્લભાખ્યાન વ્રજભાષા | ૧–૦–૦ |
| વલ્લભાખ્યાન ,, | ૦–૮–૦ |
| વલ્લભાખ્યાન ગુજરાતી | ૦–૮–૦ |
| શિક્ષાપત્ર વ્રજભાષા. | ૩–૦–૦ |
| તુલસીદાસની સાખી ન્હાની | ૦–૭–૦ |
| મુક્તમાળા | ૦-૧૨-૦ |
| ગોવરધનનાથજીનું પ્રાગટ્ય | ૦–૮–૦ |
| શુદ્ધાદ્વૈત માર્તંડ. | ૧-૧૨-૦ |
| સટીક ષોળપદ. | ૦-૧૦-૦ |
| વિવિધ ષોળપદ. | ૦–૮–૦ |

# परम भगवदीय दयारामभाई.

સૃષ્ટિસૌંદર્યથી પરિપૂર્ણ, અનેક વિદ્વાનોની જન્મભૂમિ 'ગરવી ગુજરાત'ના અલંકારરૂપ, મહાનુભાવી પરમ ભગવદીય દયારામભાઇનો ગુર્જર સાહિત્યના અભ્યાસીઓને પરિચય કરાવવો, એ કાર્ય, શરદ્દઋતુની પૂર્ણિમાની મધ્ય રાત્રિએ ગગનમંડળને પ્રકાશિત કરી રહેલા રજનીપતિનો પરિચય કરાવવા સરખું જ ગણાશે. દયારામભાઇ ગુર્જર સાહિત્યના નિષ્કલંક ચંદ્ર છે. ગુર્જર સાહિત્યદેવીને સંપૂર્ણ રીતે શણગારનાર તેઓ જ છે. આદ્ય કવિ નરસિંહ મહેતાએ જે ગિરાને સંપૂર્ણ અલંકૃત કરીને, જેનું ગૌરવ સર્વત્ર પ્રસરાવ્યું હતું, તે જ ગિરાને અસલ સ્વરૂપમાં સુશોભિત કરીને તેનું ગૌરવ કાંઇ ઓર જ દિશામાં ફેલાવનાર જો કોઇ પણ કવિ હોય તો તે શ્રીદયારામભાઇ જ છે. ગુર્જરગિરાનાં પરમ ભાગ્ય છે કે, તેના ઉપાસકો, તેની પ્રતિષ્ઠાને વૃદ્ધિગત કરનારા સેવકો ભક્તો જ છે. વસ્તુતઃ સર્વ સાહિત્યની રસમયતા અને ફલદરૂપતા માત્ર ભક્ત હૃદયોના જ આભારી છે. પ્રભુપ્રેમથી જે હૃદય અંકિત થયલું નથી, પ્રભુપ્રેમની કસોટી ઉપર જે હૃદય ચડીને શુદ્ધ સાબીત થયલું નથી, તે હૃદય પોતાનો પ્રભાવ ચિરસ્થાયી કરવા કદાપિ સમર્થ થઇ શકે નહિ, એ સર્વમાન્ય સિદ્ધાંતસત્ર છે. ગુર્જરગિરાને આદિમાં શ્રીનરસિંહ-મહેતાએ પોતાના પ્રેમહૃદયના ઉજ્જ્વલ અને અલૌકિક ભાવરૂપ આભૂષણોથી અલંકૃત કરી, ત્યાર પછી તેવાં હૃદયોનાં અભાવે તેનાં સુવ્યવસ્થિત ભૂષણો કાંઇક અસ્તવ્યસ્ત થઇ ગયાં. છેવટે તેને તેવી સ્થિતિમાં નિહાળીને આદિ કવિએ જ પુનઃ જન્મ લીધો હોયને શું એમ કવિશ્રી દયારામભાઇએ પુનઃ સ્વહૃદયમાં ઉદ્ભવેલાં, કાન્તિમય સ્નેહસૂત્રગ્રથિત ઉદ્ગારરત્નોના અલંકારો ધરાવ્યા, અને તેનાં લાવણ્યને અચ્છી તરેહથી ખીલવ્યું. આવાં લોકોત્તર સામર્થ્યથી પોતાનો પરિચય આપી રહેલા પ્રભુપ્રેમપથના વિહારીનો થોડો પણ પરિચય આપવાનો પ્રયાસ કરવો એ કસ્તૂરીનાં સુગંધનું વર્ણન કરવાને બેસવા જેવું કાર્ય છે. વ્રજભાષાના ઉપવનના ભ્રમર, ઉર્દૂ, મરાઠી, મારવાડી, તેલુગુ વગેરે સર્વ ભાષાઓને શ્રીશ્યામસુંદરના ગુણગાનરૂપ મહામંત્રથી પુનિત કરનાર કવિશ્રીનાં સ્વરૂપને આલેખવું એ ઉપર કહ્યાં પ્રમાણે સા-

-વિલાસી, ભક્તિમાન્ સાક્ષરો માટે અતિનવીન નથી; પરંતુ એ સાહિત્ય-ચંદ્રનાં યથાર્થ સ્વરૂપની ઝાંખી કરવામાં વારંવાર ખલેલ પોચાડનારાં કલ્પના સૃષ્ટિનાં શ્યામ વાદળોઓને સત્યસમીરના પ્રબલ વેગથી દૂર કરવાની આવશ્યકતા હોવાથી અત્ર આદરાતો પ્રયાસ ઉપયોગરહિત નહિ જ ગણાય.

## वस्तुनिर्णयमां अधिकारनी अपेक्षा.

હાર્ટમેન નામના એક પાશ્ચાત્ય વિદ્વાન લખે છે કેઃ—

[1]આ દૃશ્યમાન જગત વિચિત્રતાથી ભરેલું છે એ તો સર્વ કોઇ કબુલ કરે છે ને કરશે. જગત વિશાળ છે અને તેની વિશાળતાના પ્રમાણમાં સાધારણ મનુષ્યની બુદ્ધિ બહુ સંકુચિત છે. જગત સુખી કે દુઃખી એવો પ્રશ્ન કોઇને કરશો તો બહુધા તે પોતાના સુખદુઃખ ઉપરથી જગતના સુખ દુઃખનો નિર્ણય કરતો માલમ પડશે. પોતે સુખી તો આખું જગત સુખી, અને પોતે દુઃખી તો આખું જગત દુઃખી. આ પ્રમાણે આ એકજ બાબતમાં નહિ પરંતુ લગભગ બધી જ બાબતમાં મનુષ્ય વિશેષે કરીને પોતાના જ અનુભવ ઉપરથી જગત આખાને માટે અથવા તેના કોઇ પણ અંશને માટે અભિપ્રાય બાંધતો આવ્યો છે ને બાંધતો જાય છે. કારણ તો ઉપર કહેવામાં જ આવ્યું છે કે એક તરફથી જગત વિશાળ છે અને વિચિત્રતાથી ભરપૂર છે, ને બીજી તરફથી તેનાપર અભિપ્રાય આપવાનો કારભાર ચલાનારી બુદ્ધિ બહુ સંકુચિત છે. યંત્રારૂઢ મનુષ્ય ઇચ્છે ચાહે ન ઇચ્છે તો પણ બુદ્ધિ–કારભારી પોતાનું અભિપ્રાય બાંધવાનું કામ કર્યો જાય છે અને કર્યો જશે. રાજ્યની લગામ હાથમાં આવી એટલે કારભારીને ગમે તે રીતે પણ કારભાર ચલાવે જ છૂટકો. ફળ તો તેની શક્તિના પ્રમાણમાં સારૂં નરસું આવશે જ એ જુદી વાત છે, પણ કારભારીને ગમે તેમ પણ કામોનો ફેંસલો કરવો પડશે. દુનીઆમાં જેટલી વ્યક્તિ છે તેટલાં જ મનોરાજ્ય છે, અને તે સર્વનો ઉત્તમ, મધ્યમ અથવા કનિષ્ઠ રીતે પણ વ્યવહાર ચાલ્યા કરે છે અને ચાલ્યા કરવાનો. એકને અમુક અભિપ્રાય ખરો લાગશે તો

---

[1]. અહીંથી ચાર પેરેગ્રાફ પ્રે. રા. ટ્રેનિંગ કોલેજ, ( અમદાવાદ ; ના અધ્યાપક પરમ ભગવદીય રા. મનમોહનદાસભાઇએ લખેલા છે, જેને માટે તેમનો આભાર માનું છું.

દેખાય છે. તોપણ સર્વ વિષયને તે પહોંચી વળી શકતી નથી, કદાચ કોઇને એવો પ્રશ્ન અહીં ઉઠે કે આ જગતરૂપી યંત્ર જે બુદ્ધિવૈભવને આધારે ચાલી રહેલું છે તેને અસમર્થ કેમ કહી શકાય? વાત ખરી છે કે જગતરૂપી યંત્ર એને પ્રભાવે જ ચાલે છે, પણ જગતનાં સઘળાં કાર્યો એક જ કક્ષાનાં નથી, અને એ કાર્યોનો ઘણો મોટો ભાગ બલ્કે એમ પણ કહીએ તો ચાલે કે લગભગ બધો ભાગ નિચલી ભૂમિકાપરના વિષયો સાથે જ વિશેષ સબંધ ધરાવે છે, તેથી બુદ્ધિનું સંકુચિતપણું જેટલું છે તેટલું સર્વના અનુભવવામાં આવતું નથી, અને જનસમાજ પોતાનાં કાર્ય બેધડક ચલાવ્યા જાય છે, તથા એક સબંધમાં ઉત્તમ, બીજાને માટે મધ્યમ, તો ત્રીજાને માટે કનિષ્ઠ એમ અભિપ્રાય પણ ધમધોકાર આવતો જાય છે. આ અભિપ્રાય કોઇ વખત ખરો પણ હોય છે, તો કોઇ વખત ખોટો પણ હોય છે; અને તેનું કારણ પણ ઉપર કહ્યું તેમ વિસ્તૃતતા અથવા સંકુચિતતા સિવાય બીજું કશું હોતું નથી, ઉપર એક વખત બુદ્ધિની સંકુચિતતા વર્ણવ્યા પછી અહીં પાછી તેની વિસ્તૃતતા પણ કહી તેથી વિરોધ જેવું લાગશે, પરંતુ વસ્તુવિચારે એ વિરોધી બાબત નથી. બુદ્ધિપર વિષયોના સંબંધમાં તો બુદ્ધિ હમેશને માટે સંકુચિત જ છે એવો એક નિત્ય નિયમ બાંધીએ તો ખોટું નથી. પરંતુ વ્યવહારના સામાન્ય વિષયો કે જેમાં બુદ્ધિનું જોર પૂર જોસમાં માલમ પડે છે, તેમાં તો બુદ્ધિની વિસ્તૃતતા અને સંકુચિતતા માનવામાં કોઇ પ્રકારની હાનિ નથી. સારૂં અને નરસું એ શબ્દો જ સાપેક્ષ છે, અને જ્યારે જ્યારે અમુક વસ્તુને સારી અથવા નરસી કહેવામાં આવે છે, ત્યારે કહેનારને ખબર નથી હોતી કે એનો અમુક વસ્તુ સાથે મુકાબલો કરીને એ પ્રમાણે કહું છું, પરંતુ એ મુકાબલો તેની જાણ વગર પણ થયા વિના રહેતો નથી. કોઇ વસ્તુને ઉત્તમ કહી એટલે તેના ધ્યાનમાં આવેલી બીજી એવી ચીજો કરતાં તે ઉત્તમ તેને લાગી, એથી ઉલટી બાબતોમાં પણ તેવું જ સમજવું.

વિશ્વનાયકની વિચિત્ર સૃષ્ટિના કોઇ પ[illegible] વ[illegible] . તે તે વિરલ અધિકારીઓને જ ભાસે છે, અ[illegible] સ્વરૂપને, તેમાં રહેલી ખુબીને તેના સમીપ[illegible] શકતાં નથી, જેટલું તેથી દૂર રહેલો [illegible]

મેઘજલબિન્દુના સ્વારસ્યને કોણ સમજી શકે? જલમાં રહેલાં ચૈતન્યને માછલાં સિવાય જલનું સેવન કરતાં અન્ય કોઇ અનુભવી શકે તેમ નથી. દીપશિખામાં રહેલાં જ્યોતીરૂપ તત્ત્વને તો પતંગ જ પારખે છે. તેવી જ રીતે એ સાહિત્યચંદ્રના આત્માને લોકોત્તર સાહિત્યના જ અભ્યાસીઓ સિવાય અન્ય વર્ગ ન જાણી શકે તો તે કાંઈ આશ્ચર્યજનક નહિ જ કહેવાય.

## અધિકારિભેદે વસ્તુસ્વરૂપભેદ.

બ્રહ્મજ્ઞાનની દૃષ્ટિએ જોતાં સર્વ પદાર્થમાત્ર ભગવત્સ્વરૂપ જ છે,' તથાપિ તેટલી કક્ષાએ નહિ પહોચેલાઓને તે જન્મનાશાદિ પ્રાકૃત દોષથી યુક્તજ ભાસે છે, તેમાં વસ્તુનો દોષ નથી. સ્વાતિનક્ષત્રનું જલબિન્દુ છીપમાં સ્થાન મેળવીને જ મુક્તારૂપે પરિણમે છે, જ્યારે તપેલા લોઢા ઉપર જતાં નાશને પ્રાપ્ત થાય છે. ચંદ્રના કિરણો ચંદ્રકાંતમણિને સ્પર્શીને જલને ઉત્પન્ન કરે છે, જ્યારે તે કોઇ વિરહીનો સમાગમ કરે છે, ત્યારે અંગારારૂપ થઇ પડે છે! મનુષ્યનાં બાહ્ય સ્વરૂપનો ખ્યાલ જેટલો સ્વચ્છ દર્પણ આપી શકશે તેટલો ફોટોગ્રાફ યા ચિત્ર નહિ જ આપી શકે. આ બધું શું સૂચવે છે? એજ કે, પદાર્થમાત્ર ભગવદ્રૂપ હોવાથી કોઇ પણ પ્રકારના દોષથી રહિત છે,' તથાપિ દ્રષ્ટાની મર્યાદામાં રહેલું વાતાવરણ શુદ્ધ પદાર્થના સ્વરૂપને કલંકિત કરી દે છે. पश्यति पित्तोपहतः शशिशुभ्रं शङ्खमपि पीतं એ કહેવત ઉપરનો જ પાઠ શિખવે છે. એ પ્રમાણે કોઇ પણ સ્વરૂપનો નિર્ધાર કરવામાં તે તે પદાર્થોનાં અધિકારીઓ જેવા ધ્રૌવ્યંદ નિવડે, તેવી રીતે બીજા ન જ નિવડે એ નિયમ અનુલ્લંઘ્ય છે. એ નિયમનો અમને અત્ર સાક્ષાત્કાર થયા સિવાય રહેતો નથી. આકાશસ્થ ચંદ્રમાં જણાતાં કલંક માટે જેમ અજ્ઞ બાલકો વિચિત્ર મૃગાદિની કલ્પનાઓ કરે છે, કાવ્યસામર્થ્યને દેખાડવાને તત્પર થયેલાઓ તરફથી પંકાદિની કલ્પનાઓ થાય છે, અને વસ્તુતઃ નિર્ધાર તો દૈવજ્ઞ જ કરી શકે છે, તેમ આ કવિ ચંદ્રમાં કલંકનો આભાસ થતાં જ, તેના ઉપર 'સ્વાનુભવનાં પરિણામ'રૂપ અનેક ચિત્રવિચિત્ર કલ્પનાઓ થઇ છે, જેને માટે વિશેષ નિર્દેશ કરવો અત્ર અનુચિત જ છે. કવિવર કહે છે કેઃ—

'શું જાણે વ્યાકરણી, વસ્તુને શું જાણે વ્યાકરણી?'

પ્રકીર્ણપદ.

'ગમ્ય ન પડે અવરને, પુષ્ટિસૃષ્ટિનું જીવન.'

પુષ્ટિપથરહસ્ય.

## ઉત્તમ પદાર્થના ગ્રાહકો વિરલ જ હોય છે.

દુનિયામાં બધા ઉત્તમ વસ્તુના અભિલાષી નથી હોતા. સો ટચનું સુવર્ણ તો કોઇક જ ખરીદે છે. તેમાં પણ ચાલુ જમાનાને તો 'ગીની ગોલ્ડ' જ વધુ પસંદ પડે છે' આવી રોશનીમાં જન્મેલાઓ કવિશ્રીનાં સ્વરૂપને, તેમાં રહેલી લોકોત્તર દિવ્યતાને ક્યાંથી અનુભવે? કવિશ્રીનાં સ્વરૂપને આલેખવાના ઉદ્દેશથી અત્યાર સુધીમાં લખાયલાં અનેક પુસ્તકોમાં ઉપરનો જ નિયમ બહુધા નજરે નિહાળાય છે. પહેલાં જણાવ્યું તેમ તેમનો અધિકાર તેટલા જ પુરતો હશે, એથી જ તેઓ કવિના સ્વરૂપની યથાર્થ ઝાંખી કરવાને કમનસીબ હોય તો તેમાં કાંઇ નવાઇ જેવું નહિ ગણાય. હીરાની પરીક્ષા કરવાની તીવ્ર મગજશક્તિના અભાવે ઝવેરાતને પારખવા બેઠેલો ઝવેરી કેવી કફોડી સ્થિતિમાં આવી પડે છે? તેવોજ અનુભવ અત્ર પણ અમુક હૃદયોને થાય તો વ્યાજબીજ ગણાવો જોઇએ.

### કવિચંદનું સ્વરૂપ અવલોકવાની એક વિલક્ષણ દૃષ્ટિ.

શ્રીમદાચાર્યચરણ પુષ્ટિસૃષ્ટિનું લક્ષણ આપનાં ઉપદેશે છે કે:—

न ते पाषण्डतां यान्ति न च रोगाद्युपद्रवाः ।
महानुभावाः प्रायेण शास्त्रं शुद्धत्वहेतवे ॥
भगवत्तारतम्येन तारतम्यं भजन्ति हि ।

× × × ×

भगवत्सेवका ये तु कथञ्चिद् भिन्नतां गताः ।
भवान्तसम्भवाद्देवास्तेपामर्थे निरूप्यते ॥

ઉપરનાં સર્વ વાક્યોનો ભાવાર્થ એ જ છે કે કાંઇક નિગૂઢ કારણથી પ્રભુથી ભિન્ન થયલા ભગવાનના સેવકો લોકના જ ઉદ્ધારાર્થ જન્મ ધારણ કરે છે, અને પ્રભુની આજ્ઞાને અનુસરીને તે તે અલૌકિક કાર્યો કરીને પુનઃ પ્રભુની નિત્ય લીલામાં પધારે છે. આવા અલૌકિક પુરુષો લોકમાં અવતાર લઇને પોતાનો સર્વ પ્રભાવ લોકમાં પ્રકટ કરતા નથી જ. લોકમાં પ્રકટ થઇને

લોકનું અનુસરણ કરે છે. જો કે કોઇક વખતે લોકોત્તર કાર્ય કરીને પોતાની અલૌકિકતા પ્રકટ કરે છે, પરંતુ તેનો નિર્ધાર તો કોઇ વિરલનેજ થાય છે. એ મહાનુભાવોનાં લોકાનુસરણથી જ્યારે કોઇ સૃષ્ટિ મહામોહમાં ડૂબી જાય છે, ત્યારે કોઇ ભગવદનુગૃહીત સૃષ્ટિ તેમનાં લોકાનુસરણમાં પણ રહેલાં ઉંડા મર્મને નિહાળીને તેમાંથી કાંઇ અન્ય જ રહસ્યને ગ્રહણ કરે છે. અલૌકિક મહાનુભાવોનાં લોકોત્તર કાર્યને ભૂલી જઇને એઓની સરહસ્ય લોકાનુકૃતિમાંથી રહસ્ય ગ્રહણ કરવાની શક્તિના અભાવે તે કાર્યથી તેવા પરમ મહાનુભાવીઓને સાધારણ જીવસમાન જ માની લેવાની ધૃષ્ટતા કરનારી સૃષ્ટિ દૈવથી ઇતર જ ગણી શકાશે. આ વિલક્ષણ દૃષ્ટિ તરત જ પ્રાપ્ત થતી નથી, પરંતુ અનેક પ્રકારના અનુભવો અને ભગવદનુગ્રહથી જ પ્રાપ્ત થાય છે. કવિશ્રીનાં કાવ્યોમાં અનેક સ્થળે આ લોકોત્તર દૃષ્ટિ ચમકારા મારે છે, જેનો ઉલ્લેખ અત્ર અસ્થાને ગણાશે નહિ.

'હરિનું પૂજન સહુ સંતોપજી, તે મહાસેવા વૈષ્ણવ તોપજી;
શ્રીહરિ શ્રીગુરુ સંત સમાનજી, જેમ ત્રય ગંગા ત્યમ અનુમાનજી,
'પ્રભુ પૂર્ણ સંગી પૂર્ણ હોય, પૂરણપણે મદ થાય;
મદસૂદન માધવ બિરદ છે, ગુણ દોષ સહુ થઇ જાય.
ન્યૂનતા વણુ નવ દીનતા, દીનતા વિના ન કૃપાય;
ન્યૂનતા ન હોય મુજ દાસમાં, તેનો કરવો કાંઇ ઉપાય.
એમ વિચારી હરિ ભક્તમાં, નિજ ઇચ્છાકૃત ધર્યો દોષ;
તે જોઇ દીન બન્યા રહે, બાકી ખરા સદ્‌ગુણ કોપ.'

× × × ×

'કાજળ ટપકુંરૂપી સુત ગાલેજી, માત કરે છે જેમ [illegible]
લઘુ લાંછન રક્ષણ આળજી, તેમ નિજજન જરૂ [illegible]

+ + + +

હરિ મુક્યો દોપ મટે નહિ, કરતાં અનેક [illegible]
તે દોપ હરિજનનો લખી, નિંદા ન [illegible]
પ્રભુ ધર્યો તે ક્ષણમાં હરે, નારકી નિંદ [illegible]
સહુ વેપ વૈષ્ણવ પૂજવો, હોય જ્ઞાની [illegible]
જેમ ગમે તેવી ગાય પણ, ફળ [illegible]

શુભ ગુણી સાધુ સેવીએ, તે ધર્મનું અર્ચન.
હરિ મ્હાનું કેવળ અર્ચવું, તે દયા પ્રભુ અર્ચન:
રસિકવલ્લભ.

સંમોહી ગુરુ રામ, લોભી તો વામન જાણો;
ક્રોધી ગુરુ નૃસિંહ, કામી તો કૃષ્ણ પ્રમાણો.
જો ગર્વી તો પરશુરામ, માત્સર્ય વ્યાસજી;
પણ ન ચજે હરિ ભાવ થકી, તે જ સત્યદાસજી.'

\+ + + +

જેવું હરિ ગુરુરૂપ, ત્યમ જ વૈષ્ણવનું જાણો;
વણ શ્રમ મહાફળ મળે, ઉભયથી અધિક પ્રમાણો.
કશું ન સમજ્યો હોય, હોય અતિ પ્રિય જો હરિજન;
તેને કશું કરવું ન રહ્યું, હરિ પ્રિય સમ લોચન.
પુષ્ટિપથ રહસ્ય.

ખરી વાત છે કે ' અત્યંત પવિત્ર જીવનના અભાવમાં ' આ વાત આધુનિક રોશનીમાં રમી રહેલાઓને ગળે ઉતરવી મુસ્કેલ છે, પરંતુ ઉપર જણાવ્યા પ્રમાણે જેઓની કક્ષા લોકથી–પ્રકૃતિથી પર છે, તેઓના અનુભવે તો આ વાત વારંવાર સ્વીકારાયલી છે, અને તેનો જ નિશ્ચય થાય તો જ ઉત્તમ શ્રેયસૂની પ્રાપ્તિ થાય અન્યથા નહિ. એવી જ દૃષ્ટિથી અમે દયારામભાઇને કવિ તરીકે ઓળખાવીને, તેમને કાલિદાસાદિ સંસ્કૃત કવિઓ તેમ જ પ્રેમાનંદાદિ ગુર્જર કવિઓ સાથે તેમની યોગ્યતાની તુલના કરીને તેમના ગૌરવની હાનિ કરવા ઉચુક્ત નહિ જ થઇએ. કારણ કે, તે બધા લૌકિક કવિઓ છે, તેમની સાથે આવા અલૌકિક પુરુષોની તુલના કરવી એ એક પ્રકારનું સાહસ જ છે. એક કવિ કહે છે કે:–

सरसापि कवेर्वाणी हरिनामाङ्किता यदि ।
सादरं गृह्यते तज्ज्ञैः शुक्तिर्मुक्तान्विता यथा ॥

આવા જ કાંઇક આશયથી રા. સાગર પોતાના 'ગુજરાતી ગઝલિસ્તાન' માં લખે છે કે, " સારી કવિતા લખે તે બધા કવિ,' એવી વ્યાખ્યાનો સ્વીકાર કરીએ તો દયારામ, બેશક, ઉંચા'વર્ગનો કવિ ગણી શકાય.

પણ તેનાં આંતર જીવનની સર્વોપરિ પ્રવૃત્તિ અથવા તેના' હૃદયાન્તરના મૂળ પ્રવાહની સત્યતાપરથી નિર્ણય કરીએ, તો તે કવિ નહિ, પણ આશક છે. ભક્ત છે." જો કે રા. સાગરના આવા વિચારો સાથેના બીજા વિચારો, જેવા કે 'કૃષ્ણનું સ્થૂળ શરીર આજે વિદ્યમાન નથી વગેરે, સાથે અમે તે વિચારો ભ્રાન્તિજન્ય હોવાથી અને કવિશ્રીની કવિતાના અભ્યાસના અભાવથી જન્મેલા હોવાથી મળતા થઇશું નહિ, પરંતુ 'સુરી' નાં 'દર્દી જીગર' નાં કાવ્યથી સુપરિચિત હૃદયને બીજાં શુષ્ક હૃદયો કરતાં દયારામભાઇનો ખ્યાલ વધારે આવે તેમ માનવામાં ખેમત હોઇ શકે નહિ. મતલબ કે શુષ્ક વેદાંતના તત્ત્વો આલેખનાર અખો જેમ પોતાને 'કવિ' તરીકે ગણવાની ના પાડે છે, તેમ જ અમે પરમ ભગવદીય ભક્તરાજને લૌકિક કવિઓમાં ગણવાનો દુરાગ્રહ કરતા નથી. અખાની કવિતા માત્ર શુષ્ક વેદાંતથી પૂર્ણ હોવાથી તેની કવિતામાં કાવ્યત્વ ન આવે તે સ્વાભાવિક છે, પરંતુ ભક્તવર્યનું વેદાંત તેમ જ તત્ત્વજ્ઞાન શ્રૌત વિચારોથી તેમજ પ્રસ્થાનચતુષ્ટયના સિદ્ધાંતોમાંથી જન્મ પામેલું હોવાથી તેમાં રસનો પ્રવાહ વહે તો તેમાં કાંઇ આશ્ચર્ય નથી. અલૌકિક પુરુષોની વાણીને જ અર્થ અનુસરે છે, અર્થને વાણી અનુસરતી નથી, એ ન્યાયે કવિવર ભક્તરાજની અલૌકિક વાણીમાં પાછળ જ કવિતા તો ઘસડાતી જ આવે ! આ જ દૃષ્ટિ બિંદુથી જ જો કવિનું સ્વરૂપ જોવામાં આવે તો અમે ધારીએ છીએ કે કવિશ્રીનો આત્મા સારીપેઠે સમજી શકાશે.

## ખાસ આવશ્યક.

કવિવરનાં હૃદયમાંથી વહેતા પ્રભુગામી સ્નેહસ્રોતસને સમજવા માટે બીજી એક સૂચના ખાસ લક્ષ્યમાં રાખવાની છે, તે એ છે કે અલૌકિક શૃંગાર. દુનિયાના પ્રાકૃત પદાર્થોમાં શાસ્ત્રકારોએ વર્ણવેલો એક પણ રસ અસ્તિત્વ નથી ધરાવતો એ શાસ્ત્રકારોનો સર્વસંમત મહાસિદ્ધાંત છે. અર્થાત્ શૃંગારાદિ ભક્તિ સુધીના સર્વ રસો પ્રભુમાં જ છે. જેમ સિંહના શબ્દનો પર્વતમાં પડઘો પડે છે અને પર્વતમાંથી અવાજ નિકળે છે એમ કલ્પાય છે, તેમજ સર્વરસાત્મક, વિશ્વનાયક પ્રભુમાં રહેલા જ સર્વ રસોનો માત્ર આભાસ જ આ દુનિયામાં જણાય છે. જેમ [1]પ્રભુના જ આનંદની એક

---

૧. एतस्यैवानन्दस्यान्यानि मात्रामुपजीवन्ति ।

ક્યાથી સર્વ જગત્ જીવે છે, એમ શ્રુતિ કહે છે, અર્થાત્ એ અગણિતાનંદમય પ્રભુના આનંદનો, આનંદના સમુદ્રરૂપ પ્રભુમાંથી એક સૂક્ષ્મ આનંદનો છાંટો આ સર્વ જગતમાં છે, જેથી દુનિયા પોતાને આનંદમાં મસ્ત માનવાની અદ્ભુતતા દેખાડે છે. વળી નાનાં બાળકો રાજાની ચેષ્ટા કરતાં ક્ષણભર પોતાને રાજા, પ્રધાન, પહેરગીર વગેરે માની લે છે. તેમજ રસમય પ્રભુની દુનિયામાં વસતા પ્રાણીઓ પોતાને રસનો અનુભવ કરનારા માને છે.

## શૃંગારથી કામ સો ગાઉ દૂર છે.

ઉપરના સત્ય સિદ્ધાંતો હૃદયારૂઢ થયા પછી એ નિશ્ચય કરવાનો છે કે શૃંગારને અને લૌકિક કામને કાંઇપણ સંબંધ નથી. જેમ ભૂતપ્રેતપિશાચાદિનો શરીરમાં પ્રવેશ થતાં જ તેની ક્રિયાઓ બદલાય છે, વળી ક્રોધ વગેરેનો પણ પ્રવેશ થતાં જ શારીરિક ક્રિયામાં અસાધારણ ફેરફાર થઇ જાય છે, તેમ કામરૂપ હૃદયને કોરી ખાનાર એક ઝેરી કીડાની ચળવળથી શરીરમાં મહાન વિકારો ઉથલપાથલ ચલાવે છે. ત્યાર પછી થતી ક્રિયાઓને જો કોઇ શૃંગાર કહે તો તેના જેવા વંચિત દુનિયામાં કોઇપણ ન જ કહેવાય. મૂલ શૃંગારને અને કામને કશો સંબંધ નથી. શૃંગારરસરૂપ તો સાક્ષાત્ પ્રભુ જ છે, તેમાં કોઇપણ પ્રાકૃત કામનું અસ્તિત્વ હોય જ નહિ. જો કે રસશાસ્ત્રોક્ત સર્વ ક્રિયાઓ શૃંગારરસરૂપ હોવાથી પ્રભુમાં જણાય છે, પરંતુ તેને લૌકિક કામની કાર્યકક્ષામાં મૂકવાની નથી. પ્રભુ કોટિકંદર્પલાવણ્ય છે અને સાક્ષાત મન્મથમન્મથ છે. ત્યાં આવા કામની ગણતરી શી? આ વિચારદિશાથી જો વિવેક કરવામાં આવે તો સાક્ષરોને જે શૃંગારની સૂગ ચડી છે, તે દૂર થઇ જાય.

## સ્થાનભેદે ગુણદોષવિવેક.

સંગ એ ગુણ છે. તે સંગનો ઉપયોગ જો અસત્ પુરુષો સાથે કરીએ તો તે દુષ્ટ ઠરે છે, અર્થાત્ તે સંગરૂપ ગુણ દોષ બને છે. તેનો જ ઉપયોગ સત્સમાગમમાં થાય તો ગુણ જ મનાય છે. તેવી જ રીતે મનુષ્યહૃદયમાં રહેલો પ્રેમપ્રવાહ દુનિયામાંના પ્રાકૃત પદાર્થ તરફ વહે તો તેથી ગંભીર હાનિ જ જ થાય છે, પરંતુ તે જો પ્રભુ તરફ ઢળે તો ઉત્તમોત્તમ સ્થાન પ્રાપ્ત

થાય છે. દોષ પણ પ્રાકૃત પદાર્થોના જ સંસર્ગથી દોષરૂપ છે. તેનો જો ઉપયોગ અલૌકિકમાં, પ્રભુમાં થાય તો તે પણ ઉદ્ધારક નિવડે છે. જેને માટે અનેક દષ્ટાંતો કવિની વાણીમાં જોવામાં આવે છે.

ઉપરનાં સર્વ લક્ષ્યોને બરોબર અનુલક્ષીને જો કવિશ્રીના આત્મા તરફ દષ્ટિ અપાશે તો અમે ધારીએ છીએ કે, કવિશ્રીનાં સ્વરૂપની યથાર્થ ઝાંખી થવામાં પ્રતિબંધ નહિ નડે. આટલી આવશ્યક સૂચના કરીને કવિશ્રીના જીવનની એક સૂક્ષ્મ રેખા જે આ પુસ્તકમાલાના પહેલા ભાગમાં મુદ્રિત કરવામાં આવેલી છે, તેવું મનન કરવાને અને તેને પણ અત્ર સૂચવેલી દષ્ટિએ જોવાને સૂચવીશું; તે તટસ્થ વાચકોને સત્યાસત્યનિર્ણય કરવાનું સાધન છે.

## ઉપસંહાર.

હવે એક બાબતનો વિચાર કરીને આપણે ભગવદીય મહાત્માનાં સ્વરૂપ નિશ્ચાયક વિચારોથી વિરમીશું.

ચાલુ જમાનામાં નીતિનો બાહ્ય આડંબર ઘણોજ વધી ગયો છે. નીતિમય જીવન ગાળો, નીતિમય કાર્ય કરો, નીતિમય ચરિત્રવાળા થાઓ, એવા પડઘા ચારે દિશાએથી સંભળાય છે! આ માત્ર બહારનો ડોળ છે. જગતને છેતરવાનાં અને માની લીધેલી મહત્તાને સિદ્ધ કરવાનાં વ્યર્થ ફાંફાં છે. નીતિ શું ચીજ છે, તેની કેટલી મર્યાદા છે, તેને ક્યાં સુધી વળગી રહેવાનું છે, એ આજકાલના નીતિને નામે ધતિંગ ચલાવનારાઓ ભાગ્યે જ વિચારે છે. વિષયનો અર્થ શો છે, વિષય કેટલો વ્યાપક છે, તેનો ખ્યાલ ન કરતાં તેઓ એમજ માની લે છે કે અમુક ઇંદ્રિયનો સંબંધ એ જ વિષય અને તેનો ત્યાગ એ જ વિષયત્યાગ અને તે જ નીતિમય જીંદગી. તે ત્યાગ પછી તે શક્તિના અભાવમૂલક હો, વા તેની સેંકડોવાર અધમતાનો નિશ્ચય થઇ ગયા પછીનો હો, સર્વ ઇંદ્રિયો ભલે પોતાના વિષયોમાં મશગુલ રહે, પરંતુ એક ઇંદ્રિયને રોકો. ખરૂં છે કે दोषेषु प्रथमः कामः એ વાક્યાનુસાર અન્ય વિષય કરતાં તે વધારે નીચી પંક્તિએ મૂકનાર છે, પરંતુ તેનાજ નિયમનથી કૃતકૃત્યતા માનીને પોતાને નીતિમાન્ માની લેવાની કાંઇ પણ ધૃષ્ટતા કરવી નહિ જોઇએ. કવિશ્રી કહે છે કે, તેવા વ્યર્થ વિચારમાં ચા

માટે વળખાં મારો છો ? ભગવદ્‌ભાવ સિદ્ધ કરો. ભગવદ્‌ભાવ સિદ્ધ કરશો તો તેથી સહજે જ દૂર થશો. ભગવદ્‌ભાવવિના એ બધાં નકામાં છે.

કામ જીત્યો ત્યારે વધ્યો એક બ્યંઢળ ક્રોધ જીતે વધ્યો વ્રુક્ષરે;
લોભ જીત્યો ત્યારે વધ્યો એક અજગર, જો હરિભાવ નથીરે ભાવ નથી.

સર્વનું મૂળ ભગવદ્‌ભાવ છે. પ્રભુમાં સ્નેહ હોય તો કામાદિનું જીતવું સફલ છે, નહિ તો બધાં સાધનો એકડા વિનાનાં મીંડાં જેવાં છે. ભગવદ્‌ભાવ સિદ્ધ થયા પછી, આસક્તિ સિદ્ધ થયા પછી તેમાં તેનું ચિત્ત જશે જ નહિ. પરંતુ ભગવદ્‌ભાવ સિદ્ધ કરવાની કક્ષામાં થતાં તેવા દોષો જણાય તો કવિશ્રીએ પહેલાં જણાવ્યું તેમ એ દોષો ભગવદિચ્છાકૃત છે, અને દીનતાનાં કારણરૂપ છે. તે દોષો ભગવદીયોમાં દૂષણરૂપ નથી, પણ ભૂષણરૂપ છે! આ અનુભવસિદ્ધ સિદ્ધાંત નિશ્ચિત થયા પછી કવિશ્રી ઉપર જે જે આરોપો મૂકવામાં આવ્યા છે, તે હીન દૃષ્ટિથી અને ' સ્વાનુભવના પરિણામ'થી જન્મ્યા છે, એમ સિદ્ધ થયા સિવાય રહેતું નથી.

અત્ર એટલું વિચારવાનુ છે કે, આજના લોકોમાં અમુક વિષયોના જયથી, અને ભગવદ્‌ભાવની સ્થિરતા તો દૂર રહી, પરંતુ ગ્રન્થોના સમાગમથી, કોઇવાર ક્ષણિક આવેશોથી મહાગર્વ તથા પોતાની ઉત્તમ (ઉન્મત્ત ?) અધિકારિતાના નિશ્ચયનું સાહસ કરાય છે, ત્યારે આવા જગદ્વંદ્ય સચ્ચરિત્ર કવિવરને તો પોતાની અત્યંત ઉચ્ચ સ્થિતિ હોવા છતાં પોતાની પ્રભુસમક્ષ ઉભા રહેવાની થોડી પણ યોગ્યતા નથી એવી દીનતા પ્રાપ્ત થયલી અવલોકાય છેઃ—

" હરિ હું શુભકૃતિથી હીનો, અતિશય અદૃષ્ટનો પણ ઝીણો,
ભ્રષ્ટ હૃદયે માની નહિ શિક્ષા, જગમાં લજ્વી વૈષ્ણવી દીક્ષા."

આવી દીનતા આ જ ક્યાં છે ? પ્રભુને પ્રસન્ન કરવાનું સાધન માત્ર દીનતા છે, અને તેના સિવાય કોઇપણ સાધનનું બલ માનવું એ બુદ્ધિહીનતા જ છે. આવાં દૈન્યને લક્ષને કવિવર ઉપર કાંઇક પણ દોષારોપણ કર્યા પૂર્વે દીનતા એ શું પદાર્થ છે એ સમજવાની જો કોશેષ કરવામાં આવશે તો ઘણો જ લાભ થશે.

ઉપર પ્રમાણે કવિશ્રીનું જીવન સમજવા માટે અપેક્ષિત કેટલીક બાબતો સવિસ્તર સૂચવીને અને તેને માટે અપેક્ષિત અધિકાર અને સિદ્ધાંતોનું દિગ્દર્શન કરાવીને છેવટે કવિશ્રીના શબ્દોમાં જ કહીશું કેઃ—

" ભજન વિના વાત સર્વ જાણજે વૃથા,
મુકી કુથલી સાંભળને કેશવની કથા;
આત્મઘાતી તું જ તારો ન થા,
દયાના પ્રીતમવિના ગતિ નથી સર્વથા.

વસંતપંચમી.
સંવત ૧૯૭૨.

વસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી.



# પ્રસ્તાવના.

આ પુસ્તકમાં પ્રથમ ગ્રંથ રસિકવલ્લભ ગ્રન્થ છાપવામાં આવ્યો છે. આ ગ્રંથ ભારતમાર્તંડ, વેદાંતભટ્ટાચાર્ય સદ્ગત પંડિત ગટ્ટૂલાલજીએ અને રાવબહાદુર હરગોવિંદદાસ કાંટાવાળાએ પહેલાં છપાવેલો છે. ફરીથી મુદ્રણ કરવાનુ પ્રયોજન એટલુંજ કે, પંડિતજીએ છપાવેલા ગ્રન્થમાં અપવાદ સિવાય કોઇ પણ સ્થલે કાવ્યને સ્પષ્ટ કરવાને ટીકારૂપે કાંઇ પણ લખાયુ નથી. રાવબહાદુરે પ્રકટ કરેલા ગ્રન્થમા કવિશ્રીનાં કાવ્યોનો ઘણે ઠેકાણે ખોટો અર્થ કરવામાં આવ્યો છે. વધારે તો શું પણ શુદ્ધાદ્વૈત-શુદ્ધ-અદ્વૈત-મતને તેઓ શુદ્ધ દ્વૈત જ સમજી ગયલા છે! શુદ્ધાદ્વૈત શબ્દમાં—શુદ્ધ શબ્દ પછી લખાતો 'અ'કાર સૂચક 'ા' કાનાને તેઓએ નકામો ગણી કાઢયો જણાય છે, અને તે કવિએ અજાણપણે લખ્યો ગણી કાઢવામાં આવેલો કલ્પ્યો છે. તેમજ ઠેકઠેકાણે એટલી બધી ગેરસમજથી ઉનટા અર્થ કરવામાં આવેલા છે કે; તે વાચીને હાસ્ય અને ઘૃણા સિવાય બીજું કાંઇ ઉદ્ભવે જ નહિ. વળી સ્વર્ગસ્થ ગોવર્ધનરામભાઇએ પણ 'અક્ષરદેહ'માં 'રસિકવલ્લભ'નો મોટો ઉપયોગ કરેલો જણાય છે. તેમણે 'રસિકવલ્લભ' સમજના માટે શ્રમ લીધેલો છે, અને રાવબહાદુર કરતાં કદાચ કાંઇ વધારે સમજેલા હશે, પરંતુ ગ્રન્થનું સંપૂર્ણ હાર્દ સમજવાથી તો તેઓપણ બેનસીબ જ રહેલા. રસિકવલ્લભના ઘણા ભાગનો પોતાના પુસ્તકમાં ઉપન્યાસ કરેલો છે, અને તેને પોતાની કલ્પના પ્રમાણે બેસાડવાનો યત્ન પણ આદર્યો છે તેઓએ આ ગ્રંથને જેવા સ્વરૂપમાં આલેખ્યો છે, તેનું સ્પષ્ટ પૃથક્કરણ તે તે ઠેકાણે ગ્રંથમાંજ વિસ્તારથી કરવામાં આવેલું છે, તેથી તે સંબંધમાં અત્ર મૌન જ ઉચિત છે. તેઓનાં રસિકવલ્લભને સમજવામાં થયલાં સ્ખલનો કાંઇક ઝાંખા સ્વરૂપમાં સ્વર્ગસ્થ કવિ સવિતાનારાયણે 'ગુજરાતી' પત્રમાં પ્રકટ કરેલાં સ્મરણમાં છે. એ સંબધમાં એટલુજ કહેવાનું કે, ગુજરાતી ભાષાના એક ઉપાસક તરીકે પણ માનીને કવિશ્રીની વાણીને મુદ્રણ કરવાની અને તેના ઉપર ગમે તેવા ભાવથી ચર્ચા કરવાની જે તકલીફ તેઓએ ઉઠાવેલી છે, તે માટે તેમનો થોડો આભાર માનવાનો નથી. તેમજ 'ગુજરાતી' પ્રેસના માલીક સ્વર્ગસ્થ

સાક્ષર ઇચ્છારામભાઇએ પણ કવિવર્યનાં સાહિત્યે પ્રકટ કરવાની જે ઉલટ અને ખંત વારંવાર દર્શાવી છે, તે માટે તેમનો ઉપકાર પણ સ્મૃતિપત્ર થતો અટકે એમ નહિ માનવામાં આવે.

ગ્રન્થ સમજાવવા માટે તેની નીચેની નોટ ઘણીજ વિસ્તારથી સરલ ભાષામાં સ્પષ્ટ રીતે લખવામાં આવેલી છે. કોઇ કોઇ ઠેકાણે કવિશ્રીનાં કાવ્યોના થયલા ખોટા અર્થોથી ઉશ્કેરાયલી લાગણીએ તે તે લેખકો પ્રતિ અપેક્ષિત વિવેકની મર્યાદા ઉલ્લંઘન કરી હોય તો તે તટસ્થ નીરક્ષીરવિવેકી વિદ્વાનો ક્ષંતવ્યજ ગણશે. જો કે તે મર્યાદાભંગનો પાઠ મર્હુમ સાક્ષરોના કહેવાતા ઉપયોગી ગ્રંથોજ શીખવે છે. મર્હુમ સાક્ષર ત્રિપાઠી 'અક્ષરદેહ' માં પોતાને બહુવચનથી લખે છે, અને પોતાનાથી લક્ષાવધિ ઉચ્ચ યોગ્યતા ધરાવનારા કવિવર્ય દયારામ અને તેમના પણ પરમવંદ્ય આચાર્ય શ્રીમદ્વલ્લભાચાર્યજી માટે 'વલ્લભ' શબ્દથી જ વ્યવહાર પ્રારંભે છે, અને આ દેશની રૂઢિનો ત્યાગ કરીને પાશ્ચાત્ય રૂઢિનો સ્વીકાર કરવામાં કૃતાર્થતા માને છે. આની અસર ઉછરતા લેખકો ઉપર થાય એ જેટલી સ્વાભાવિક છે, તેટલી જ તટસ્થોના ગ્રંથવિષયક તટસ્થ મનને દૃઢ કરવામાં ઉપેક્ષણીય છે.

રસિકવલ્લભ ગ્રન્થની અંદર કવિશ્રીએ પુષ્ટિમાર્ગના સર્વ સિદ્ધાન્તોને સમજાવવાનો પ્રયાસ કર્યો છે. કવિશ્રીનાં કાવ્યો અસંખ્ય છે, અને દરેક કાવ્યો જુદા જુદા વિષયો ઉપર સચોટ અસર કરનારી ભાષામાં લખાયલાં છે. તે બધાનાં દોહનરૂપે કવિશ્રીએ ભક્તિપોષણ ગ્રંથ લખ્યો છે. તેનાજ વિસ્તારરૂપે, તેમજ વાદવિવાદરૂપે, સ્પષ્ટીકરણરૂપે રસિકવલ્લભ મુકી શકાય ખરો. વ્રજભાષામાં આવો જ વિસ્તૃત ગ્રંથ કવિશ્રીએ લખ્યો છે અને તે **રસિકરંજન** સંજ્ઞાથી પ્રસિદ્ધ છે, જેનું શુદ્ધ મુદ્રણ હવે પછીના ગ્રન્થોમાં પ્રારંભાશે.

રસિકવલ્લભ ગ્રંથ સંબંધે તથા આ પુસ્તકમાં છાપવામાં આવેલા અન્ય ગ્રંથો સંબંધે જે કાંઇ વક્તવ્ય છે, તે ટીકામાં સારી પેઠે કહેવાયલું છે, અને સૂક્ષ્મમાં વસ્તુનિર્દેશરૂપે અનુક્રમણિકામાં યોજાયલું છે, એટલે અત્ર તેનાં વિશેષ વિવેચનની આવશ્યકતા જણાતી નથી.

ગ્રન્થનાં મુદ્રણ સબંધી કેટલુંક કહેવાની જરૂર છે. ગ્રન્થ જેવી શૈલીમાં

લખાયલો મલ્યો છે, તેવોજ મુદ્રિત કર્યો છે. પંડિત ગટ્ટુલાલજીએ પણ આ જ પ્રથાનું અવલંબન કર્યું હતું. વળી કવિશ્રીના સમયમાં બોલાતી ગુર્જરગિરાનું સ્વરૂપ કેવું હશે, એના જીજ્ઞાસુઓને અને તે વેળાએ લખાતી લિપિના સંશોધકોને આ શૈલીથી ઘણો જ લાભ થવા સંભવ છે. તેમ જ કવિશ્રીની ભાષામાં રહેલું માધુર્ય મૂલ ભાષાનું ચાલુ સમયની ભાષામાં પરિવર્તન કરવાથી અનુભવાતું નથી. જેમકે 'અમો છું રાજના ખાસા ખવાસ' એ ઠેકાણે 'અમે છીએ,' 'અમે તો' 'અમો છીએ' વગેરે ચાલુ સમયની ભાષામાં ફેરફાર કરવાથી કાવ્યમર્મ લોપાઇ જવાનો ભય રહે છે. એવીજ રીતે 'જાચું છું' તે બદલે 'યાચું છું' 'સોહાગ' તે ઠેકાણે 'સૌભાગ્ય' વગેરે પરિવર્તનો પણ રસહાનિકર્તૃ ગણાશે. આ પુસ્તકમાં આવાજ ઉદ્દેશથી મૂલ કાવ્યની જોડણી તેવી જ રાખવામાં આવેલી છે. પાછળનાં 'બ્રાહ્મણભક્ત સંવાદ' વગેરેમાં સામયિક ફેરફાર કરવામાં આવેલો છે, તેનું કારણ એક સુપ્રસિદ્ધ [1]સાક્ષરની સૂચના છે. ગ્રંથમાં સ્ટીમ પ્રેસને લીધે ટાઇપો ઉડી જવાથી, તેમ મનુષ્યસ્વભાવના સ્વાભાવિક સ્ખલનથી રહેલી ભૂલો સંભાળ પૂર્વક શોધીને છેલ્લે પાને આપેલી છે.

હવે પછી જે જે ગ્રથો પ્રકટ કરવામાં આવશે તદ્દન નવીજ પદ્ધતિ અને સર્વપ્રિય થઇ પડે તેવી શૈલીનું જ અવલંબન કરીને જનસમાજ સમક્ષ રજુ કરવામાં આવશે. એ સંબંધે વિશેષ કહેવું તે યોગ્ય નથી, પરંતુ પ્રથમ ભાગમાં આ અને આ ભાગમાંના તારતમ્ય ઉપરથી જ તેની ખબર પડશે.

આશા છે કે જનસમાજ આવા અનુપમ ગ્રંથોનો સંગ્રહ કરીને કવિશ્રી તરફની પોતાની ફરજ અદા કરશે અને અન્ય સુંદર ગ્રંથો પ્રકટ કરવા માટેનો અમારો ઉત્સાહ ઉત્તેજીત કરશે. એજ.

વસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી.

---

૧. રા. સાક્ષર તનસુખરામભાઈની સૂચનાથી.

॥ श्रीकृष्णाय नमः ॥
॥ श्रीगोपीजनवल्लभाय नमः ॥
॥ श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ॥

## ॥ श्रीदयारामकृतकाव्यमणिमाला ॥

# ॥ रसिकवल्लभः ॥

પદ ૧ લું—રાગ સામેરી.

પ્રથમ જ પ્રણમું શ્રીગુરુપાયજી, વ્હાલે વંદુ શ્રીવ્રજરાયજી;
અષ્ટ સખા વંદું હરિરૂપજી, રસિકશિરોમણિ કવિકુલભૂપજી. ૧

---

૧. કવિવર ગ્રંથના પ્રારંભમાં શિષ્ટાચારને અનુસરીને મંગલાચરણ કરે છે. यथा देवे तथा गुरौ એ વેદવચનને અનુસરીને પ્રથમ ગુરુના ચરણારવિંદને પ્રણમે છે–' સર્વથી પહેલાં ગુરુપાદને પ્રણમું છું. પછીથી શ્રીવ્રજાધિપ શ્રીકૃષ્ણને વહાલથી વંદુ છું. વળી ભગવદ્રૂપ અષ્ટ સખાઓ, જેઓ રસિક શિરોમણિ અને કવિસમૂહના રાજા છે, તેમને વંદુ છું.' અષ્ટ સખાઓનાં નામોનો દેશ કવિવર સ્વકૃત 'વસ્તુવૃન્દદીપિકા' નામના ગ્રંથમાં કરે છે–
सूरदास सो कृष्ण, तोक परमानन्द जानो; कृष्णदास सो अृषु कुम्भन अर्जुन बखानो, नन्ददास हैं ऋषभ चतुर्भुज विशालनामी; छितस्वामी हैं सुबल श्रीदामा गोविन्दस्वामी, यह अष्ट गोप गोपालके सखा हुते व्रजरायके; फिर वे हि सखा दयाप्रभु श्रीवल्लभ शिरनायके. અષ્ટ સખાઓમાંના કૃષ્ણદાસ, કુંભનદાસ, સૂરદાસ અને પરમાનંદદાસ એ ચાર સખાઓ શ્રીમદ્વલ્લભાચાર્યના અને નંદદાસ, ચતુર્ભુજદાસ, છિતસ્વામી અને ગોવિંદસ્વામી એ ચાર સખા શ્રીમદ્વિઠ્ઠલેશ્વરના અંતરંગ ભક્તો છે.

મુજને જાણી સહુ નિજ દાસજી, મુજ હૃદયામાં પૂરો વાસજી;
મુજને ભાસે નિજ પ્રભુ પંથજી, રચું "રસિકવલ્લભ" શુભ ગ્રંથજી. ૨

ઢાળ.

આ ગ્રંથરચના કરૂં છું, ગુરૂશિષ્યસંવાદે કરી;
જેમાં ખંડન માયાવાદ શુદ્ધાદ્વૈત પ્રતિપાદન ભરી. ૩

---

૨. ઉપર પ્રમાણે ભક્ત કવિ નમસ્કારાત્મક મંગલાચરણ કરીને ગ્રંથ નિર્દેશ કરે છે–સહુ–ગુરુ, ભગવાન્ અને ભગવદીયો મને પોતાનો દાસ જાણીને મારા હૃદયમાં વાસ કરો કે જેથી મને મારા પ્રભુનો માર્ગ ભાસે અને તેથી 'રસિકવલ્લભ' નામનો શુભ ગ્રંથ રચું.

૩. અહીંથી ૮ ટૂંક સુધી ગ્રંથકાર અનુબંધચતુષ્ટયનું નિરૂપણ કરે છે. અધિકારી, વિષય, સંબંધ અને પ્રયોજન એ ચાર અનુબંધ છે. ક્રમશઃ તે સ્પષ્ટ સમજાશે. કવિશ્રી કહે છે કે 'આ ગ્રંથની રચના ગુરુ અને શિષ્યના સંવાદરૂપે હું કરું છું.' આ ઉપરથી એ જાણવાનું કે બીજા સર્વ મતોનું જ્ઞાન મેળવીને તૈયાર થયેલો શિષ્ય અત્ર **અધિકારી** છે. ગ્રંથકાર **વિષય** જણાવે છે– '**રસિકવલ્લભમાં** માયાવાદનું ખંડન અને શુદ્ધાદ્વૈતનું પ્રતિપાદન ભર્યું છે.' અત્ર માયાવાદનું અને શુદ્ધાદ્વૈતનું તાત્પર્ય સમજાવવું અસ્થાને નહિ જ ગણાય. **માયાવાદ** એટલે જગત્ જેવા અનુભવગોચર, ત્રિકાલાબાધિત, સત્ય અને ભગવદ્રૂપ પદાર્થને 'જગન્મિથ્યા' એમ કહીને ખોટો ઠરવનારો વાદ, જગત્નું કારણ સદસદ્વિલક્ષણ માયા છે એવો વાદ તે **માયાવાદ.** આ ગ્રંથમાં તે વાદનું ર્દુશઃ ખંડન કરવામાં આવશે. શ્રીમદ્વલ્લભાચાર્યજીએ પ્રકટ કરેલા શુદ્ધાદ્વૈતવાદનું પ્રતિપાદન પણ સારી પેઠે કરવામાં આવશે. શુદ્ધાદ્વૈતવાદનો ભાવાર્થ આ છે–શુદ્ધાદ્વૈતમાં બે શબ્દ છે; ૧. શુદ્ધ

અને ૨. અદ્વૈત. શુદ્ધ એટલે ભેળસેળ વિનાનું ચોખ્ખું. અદ્વૈત એટલે દ્વૈત નહિ તે. દ્વૈત એટલે બે પ્રકારનું ભેદરૂપે જ્ઞાન થવું તે. જેમકે કાર્ય અને કારણ એ બન્ને જુદાં છે. ઘટ અને મૃત્તિકા જુદાં છે. વસ્તુનું નામ અને રૂપ જુદાં જુદાં હોય છે. આવું ભેદાત્મક જ્ઞાન જ્યારે થાય છે ત્યારે તે જ્ઞાન દ્વૈતજ્ઞાન કહેવાય છે. જગત્ ભગવાન્‌નું કાર્ય છે, ભગવાન્ તેનું કારણ છે, પણ તે ભિન્નાભિન્ન છે એવું જે માને તે દ્વૈતવાદી કહેવાય છે. જેઓ એથી ઉલટું માને તે અદ્વૈતવાદી કહેવાય છે. અર્થાત્ આ દૃષ્ટિવિષય થતું સમગ્ર બ્રહ્માંડ ભગવદ્રૂપ છે, ભગવાનથી જુદું નથી, ઘડો કંઈ મૃત્તિકાથી જુદો કહી શકાય જ નહિ, તેના અંશેઅંશમાં જેમ મૃત્તિકા રહેલી છે, તેમ જગત્‌માં સર્વત્ર ભગવાન્ ઓતપ્રોત થઇને રહેલા છે એવું જ્યારે જ્ઞાન થાય ત્યારે તે જ્ઞાન અદ્વૈત કહેવાય. વાસ્તવિક જોતાં અદ્વૈતવાદ કહો કે બ્રહ્મવાદ કહો, પરંતુ તે ઉપર બતાવેલો વાદ જ તેવો ઠરી શકે છે, પરંતુ અદ્વૈતવાદને શુદ્ધાદ્વૈતરૂપે ઓલખવાનું તાત્પર્ય આ છે. માયાવાદીઓ પોતાના માયાવાદને અદ્વૈતવાદ તરીકે ઓલખાવે છે. અદ્વૈતવાદનાં ઓઠાં નીચે તે લોકો એવો વેદવિરુદ્ધ વાદ ચલાવે છે કે—આ અનુભવાતું જગત્ મિથ્યા છે, માત્ર માયાથી જ તે ભાસે છે, વાસ્તવિક તે આકાશપુષ્પ જેવું છે. આ લોકો 'અદ્વૈતવાદ'ને ડોલ કરવાને માયાનો આશ્રય કરે છે, અને અદ્વૈતને ડોળી નાંખે છે—મલિન કરી નાંખે છે, તેથી તેના વાદથી પોતાનો વાદ ભિન્ન છે, મલિન નથી, તેમના જેવી જુદી માયાના આધારવાલો નથી એમ એમ દર્શાવવા માટે 'શુદ્ધ' એમ પદ જોડ્યું છે.

કવિશ્રી સ્વકૃત सम्प्रदायसार નામક ગ્રંથમાં કહે છે કે,

'शुद्ध कहनको हेतु यह, सोचो चित्त विचारि;
मिथ्यारूप मलिनता, शङ्करि शठ उच्चारि ॥

**જેથકી સહુ સંદેહ ટળે સિદ્ધાંત સુધો ભાસે;**
**પંડે પ્રતીતિ પર્વતપ્રાયે નિશ્ચે ભ્રમણ ભ્રાંતિ નાસે. ૪**
**હોય પ્રકટ ભક્તિ પ્રેમ, શ્રીગિરિધર વસે ઉરમાંહ;**
**નિજ કરી કરુણાદષ્ટિ ભાળે સહજ ઝાલે બાંહ.**

---

આટલું બધું વિસ્તૃત વિવેચન કરવાનું કારણ એ છે કે ર લેખકે આ ટૂંકનો સમજ્યા વિના જે વિચિત્ર અર્થ ઠોકી બેસાડ છે અને તેમ કરીને વાચકવર્ગને ઉંધે રસ્તે દોરવવાનો જે પ્રય કર્યો છે, તેને શુદ્ધ અને સરલ અર્થ સમજાય. તેણે શુદ્ધાદ્વૈત અર્થ કેવો કર્યો છે તે અત્ર આપવામાં આવે છે. 'કર્તા અને કા સ્વામી અને સેવક, જીવ અને ઈશ્વર, ઇત્યાદિ દ્વૈત (બેનું જો કહેવાય છે. બેની એકતાને દ્વૈત કહે છે.' આ લેખકની બુ કેવી ગગનગામિની છે? એકવાર દ્વૈતને 'બેનું જોડકું' કહે અને વળી 'બેની એકતાને' દ્વૈત કહે છે. શુદ્ધા એમ જુદું કાઢે છે! 'શુદ્ધા'નો અર્થજ શુદ્ધ સમજે છે! ધન્ય છે ધીમાન માયાના આવરણથી એકનાએક શબ્દની વિચિત્રાર્થરૂપે આપને પ્રતી થાય છે એથી અમને કંઈ પણ આશ્ચર્ય થતું નથી. એ તો ગં ર્વનગરલેખાનું આકર્ષણ છે!

૪. ઉપરની ટૂકમાં અધિકારી અને વિષયનો નિર્દેશ કરી **સંબંધ** પણ પ્રતિપાદ્યપ્રતિપાદકભાવ જ છે એમ જણાવીને પ્રયોજન નિરૂપણ કરે છે–'જે શુદ્ધ દ્વૈતના પ્રતિપાદન કરવાથી બધા સંશ શમી જાય છે, અને સિદ્ધાંત પણ સૂધો ભાસે છે. પર્વત પ પડયો હોય અને તેનું જેવી રીતે યથાર્થ જ્ઞાન થાય છે, તે તે રીતે આ ગ્રંથથી શુદ્ધાદ્વૈતનું જ્ઞાન થશે, અને ભ્રમણ (માયામાં ભ્રાન્ત દૂર નાસશે.

૫. 'વલી પ્રેમલક્ષણા ભક્તિ પણ પ્રકટ થશે અને ગિરિ શ્રીકૃષ્ણ હૃદયમાં વસશે, એટલું જ નહિ, પરંતુ પોતાનો બનાવ

એવું કથન હું કરૂં છું શ્રીકૃષ્ણપ્રતાપ;
સ્થાપન સગુણ સાકારનું હરિ વિશ્વકર્તા આપ. ૬
નિત્ય ધર્મ સેવકસ્વામીનો એકતા નહિ કો કાળ;
ઇત્યાદિ વર્ણન કરીશ સરલ જેમ સમજે બાળ. ૭

---

કરુણાયુક્ત દૃષ્ટિએ સામું જોશે અને સહજમાં હાથ ગ્રહીને ' આ સંસારસાગરમાંથી ઉદ્ધાર કરશે.

૬. ' શ્રીગુરુ અને ભગવાન્ના પ્રતાપથી હું એવું કથન કરૂં છું. દિવ્ય–અલૌકિક ગુણથી યુક્ત અને અલૌકિક આકારથી યુક્ત આપ જ વિશ્વના કર્તા છે, એવું આ ગ્રંથમાં સ્થાપન કરૂં છું. '

૭. ' સેવક અને સ્વામીનો ધર્મ નિત્યનો–નિરંતરનો–કાયમનો છે, સ્વામી અને સેવકની એકતા કદી થઈ શકતી નથી, વગેરે સરલ વર્ણન કરીશ, જેમ એક નાનું બાળક સમજી શકે તેમ વર્ણવીશ. ' કવિવર કહે છે કે પ્રભુ સ્વામી છે અને જીવ તેનો સેવક છે, એટલે એ બન્નેનો અભેદ કોઈ કાળે પણ ન થાય. આ અભેદ શુદ્ધાદ્વૈત મતનો નહિ, પરંતુ માયાવાદનો સમજવો. અર્થાત્ માયાવાદીઓ જેવો જીવ અને બ્રહ્મનો અભેદ માને છે તેવો અભેદ નથી; પરંતુ ભેદસહિષ્ણુ અભેદ છે. જીવ અંશ છે, પ્રભુ ભગવાન અંશી છે, બ્રહ્મવાદમાં ધર્મ અને ધર્મી, ગુણ અને ગુણી તેમ જ અંશ અને અંશી વચ્ચે ભેદ હોતો નથી, તેવી રીતે જીવ પણ ભગવાન્નો અંશ હોવાથી ચિદ્રૂપે તેનો અભેદ છે, પણ તે અભેદ માયાવાદ[1] જેવો નહિ, પરંતુ ભગવાન્ની ઇચ્છાથી થયેલો ભેદયુક્ત ભેદસહિષ્ણુ અભેદ. ભગવાન્ રમણ માટે સ્વેચ્છાથી બહુરૂપે થાય છે; એમ વેદ કહે છે. બહુરૂપે ક્યારે થવાય ? જ્યારે ભગવાન્માં–

---

૧. નિરાકાર શંકર કહે, બ્રહ્મરૂપ કહે આપ;
અંશી બ્રહ્મ જીવ અંશ હે સમતા શૌંહિ અલાપ.
सम्प्रदायसार.

ગ્રહી શાસ્ત્રમત ઇતિહાસ અ ભુત યુક્તિસહ દષ્ટાંત;
જે સુણ્યેથી જન દયાપ્રીતમ કૃષ્ણ પદ રહે ચંત. ૮

પદ ૨ જું.

શિષ્યે પુછયું શ્રીગુરુમત્યજી, કયમ ભ્રમતી રહે મ્હારી મત્યજી
કૃપા કરી તે મુજને કહિયેજી,શરણાગત છું નિજનો લહિયેજી.
મેં અવલોકયા છે બહુ ગ્રંથજી, તેથી ન ચ્હોંટે મન એક પંથજી
છું વચલેલો દોષ ના ધરશોજી,પુછિશ ઘ્હેલું ક્રોધ ન ધરશોજી.

થી જ ઉત્પન્ન થયલા પદાર્થોમાં પરસ્પર વિલક્ષણતા હોય ત્યારે. એથી એમજ સમજવાનું કે પ્રભુ રમણાર્થે અનેક રૂપે, ભેદ રૂપે સ્વેચ્છાથી થાય છે, થાય છે પોતે જ, માટે અભેદ પણ ખરો અને બહુરૂપે થવા માટે પ્રત્યેક રૂપમાં કાંઈક વિલક્ષણતા સ્વેચ્છાથી રાખે છે માટે ભેદ પણ છે. આ સૂક્ષ્મ ભાવાર્થને કવિવર આગળ ઉપર વધારે સ્પષ્ટ કરશે.

૮. ‘શાસ્ત્રનું શુ મત છે તે પણ લઈશ, અદ્ભુત ઇતિહાસ અને અવનવી યુક્તિઓ દષ્ટાતો આપીશ, જે સાંભળવાથી દયાના પ્રીતમ શ્રીકૃષ્ણના ચરણકમળમાં મનુષ્ય ચિત્ત ચોટયું રહેશે.

૧. કવિશ્રી ગ્રથનો પ્રારંભ કરે છે-‘ શિષ્ય ગુરુ પ્રત્યે પૂછેછે કે હે ગુરો! મારી બુદ્ધિ ચોફેર કેમ ભમ્યા કરે છે? હું આપને શરણે આવેલો છુ, માટે મને આપનો બનાવો અને મારી મતિ કેમ ભમે છે તે કૃપા કરીને મને જણાવો.

૨. ‘મેં ઘણા ગ્રથો જોયા છે, પણ તેથી એ મારું મન એક માર્ગમાં ચોટતું નથી. હું અર્ધદગ્ધ છું, વચલો અધિકારી છુ, તેથી કઈ ગાંડુ ઘેલું પુછી બેસું તો ક્રોધ ન લાવશો.’ ભર્તૃહરિ કવે છે કે ‘જ્ઞાનના લેશથી પડિત માની બેઠેલાને બ્રહ્મા પણ સમજાવી શકતો નથી.’ અત્ર શિષ્ય પણ તેજ કક્ષાનો પોતાને જણાવે છે.

ઢાળ.

મન ક્રોધ ઉપજે એહવું અવળું પુછવું પડશે ખરૂં;
તે વિના ભ્રમ ભાગે નહીં, માટે પ્રથમ વિનતિ કરૂં. ૩
મેં સંગ કર્મઠ બહુ કર્યા, સંન્યાસી યોગી અત્ય;
તેથી તમારાં વચનમાં, સંશય રહે કહું સત્ય. ૪
આપે કથા અદ્દભુત કહી, મેં શ્રવણ કીધી સાર;
તે તદપિ ઉરમાં નાં ઠરી, ત્યહાં સંશય સભર વિકાર.૫
જ્યહાં લગી સંશય ત્યહાં લગી,પ્રભુ સફલ થાય ન ધર્મ;
તે માટેય નિસ્સંદેહ થાવું શ્રીગીતા ભાખ્યો મર્મ. ૬

---

૩. ગતાર્થ હોઈ સ્પષ્ટ છે.

૪. 'મેં ઘણા કર્મજડ કર્મવાદી મીમાંસકોના સંગ કર્યા છે, ઘણા સંન્યાસી, યોગીઓના પણ સંગ કર્યા છે તેથી તમારાં વચનોમાં સંશય રહે છે એ સત્ય વાત આપને કહી દઉં છું.'

'આપે મને અદ્દભુત કથાઓ કહી સંભળાવી, મેં શ્રવણ પણ કરી; પરંતુ તે હૃદયમાં ઠરી નહિ, કારણ કે તેમાં–હૃદયમાં સંશય અને વિકારનો સંભાર ભર્યો છે.'

૫. જ્યાં લગી સંશય મનમાં વસે છે ત્યાંલગી હે પ્રભુ! ધર્મ સફલ નથી જ થતો. માટે સંદેહરહિત થવું. એ જ મર્મ પ્રભુએ ગીતામાં ઉપદેશ્યું છે.' संशयात्मा विनश्यति સંશયવાળો પુરુષ નાશ પામે છે.

૬. 'હે ગુરુજી! પહેલાં તો આપની પાસેથી આત્ર ઉપદેશ પામ્યો હતો, પરંતુ સ્વસિદ્ધાંત સંપૂર્ણ રીતે સમજ્યો ન હતો, જેથી ન કહ્યું હોય ત્યાં પણ મારું ચિત્ત જાય છે.'

ઉપદેશમાત્ર જ આપથી પામ્યો પૂર્વ ગુરુરાય;
સમજ્યો ન સ્વસિદ્ધાંત પૂરું જે ન કહ્યું ચિત્ત જાય. ૭
દયાપ્રીતમ દાસ ના સંગ જે સિદ્ધાંત સમજૂં સત્ય;
એહવી દિશામાં તીર્થ કરવા ગયો કાચી મત્ય. ૮

પદ ૩ જું.

વિના વિવેકે જયહાં ત્યહાં રાચુંજી,જેહ સુણું તે જાણું સાચુંજી;
ભ્રમચગડોળે ચઢયું ચિત્ત મહારૂંજી,નિશ્ચે ન થયું આ એક સારૂંજી.
એમ ભમ્યો હું દ્વાદશ વર્ષજી, તીર્થ કર્યાં પણ હૃદય ન હર્ષજી;
હજુ લગી નિશ્ચે નથી એક ઇષ્ટજી,સહુ પંથ સરખા ન એકેમિષ્ટજી.

ઢાળ.

તો મિષ્ટ લાગે મનથી, જો આવે નિશ્ચે એકમાં;
સહુ વાતમાં ભ્રમ રહે છે, સમજૂ ન સત્ય વિવેકમાં. ૩
પરિપૂર્ણ જ્ઞાની ભલો કે સમજાવવો ભલા મુગ્ધ;
[1]અધબળ્યો સુધરે નહિ જેમ સુધરે ન વચલું દુગ્ધ. ૪

---

૭. 'વળી દયાના વહાલા પ્રભુનો દાસ મારી સાથે નહિ, ભગવદીયનો સંગ પણ મળ્યો નહિ કે સત્ય સિદ્ધાંત સમજું, એવી દશામાં હું કાચી બુદ્ધિનો તીર્થ કરવા ગયો.'

૧-૨-૩. સ્પષ્ટ છે. 'મિષ્ટ' એટલે રુચિકર.

૪. 'સંપૂર્ણ જ્ઞાની સારો, કે જે સમજાવ્યો સમજે. અથવા તો તદ્દન અભણ સારો કે જેમ દોરીએ તેમ દોરાય. પણ અર્ધદગ્ધ તો કદી સુધરે જ નહિ. જેમ વાચી દુધ કશા કામનું નથી તે જ તેવો અર્ધદગ્ધ નકામો છે, ભર્તૃહરિ કહે છે કે–अज्ञः सुखमाराध्यः सुखतरमाराध्यते विशेषज्ञः । ज्ञानलवदुर्विदग्धं ब्रह्मापि नरं न रञ्जयति ।

[1]. 'અધવચડ્યો' એમ પણ પાઠ છે.

નથી અધમ ઉત્તમ પરીક્ષા મન થયું માટીની ડલી;
મધુ મુત્ર વા જલ કૂપ નદી સહુ સ્પર્શથી જાય જ ગલી. ૫
શિવ શક્તિ ગણપતિ રવિ હરિગુણ સાંભળ્યાં જ્યહાં જેહ;
તે વિશ્વકર્તા કહ્યા છે આદિ અનાદિ તેહ. ૬
તે વચન સર્વે વ્યાસનાં મિથ્યા ન કોઇ કહેવાય;
તે થકી નિર્ણય થાય નહિ એક સદા મન ડોહોળાય. ૭
એહવી દિશા છે માહેરી મેં પ્રકટ કહી ગુરુરાય;
તમો દયાપ્રીતમના પ્રિયે કહિ શિશ મુકયું પાય. ૮

પદ ૪ થું.

સુણીને એહવાં શિષ્ય વચનજી,હસી ગુરુબોલ્યા પ્રફુલ્લિતમનજી;
ન કરીશ ચિન્તા સુણય હે તાતજી, સર્વ સુધરશે તારી વાતજી.૧
સઘળા સંદેહ તાહરા ટળશેજી,મન નિશ્ચલ થઈ હરિપદ મળશેજી;
એહવો દીધો આશીર્વાદજી, કહે હે બાળક! ધરી આહ્‌લાદજી.૨

---

૫. 'મને નીચ ઉચ્ચની પરીક્ષા નથી. મારું મન માટીનાં ઢેફાં જેવું થયું છે. માટીનું ઢેફું મધુ, મૂત્ર, કૂપજલ કે નદીજલથી જેમ ગળી જાય છે તેનું મારું મન બન્યું છે.'

૬. 'કોઈ ઠેકાણે શિવના, કોઈ સ્થળે શક્તિના, કોઇ સ્થળે ગણપતિ કે સૂર્યના, તો કોઇ ઠેકાણે શ્રીહરિના–વિષ્ણુના ગુણ સાંભળ્યા. જ્યાં જે ગુણ સાંભળ્યા તેમાં તે તે દેવોને આદિ અનાદિથી ચાલ્યા આવેલા જગત્કર્તા તરીકે ઓળખાવ્યા છે.'

૭. 'એ સર્વ વચન મહર્ષિ વેદવ્યાસનાં છે એટલે તેને મિથ્યા તો કહેવાય નહિ. અને મિથ્યા પણ કહેવાય નહિ તેમ જ એક નિશ્ચય ઉપર પણ અવાય નહિ, માત્ર મન ડોળાયા કરે.'

૮-૧-૨ સ્પષ્ટ છે. આહ્‌લાદ એટલે હર્ષ.

ઢાળ.

આહ્‌લાદ સહ સુત કહે કર્યાં જે તીર્થ તે તે નામ;
મુખી મુખી નદી પુર ક્ષેત્ર વધ ગિરિસરાશ્રમ પ્રભુધામ. ૩
એહવું સાંભળીને શિષ્ય બોલ્યો કરિ ગુરુને પ્રણામ;
સાંભળો સ્વામી કહું મુજને સ્મૃતિ શ્રેષ્ઠ જે જે નામ. ૪
મેં પ્રથમ શ્રીયમુના પુનિત જલ કર્યું સુંદર સ્નાન;
શ્રીગોકુળ મથુરા વૃંદાવન ગિરિરાજ દર્શ મહાન. ૫
વન બાર ઉપવન ચોવિશ રાવલ બરસાણું નંદગ્રામ;
ચોરાશી કોશ પરિક્રમા વ્રજ નિરખ્યા કેશવરામ.
પછી ગયો નિમિશારણ્ય બ્રહ્માવર્ત સોરમ ક્ષેત્ર;
ત્યાંથી ગયો માયાપૂરી હરિદ્વાર પરમ પવિત્ર. ૭
કર્યું સ્નાન શ્રીગંગાજીમાં પુજિયા પ્રભુ તત્‌ખેવ;
જ્યહાં પધારચા છે દયાપ્રીતમ શ્રીમદ્વલ્લભ દેવ. ૮

---

૩. 'મુખ્ય મુખ્ય નદીઓ, ગામો, ક્ષેત્રો, પર્વતો, સરોવરો, આશ્રમો, દેવાલયો.'

૪. 'મારી સ્મૃતિમા-સાંભરવુમા જે શ્રેષ્ઠ નામો છે તે કહું છુ.

૫. અહીંથી શિષ્ય પોતે જેજે સ્થળોએ યાત્રા કરી છે તેના નામો ગણાવે છે.

૬. વૃન્દાવન મુખ્ય વન છે. તેની આસપાસમા બાર વનો છે, ચોવીશ ઉપવનો છે. રાવલ-એ ગામ શ્રીગોકુલ પાસે છે, જે શ્રી ધિકાજીની-શ્રીસ્વામિજીની જન્મભૂમિ છે.

૭. નિમિશારણ્ય-લખનૌ પાસે એ સ્થલ છે એમ કહેવાય છે.

૮. હરિદ્વાર પ્રસિદ્ધ છે. હાલમા પણ ત્યા શ્રીમહાપ્રભુની બેઠક છે. હરિદ્વારને માયાપુરી પણ કહે છે.

પદ ૫ સું.

ત્યહાંથી હૂં હિમાલય ચઢિયોજી, શ્રીબદ્રિનાયક પદ પડિયોજી;
જે નરનારાયણ મહાધામજી, તસ કુંડ ત્યહાં પરણકામજી.
અલકનંદા ને ગંગા વ્યાસજી, મજ્જન કીધૂં મન હુલ્લાસજી
ત્યહાંથી કેદારેશ્વર દેવજી, ગંગોત્રી ન્હાયો તતૂખેવજી. ૨

હાળ.

તતૂખેવ માનસરોવરે નાહી ગયો શ્રીકુરુક્ષેત્ર;
શ્રીસરસ્વતીમાં સ્નાન કરિ હરિ નિરખિયા ભરિ નેત્ર. ૩
શ્રીમુક્તનાથ શ્રીહરિક્ષેત્ર ને પુલહાશ્રમ પવિત્ર;
ગલ્લકી શાલિગ્રામ શ્રીહરિભક્તજનના શુચિ મિત્ર. ૪
પંચહ્રદ કૌશિકી નદિનદ સોણુ તીર્થ વસંત;
પછે પુણ્યક્ષેત્રાનંદ મુક્તિક્ષેત્ર છૂટે જંતઃ ૫
શ્રીજનકપુર શ્રીઅંયોધ્યાપુરી સ્નાન સરયૂતીર;
શુચિ સ્વર્ગદ્વારી ઘાટ જોઇને નિરખ્યા શ્રીરઘુવીર. ૬
ત્યાંહાંથી ગયો હું પ્રયાગરાજ ત્રિવેણીસંગમ સ્નાન;
શ્રીવેણીમાધવ પૂજિયા વટ અક્ષયતીર્થ મહાન. ૭

---

૧. તસકુંડ-જ્યાં કાયમ ઉનું પાણી જ રહ્યા કરે છે !

૨-૩-૪-સ્પષ્ટ છે. આ સર્વ તીર્થનો પરિચય વિસ્તાર ભયથી અત્ર આપવામાં નહિ આવે. ગલ્લકી નદી જેમાં શ્રીશાલિગ્રામ અહોરાત્ર બિરાજે છે.

૫. પાંચ હૃદ-ધરા. સોણુ તીર્થ છે. જ્યાં જંત-પ્રાણી સંસારથી છૂટે છે.

૬. જનકનગરી—મિથિલાનગરી.

૭. તીર્થરાજ—પ્રયાગ.

પછી ચિત્રકૂટ પવિત્ર સ્થળ જ્યહાં વશ્યાં સીતારામ;
જન દયાપ્રીતમ પૂર્ણ પુરુષોત્તમ સહુ સુખધામ. ૮

પદ ૬ ઠું.

પછી શ્રીકાશીપુરીમાં જઇનેજી, શ્રીગંગા ન્હાયો શુચિ થઇનેજી;
પૂજ્યા શ્રીવિશ્વેશ્વરદેવજી, બિન્દમાધવ કીધી સેવજી. ૧
પંચક્રોશી યાત્રા કીધીજી, પાવનપૂરીને પરિક્રમા દીધીજી;
ક્ષેત્ર ગયા જઇ કીધાં શ્રાદ્ધજી, પૂર્વજ તરિયા ટળિયા બાધજી.૨

ઢાળ.

ત્યહાં બાધ ટળિયા સકલ કીધું ફલ્ગુસરિતાસ્નાન;
શ્રીગયાગદાધર પૂજિયા વિષ્ણુસહિત મહાન. ૩
પછી ઝાડખંડી વૈદ્યનાથજી પૂજ્યા જ્યોતિર્લિંગ;
પછી કપિલદેવજી અરચિયા જ્યહાં ગંગાસાગરસંગ. ૪
વૈતરણી ક્ષેત્રે ગયો પછી મહાનદી શુચિ જલસ્નાન;
પછી શ્રીસાક્ષિગોપાલ નિરખ્યા વિપ્ર કન્યાદાન. ૫
પછી શ્રીપુરુષોત્તમપુરિ ગયો નિરખિયા શ્રીજગનાથ;
બલભદ્ર સુભદ્રા સુદર્શન દર્શન ચ્યાહારે સાથ. ૬
મહા માહાત્મ્ય મહાપ્રસાદ લીધે ચતુર્ભુજ હોય જંત;
મહોદધિ ઇંદ્રદ્યુમ્ન નાહાયો જહાંપૂણ્ય અનંત. ૭

---

૮-૧-૨. સ્પષ્ટ છે.

૩. ફલ્ગુ-સુંદર.

૪-૫. સ્પષ્ટ છે. સાક્ષિગોપાલ કે ' જ્યાંથી જગન્નાથજી પાંચ કોશ રહે છે. ' ત્યાં વિપ્રને કન્યાદાન દીધું.

૬-૭-૮. વિષદ છે. ' મહા માહાત્મ્ય ' મોટું માહાત્મ્યવાળો મહાપ્રસાદ, જેના ભક્ષણથી જીવ ચતુર્ભુજ-વિષ્ણુ થાય છે.

શુચિ માર્કંડેય શ્વેતગંગા વટે કૃષ્ણનું દર્શ;
જન દયાપ્રીતમ શ્રીપુરુષોત્તમ ક્ષેત્ર અતિ ઉત્કર્ષ. ૮

પદ ૭ મું.

પછી ગયો આદ્ય કૂર્મ ક્ષેત્રજી, મજ્જન દર્શે શુચિ તનુ નેત્રજી;
વળતીનિરખ્યાગિરિપદ્મનાભજી,સોહાદ્રિનરહરિ લખી લાભજી.૧
મંગળગિરિ શ્રીપણાનૃસિંહજી, પિયે પ્રત્યક્ષે પણો શ્રીરંગજી;
ગોદાવરી વેણા સરિ સ્નાનજી, રૂપ હૃદે મુખ હરિગુણગાનજી.૨

ઢાળ.

ગુણગાન ગોવિંદ યશ પદ પદ પાપ રહે નહિ લેશ;
આગળ શેષાચલ શિખર નિરખ્યા રાજ શ્રીવ્યંકટેશ. ૩
પછી તળેટીમાં ત્રિપતિપુરિ શ્રીરામચંદ્રજિ ભ્રાજે;
પછી કાંચિ શિવ વિષ્ણુપુરી શ્રીવરદરાજ વિરાજે. ૪
શુચિ પક્ષીતીર્થ, કામકોષ્ટી કુંભકરણ સુક્ષેત્ર;
નદી કાવેરિ શ્રીરંગસ્વામી નિરખિ સફલિત નેત્ર. ૫
પછી દક્ષિણ મથુરા દ્વારિકા નિરખ્યા રાજગોપાલ;
શ્રીરામ પોઢયા નિરખિ નવગ્રહ પૂજિયા લઘુ કાલ. ૬

---

૧. મજ્જન—ડુબવું તે, સ્નાન કરવું તે. શુચિ–શુદ્ધ. તનુ–શરીર. સોહાદ્રિ–સહ્યાદ્રિ. લખી–લક્ષીને–જોઇને લાભ લીધો.

૨. સરિસ્નાન–નદીમા સ્નાન કરવું.

૩–૪. ભ્રાજે–શોભે. 'કાચીની વચ્ચે નદી આવેલી હોવાથી તેના બે વિભાગ જુદા પડે છે. તેમાંના એકને શિવકાંચી અને બીજાને વિષ્ણુકાંચી કહે છે. અયોધ્યા, મથુરા, માયા, કાશી, કાંચી, અવાન્ત અને ્દ્રારિકા એ સાત મુક્તિપુરી કહેવાય છે. તેમાં અયોધ્યા, મથુરા, અને દ્વારિકા તથા અર્ધી કાંચી એ સાડાત્રણ વિષ્ણુની અને બાકીની સાડાત્રણ શિવજીની કહેવાય

શ્રીસેતુબંધજી રામેશ્વર પુજિયા અઘદુખભંગ;
પછી ધનુપતીર્થે સ્નાન કીધાં ઉભય સાગર સંગ. ૭
તુંગભદ્રા કૃતમાલા પયસ્વિની તામ્રપર્ણી નીર;
હોય સ્નાન પાને દયાપ્રીતમ કૃષ્ણભક્તિ ધીર. ૮

પદ ૮ મું.

નિરખ્યા હરિ તોતાદ્રી ધામજી, શ્રીઆદિ કેશવ અભિરામજી;
મહેલ કોટામાં શ્રીહરિરૂપજી. કુમારિ કન્યા ક્ષેત્ર અનૂપજી. ૧
પદ્મતીરથ પંચાસર ક્ષેત્રજી, અનંતપુર શ્રીપંકજનેત્રજી;
પદ્મનાભજી શ્રીસહ નામજી, જનાર્દન શ્રી પુરણકામજી. ૨

ઢાળ.

છે પૂર્ણકામ શ્રીરંગનાથજી ચલપલરાયજી નામ;
શ્રીસ્વામી કાર્તિક ગોકર્ણેશ્વર પંપાસર અભિરામ. ૩
શ્રીશૈલશિખરે મલ્લિકાર્જુન રપભશૈલ મહેન્દ્ર;
શ્રીરામ હૃદ અર્ધનારીશ્વર પછી નિરખ્યા શ્રીકૃષ્ણચંદ્ર. ૪
પછી પંઢરપુર શ્રીવિઠ્ઠલેશ્વર ચંદ્રભાગાતીર;
નદી ભીમરથિ શ્રીભીમાશંકર કૃષ્ણા નિર્મળ નીર. ૫
શ્રીમહાલક્ષ્મી કહોલાપુર પછી સપ્તશૃંગી દેવી;
શ્રીગૌતમી ગંગા પુનીત પય દેવ મુનિજન સેવી. ૬

---

૫-૬-૭-૮ સ્પષ્ટ છે. લઘુકાલ-થોડો સમય. અઘ-પાપ. ૮મી ટૂકમાં એકાદશ સ્કંધના નીચેના શ્લોકોનો ભાવ સમાયલો છે. ताम्रपर्णी नदी यत्र कृतमाला पयस्विनी । कावेरी च महापुण्या प्रतीची च महानदी। ये पिबन्ति जलं तासां मनुजा मनुजेश्वर। प्रायो भक्ता भगवति वासुदेवेमलाशयाः ।

૧-૨. શ્રીસહ-લક્ષ્મીજી સાથે.

શ્રીત્ર્યંબકેશ્વર નીલગિરિ કનખલ તીરથ શુભ નામ;
ન્હાઈ નિરખિયાં સ્થળ પંચવટી લક્ષ્મણ સસીતા રામ. ૭
દંડકારણ્યની યાત્રા કરી પછી સૂર્યતનયા સ્નાન;
જન દયાપ્રીતમપ્રિયાભગિની તીર્થ પરમ મહાન. ૮

પદ ૯ મું.

નદી પયોષ્ણી મજ્જન કીધુંજી, રેવાસાગર નાહિ પય પીધુંજી;
પર્શુરામ લોટેશ્વર તીર્થજી, ભૃગુક્ષેત્ર ન્હાયો શુભ અર્થજી. ૧
યજ્ઞ કર્યા જ્યાં બડભાગીજી, શ્રીવામનજી ભીક્ષા માગીજી;
શુકલતીર્થ ઇશ્વર ૐકારજી, રેવોરિસંગ માહાત્મ્ય અપારજી. ૨

ઢાળ.

છે અપાર મહિમા ચંડિપુરિ શ્રીશેષશાયિભગવાન;
શ્રીવ્યાસક્ષેત્ર શુકાશ્રમ શૂલભેદક્ષેત્ર મહાન. ૩
ૐકારનાથજી નિરખિયા નર્મદા નિર્મળ સ્નાન;
માહિષ્મતીપુરિ પરમ પાવન શાસ્ત્રમાં એમ જ્ઞાન. ૪
પુરિ અવંતી મહાકાલેશ્વર ક્ષિપ્રા તીર્થ પાવન;
શ્રીદ્વારિકાપુરિ પછી ગયો જ્યહાં સદા જગજીવન. ૫
ગોમતીસાગર ચક્રતીર્થે કર્યું સ્નેહે સ્નાન;
પછી શંખોદ્ધાર બેટે નિરખિયા કૃષ્ણ શ્રીભગવાન. ૬
શ્રીત્રિકમ માધવ પુરુષોત્તમ નિરખિયા કુંવર કલ્યાણ;
રુકમણી રાધા જાંબુવતી સત્યભામાદિ પ્રભુ પ્રાણ. ૭
વિધિવત્ કરી સહુ નારાયણસર તીર્થ અતિ ઉત્કર્ષ;

---

૩-૪-૫-૬-૭-૮. સૂર્યતનયા-તાપી. દયાના પ્રીતમના તુરીયપ્રિયા શ્રીયમુનાજીની બ્હેન.

૧. ભૃગુક્ષેત્ર—ભરુચ.

પછી પિંડતારક પ્રવાસ ન્હાયો સુદામાપુરિ દર્શ. ૮
કુંડ દામોદર ગિરિનાર યાત્રા જીર્ણગઢ જ્યહાં ગામ;
જન દયાપ્રીતમ ભક્ત સ્થળ નરસિંહ મેહેતા નામ. ૯

પદ ૧૦ મું.

સોરઠ સોમેશ્વર સુરસેવાજી, નાગેશ્વર ઘુષ્મેશ્વર દેવાજી;
અર્બૂદાચલ અતિજ પ્રલંબાજી, આરાસુરમાં દેવી અંબાજી. ૧
સદ્ધપુરે હું વળતો ધાયોજી, સરસ્વતીપ્રાચી જલપૂત ન્હાયોજી;
બિન્દુસરોવર મજ્જન કીધુંજી, ગોવિંદ માધવ દર્શન લીધુંજી.૨

ઢાળ.

લીધું પરમ સુખ ડાકોર ગોમતિ સ્નાન પૂરણ કોડ,
સાક્ષાત્ શ્રીદ્વારિકાપતિ નિરખિયા શ્રીરણછોડ. ૩
મહિસાગર નહાઇ પાવાગઢ કાલિકા દેવી સેવ;
પછી મેવાડે જઈ પૂજિયા શ્રીએકલિંગજી મહાદેવ. ૪
પછી શ્રીજીદ્વારે હું ગયો જે પરમ પાવન ધામ;
મેં નિરખિયા શ્રીનાથજી પરબ્રહ્મ પૂરણ કામ. ૫
સહુ તીર્થગુરુપુષ્કર તીરથ ત્યાં સ્નાન કરી હરિ દર્શ;
ચર્મન્વતી વેદિકા સુરનદી નહાઇ પામ્યો હર્ષ. ૬
પછી વ્રજમંડળ ફરી આવિયો એ મુખ્ય નામોચ્ચાર;
જો વિધિવત્ વર્ણન કરૂં તો ગ્રંથ થાય વિસ્તાર. ૭
એમ કહી પુનિત તીર્થાવળી શ્રદ્ધા સુણે વા ગાય;
તો દયાપ્રીતમ કૃષ્ણ રીઝે સહુ તીરથ ફળ થાય. ૮

---

૨ થી ૯ સુધી સ્પષ્ટ છે. સુદામાપુરી—પોરબંદર. જીર્ણગઢ—જુનાગઢ. ૧-૨. અર્બુદાચલ—આબુ. પૂત—શુદ્ધ.

પદ ૧૧ મું.

સુણી એમ બોલ્યા શ્રીગુરુરાયજી,
હરિ કરુણા હોય તો એ થાયજી;
પૂછય હવાં તું ધારચાં પ્રશ્નજી,
સંશય છૂટે પૂરણ તૃષ્ણજી. ૧
શિષ્ય વદો એમ સુણિ શિર નામીજી,
પ્રથમ જ એ પૂછું છું સ્વામીજી;
કહો કયમ આત્યંતિક કલ્યાણજી,
નિગમાગમમાં જે પ્રમાણજી. ૨

ઢાળ.

પ્રમાણુ નિગમાગમ વિષે જે પામી પડવું નહિ કદા;
પદ પ્રાપ્ત તે કયમ થાય છૂટી જન્મમરણની આપદા. ૩

---

૩ થી ૮. શિષ્ય વિસ્તારભય બતાવીને ઉપસંહાર કરે છે. અન્ય સુગમ છે.

૧. શિષ્યે કરેલું સ્વયાત્રાવર્ણન સાંભળીને ગુરુજી કહે છે કે એ બધું હરિકૃપા હોય છે તો બને છે. હવે તું તારા મનમાં જે પ્રશ્ન ધાર્યો હોય તે પુછ. જેથી તારા સંશય છૂટે અને તારી તૃષ્ણા પૂર્ણ થાય.

૨. શિષ્ય ગુરુનાં એવાં વચન સાંભળીને તેમને નમીને પ્રશ્ન પૂછે છે. तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया એ ભગવદ્વાક્યાનુસાર **નમીને** પૂછે છે. ગુરુજી! વેદશાસ્ત્રનાં પ્રમાણવાળું કાયમનું જેથી પુનઃ સંસારમાં આવવું ન પડે એવું કલ્યાણ શાથી થાય ?

૩. વેદશાસ્ત્રમાં જેનો નિશ્ચય કર્યો છે અને જે સ્થાન પ્રાપ્ત કર્યા પછી ત્યાંથી નીચે પડવું નથી પડતું, અને જન્મમરણની આપત્તિ છૂટી જાય છે, તેવું ઉત્તમ પદ કયું ?

સુણી એહવું બોલ્યા શ્રીગુરુ તેં સુંદર પૂછ્યું પ્રશ્ન;
તે સકલ સિદ્ધિ થાય પૂજ્યે પરમેશ્વર તજી તૃષ્ણ. ૪
એહવું સુણી બોલ્યો શિષ્ય કહો પ્રભુ પરમેશ્વર તે કોણ?
નિજમત્યે કહે સહુ જૂજુવા કયમ લહિયે આ જ પ્રમાણ. ૫
કોઇ વિષ્ણુ કહે શિવ શક્તિ કો ગણપતિ કોઇ દિનેશ;
ઇત્યાદિ બહુ ઋષિ મત સુણ્યા કહો કેટલા પરમેશ? ૬
હે બાળ તું મોહજાળ ભ્રમ્ય મા પરમેશ્વર તો એક;
પણ સમજ વણ સંશય રહે તુંને નથી પકવવિવેક. ૭

---

૪. એ પ્રમાણે શિષ્યનું વચન સાંભળીને શ્રીગુરુ બોલ્યા કે હે શિષ્ય, તેં ઘણો જ સુંદર પ્રશ્ન પૂછ્યો. તું જે સ્થાન વિષે પ્રશ્ન કરે છે તેનું ઉત્તર માત્ર એટલું જ કે ફળની લાલસા ત્યજીને પરમેશ્વરનું પૂજન કરવાથી એ સર્વ સિદ્ધ-થાય છે.

૫. એવું સાંભળીને શિષ્ય બોલ્યો કે, હે પ્રભો, પરમેશ્વર તે કોણ? એ તો પહેલાં કહો. બધા લોકો પોતપોતાની બુદ્ધિ પ્રમાણે તેને જુદેજુદે સ્વરૂપે વર્ણવે છે, તેમાંથી એકનું જ કહેવું યથાર્થ શી રીતે મનાય?

૬. શિષ્ય કહે છે કે કોઇ વિષ્ણુને, કોઇ શિવને તો કોઈ શક્તિ કે ગણપતિને તો કોઇ સૂર્યને ઈશ્વર માને છે, વગેરે ઘણા ઋષિઓનાં મતો સાંભળ્યાં છે, ત્યારે પરમેશ્વર કેટલા? એ કહો.

૭. હે બાળક, તું મોહની જાળમાં ફસાઇશ નહિ, તને હજુ ખરા ખોટાનો પકવ-અનુભવ સહિત વિવેક-યથાર્થ જ્ઞાન પ્રાપ્ત થયું નથી, તું સમજ્યો નથી, માટે સંશયો રહે છે, પણ ખરું સમજીશ ત્યારે તને નિશ્ચય થશે કે 'પરમેશ્વર તો એક જ છે.'

એક યુક્તિથી સમજાવું બહુ પરમેશ કહે જડએમ;
પણ દયાપ્રીતમ કૃષ્ણ છે સર્વેશ તજ્ય મન વહેમ. ૮

પદ ૧૨ મું.

એક સદનમાં જન દશ બારજી, જેહનાં કહ્યામાં તે સિરદારજી;
સદનાધિપ એહવા જયમ અત્યજી, જ્ઞાત્યધિપ તેહનો અધિપત્યજી.૧
જ્ઞાત્યધિપ એહવાનું જૂપજી, તેનો પરમેશ્વર પુર ભૂપજી;
ભૂપ ઘણા એહવા પરમાણોજી, દેશપતિ તેહનો પ્રભુ જાણોજી.૨

ઢાળ

જેમ જાણો પ્રભુ તેહનો વળી તેહવાનું વૃંદ;
તેહનો સ્વામી મુલકતણો અધિપ પહેલી પડી પ્રભુતા મંદ. ૩

---

૮. હે જડ, લોકો બહુ પરમેશ્વર છે એમ કહે છે, તે આવી રીતે કહે છે એ તને એક યુક્તિથી સમજાવું છું. પણ તે પહેલાં હું તને ખરું તત્ત્વ સમજાવી દઉં છું, તે એ જ કે સર્વના ઈશ્વર તો દયાના વહાલા શ્રીકૃષ્ણ જ છે. તે સમજીને તારા મનના વહેમોને દૂર કર.

૧. દ્રષ્ટાંત-એક ઘરમાં દશ બાર માણસ હોય છે, એમાં આગેવાન એક જ હોય છે કે જેના કહ્યામાં ઘરના બધાં માણસો રહે છે, એવા ઘણા ઘરધણીઓના ઉપર સરદારી ભોગવનાર જ્ઞાતિનો આગેવાન હોય છે.

૨. એવા જ્ઞાતિના રાજાઓના સમૂહનો પરમેશ્વર-નિયંતા નગરનો રાજા ગણાય છે. એવા ઘણા રાજાઓનો સ્વામી દેશ-પતિ-ઇલાકાનો રાજા ગણાય છે.

૩. જેમ નગરના રાજાનો પ્રભુ દેશપતિ છે, તેમ દેશપતિ-ઓના વૃન્દનો-સમૂહનો ધણી આખા મુલકનો અધિપતિ છે. એની પાસે પહેલી-પહેલાના રાજાઓની પ્રભુતા મંદ-હલકી પડી ગઈ.

બહુ મુલક પતિ ધણી ખંડપતિ નવખંડ પતિ પતિદ્વીપ;
શત દ્વીપના પતિ તદ્દશિરે નૃપ ચક્રવર્તી અધિપ. ૪
તેહવાનો ઈશ્વર ઇન્દ્ર એમ ઐશ્વર્ય ક્રમ ક્રમ જ્યેષ્ઠી;
સુરનાથ અનલાનીલ યમ વરુણાદિ પ્રભુ પરમેષ્ઠી. ૫
વિધિ શિવશિવા વિઘ્નેશ રવિ પ્રભૃતિ પરિવૃઢ શેષ;
શ્રીશેષ અનિરુદ્ધ પ્રદ્યુમ્ન વાસુદેવ દેવ રમેશ. ૬
શ્રીમન્નારાયણ વિશ્વરૂપ સમાન અક્ષરબ્રહ્મ;
તેહેમના પણ પ્રભુ પરમ કારણ પૂર્ણ પુરુષોત્તમ. ૭
જેહની ન કોઇ બરાબરી તો અધિક ક્યહાં થકી હોય?
જન દયાપ્રીતમ તેજ પરમેશ્વર ન બીજો કોય. ૮

---

૪. બહુ મુલકોના રાજાઓનો ધણી ખંડપતિ કહેવાય છે. તેવા નવ ખંડોના પતિઓનો પતિ દ્વીપપતિ ગણાય છે. સો દ્વીપના રાજાઓના માથા ઉપર ચક્રવર્તી રાજાની સત્તા રહેલી છે.

૫. તેવા ચક્રવર્તીઓનો ઈશ્વર પણ ઇન્દ્ર છે. એમ અનુક્રમે ઐશ્વર્ય વધતું જાય છે. ઇન્દ્ર, અગ્નિ, વાયુ, યમ, વરુણ, વગેરેના નિયંતા બ્રહ્મા છે.

૬. બ્રહ્મા, મહાદેવજી, પાર્વતી, ગણપતિ, સૂર્ય, વગેરેના પ્રભુ શેષ છે. શ્રીશેષ અનિરુદ્ધ, પ્રદ્યુમ્ન, વાસુદેવ એ સર્વના દેવ લક્ષ્મીપતિ છે.

૭. શ્રીમાન્ નારાયણ વિશ્વરૂપ છે, અને અક્ષરબ્રહ્મતુલ્ય છે. તેમના પણ પ્રભુ પરમકારણ- પૂર્ણ પુરુષોત્તમ છે. જેની કોઇ બરોબરી કરી શકતું નથી તો તેમનાથી અધિક તો ક્યાંથી હોય? દયાના પ્રીતમ તેજ ('પૂર્ણ પુરુષોત્તમ') પરમેશ્વર છે, બીજા કોઇ પરમેશ્વર નથી.

આદિ સ્વયંભૂ આત્મારામજી, મૂળ પુરુષ જે પૂરણકામજી;
પ્રધાનપુરુષેશ્વર પરબ્રહ્મજી, નેતિ નેતિ કહે નિગમજી. ૧
પર અક્ષરથી ત્રિગુણાતીતજી, ગમ્ય ન મન 'ગો અકળ અજીતજી;
જે થકી કંપે માયા કાળજી, એહવું અખિલનું રૂપ રસાળજી.૨

૧–૨. સર્વથી આદિ છે, સ્વયંભૂ છે, તેનું કારણ કોઇ નથી, આત્મમરણ કરનારા છે, મૂલ પુરુષ છે, આપ્તકામ છે, પ્રધાન પુરુષના ઈશ્વર છે, જેને નિગમ–વેદ ન જાણી શકવાથી નેતિનેતિ કહીને અટકી જાય છે. અક્ષરબ્રહ્મથી તે પર છે. अक्षरात् पुरूषः परः, पुरुषान्न परं किञ्चित् सा काष्ठा सा परा गतिः એ શ્રુતિ અત્ર પ્રમાણ છે. ત્રિગુણથી અતીત છે. મન અને ગોને–ઇદ્રિયોને એની ગમ નથી. यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह। તેનું સ્વરૂપ કળી શકાય એવું નથી. જે અજીત છે. જેથી માયા અને કાલ પણ કંપે છે, એવું એમનું અખિલસ્વરૂપ પ્રભુનું રૂપ રસાત્મક છે. મર્હુમ સાક્ષર ગોવર્ધનરામભાઇ 'દયારામના અક્ષરદેહ'માં આ બે ટૂક ઉપર એક વિચિત્રતમ કલ્પના ઉપજાવે છે, તેની અત્ર યોગ્ય સમીક્ષા કરવામાં આવે છે. તેઓ કહે છે કે "સંપ્રદાયમાં એટલે વલ્લભ સંપ્રદાયમાં વર્ણવેલ અક્ષરબ્રહ્મ અથવા મર્યાદા પુરુષોત્તમ તે પરોક્ષ જ્ઞાનથી પ્રમેય છે અને પુષ્ટિ–પુરુષોત્તમ અપરોક્ષાનુભવથી સાધ્ય છે એવું કહેતાં એ બેનો વિવેક સ્પષ્ટતર થાય છે. એ ઉભય મળી માત્ર એક બ્રહ્મનાં બે સ્વરૂપ છે અને એ બેના સરવાળાને દયારામ "અખિલ" સંજ્ઞાથી ઓળખે છે." આ સિદ્ધાંત તારવવામાં તેમણે 'શાંકર વેદાંતની એક સૂક્ત'નો આશ્રય કરેલો હોવાથી એક ગભીર ભ્રાંતિ ઉદ્ભવી છે. અક્ષરબ્રહ્મ અને મર્યાદા પુરુષોત્તમને તેઓ એક માને છે કે

ઢાળ.

**જે રસાળ નિત્યં નવીન મોહન આનંદમય બહુ સંગ;**
**નટવર લલિતત્રિભંગ છબીપર વારુ અનંત અનંગ. ૩**

---

પહેલી ભૂલ છે. અક્ષરબ્રહ્મ ગણિતાનંદ છે અને તે પુરુષોત્તમસ્વરૂપ હોઈ શકે જ નહિ. વળી, મર્યાદાપુરુષોત્તમ તરીકે સંપ્રદાયમાં **શ્રીરામચંદ્ર** મનાય છે. જેઓ વૈદિકમર્યાદાનુસાર ફલ પ્રદાન કરે તે મર્યાદાપુરુષોત્તમ અને જેઓ નિઃસાધન જીવનો સ્વરૂપબલથી, કરુણામાત્રથી ઉદ્ધાર કરે તે પુષ્ટિપુરુષોત્તમ. મર્હુમ સાક્ષરે **રા.** મગનલાલ શાસ્ત્રીજીનો શુદ્ધાદ્વૈતસિદ્ધાંતપ્રદીપ વાંચેલો છે, તો પણ આનું વર્ગીકરણ કરી શક્યા નથી એ આશ્ચર્ય છે. તેઓ આ ભેદ બહુ સ્પષ્ટ રીતે જણાવે છે. "મર્યાદામાર્ગીય પુરુષોત્તમથી પણ પુષ્ટિમાર્ગીય પુરુષોત્તમ વિલક્ષણ છે.....મર્યાદા પુરુષોત્તમનું સ્થલ **અક્ષરાત્મક** વ્યાપિવૈકુંઠ છે, આ (પુષ્ટિ) પુરુષોત્તમનું સ્થલ તો શ્રીમદ્‌ગોકુલ છે. અક્ષરબ્રહ્મ ગણિતાનંદ છે અને પુરુષોત્તમ તો અગણિતાનંદ આનંદઘન છે, તેથી તે બંનેનું ઐક્ય જ સંભવે નહિ.: બીજું આ સાક્ષર અક્ષર અને પુષ્ટિપુરુષોત્તમનો **"સરવાળો"** કરે છે! અને દયારામભાઈના કાવ્ય ઉપર પણ તે 'સરવાળા'નો આરોપ કરે છે! આના જેવી ભ્રાંતિ કોઈ પણ ઠેકાણે જોવામાં નથી આવી. દયારામભાઈ કહે છે કે **'અખિલનું રૂપ રસાલ છે'** અખિલ! એટલે સર્વસ્વરૂપ પ્રભુનું રૂપ રસાલ છે. એમાં સાક્ષરની કલ્પનાનો અવકાશ ક્યાં છે? કવિશ્રી તો માત્ર પુરુષોત્તમના સ્વરૂપનો પરિચય કરાવે છે કંઈ 'સરવાળા' બાદબાકી ગણતા નથી !!

૩. જે રસાત્મક, નિત્ય નવીન ભાસતા, મોહન, આનંદ જ જેમનું શ્રીઅંગ છે એવા, (आनन्दमात्रकरपादमुखोदरादिः), નટવર શ્રીલલિતત્રિભંગીજીની છબિઉપર કોટિ અનંગ-કામ વારી જાઉં-ઓવારું.

પ્રતિરોમ જે મહાપુરુષ ભ્રમ બ્રહ્માંડ કોટિ અનંત;
તે વામ પદમાં બિન્દુરૂપે વસે રાધાકાંત. ૪
પરમાત્મ ધર્મ્યે કરી જે સર્વના અંતર્યામી;
શ્રીનારાયણ ભગવાન ધર્મ્યે સકળ કેરા સ્વામ. ૫

---

૪. જે મહાપુરુષના પ્રતિરોમે અનંત કોટિ બ્રહ્માણ્ડ ભમે છે, ( क्वेदृग्विधाविगणिताण्डपराणुचर्यावाताध्वरोमविवरस्य च ते महित्वं ) તે મહાપુરુષ, શ્રીરાધાકાન્તના–પૂર્ણપુરુષોત્તમના ડાબા ચરણારવિન્દમાં બિન્દુરૂપે વસે છે. અક્ષરબ્રહ્મનું ચરણરૂપે વેદમાં વર્ણન છે, તેથી પણ અક્ષર શ્રીકૃષ્ણના ચરણારવિંદમાં બિંદુરૂપે વસે એ કવિનું કથન યથાર્થ છે. આ શુદ્ધ અને સત્ય અર્થને સ્થલે એક બીજો પણ અર્થ રા. ગોવર્ધનરામભાઈ જોડી કાઢે છે. કહે છે કેઃ–' બીજો અર્થ એવો પણ થાય કે ઉક્ત પ્રકારના બ્રહ્મના વામપદમાં બિંદુરૂપે રાધાકાંત વસે છે. ' જે માણસ આ સંપ્રદાયની પરિભાષાથી અજ્ઞાત હોય તેને તો ઉપર ઉપરથી જોતાં આ જ અર્થ હૃદયમાં ઠસી જાય; પરંતુ જે હૃદયને આ સંપ્રદાયનો થોડો પણ સ્પર્શ થયલો છે, તે હૃદયમાં તો આ ' બીજો અર્થ ' ઉતરે નહિ, એટલું નહિ પરંતુ કવિના મર્મનું નિકંદન કરનારો જણાય. એ અર્થ પણ આપાતતઃ જોતાં જણાય છે એટલું લખી સાક્ષર વિરમતા હોત તો ઠીક, પરંતુ તેઓ તો કહે છે કેઃ–'આ ઉભય અર્થ સંભવિત છે.' એક અર્થ કંઇ જુદી જ દિશામાં વહે અને 'બીજો અર્થ' કંઈ જુદી જ દિશાને અવલંબે અને સિદ્ધાંતથી પણ ઉલટું દોરી જાય, છતાં તે બંને વિરુદ્ધ અર્થ પણ સંભવે! એ તો કંઈક વિચિત્ર જ વિરુદ્ધ ધર્માશ્રય થયો!!

૫. પુરુષોત્તમનું એક અંતર્યામિસ્વરૂપ છે. તે સર્વત્ર વ્યાપક છે અને જીવવત્ પ્રતિશરીરે ભિન્ન છે. જે રૂપ સર્વ મત્સ્ય વગેરે

આકૃતિ શિશુ ને કુમાર વ્રજ પૌગંડ નંદકુમાર;
છે ધર્મી નિત્ય કિશોર કેશવ રાધિકા ઉર હાર. ૬
નિત્ય નવલ યશ બે સહસ્ર રસના શેષ જેના ગાય છે;
શિવશિશ પાવન અચલ પદચય વહનકરી સુખી થાય છે. ૭
જે મૂળ પ્રકૃતિ મહામાયા જે પુરુષની કીંકરી;
તે દયાપ્રીતમ અખિલ ઈશ્વર ગોપીજનવલ્લભ હરિ. ૮

---

અવતારોનું મૂળ છે. તે પુરુષોત્તમ પરમાત્મારૂપ ધર્મથી સકલ જીવોના નિયંતા અંતર્યામી છે. અંતર્યામીનું બીજું નામ નારાયણુ છે, તે પણ પુરુષોત્તમનું સ્વરૂપ છે, તેથી શ્રીનારાયણુ ભગવદ્રૂપ ધર્મથી પુરુષોત્તમ સકળના સ્વામી પણ છે. પુરુષોત્તમ પોતે ધર્મી છે આ સર્વ ધર્મસ્વરૂપ છે. ध्येय: सदा सवितृमण्डलमध्यवर्ती नारायण सरसिजासनसन्निविष्टः केयूरवान् मकरकुण्डलवान् किरीटी हारी हिरण्मयवपुर्धृत शङ्खचक्र ॥ આ શ્લોકમાં નારાયણુનું સ્વરૂપ વર્ણુવેલું છે. નારાયણુ અને અક્ષરબ્રહ્મને રા. ગોવર્ધનરામ એક માને છે તે ભૂલ ભરેલું છે, તે આથી સમજાશે.

૬. તે પૂર્ણુ પુરુષોત્તમની આકૃતિ બાલ વ્રજમાં કુમાર, પૌગંડ અવસ્થામાં નંદના કુમાર છે. ધર્મી છે, નિત્ય છે કિશોરાકૃતિમાં શ્રીરાધિકાજીના ઉરહાર છે. એ સવ અવસ્થાનાં સ્વરૂપ નિત્ય છે, પુષ્ટિપુરુષોત્તમની એ સિવાય અન્ય અવસ્થા નથી.

૭. શેષનાગ બે હજાર જીભથી જેમનાં નવાં નવાં યશો નિત્ય ગાય છે, અચલ પદચરણુનું જલ-ગંગાજી, તેને મસ્તકે વહન કરીને શિવજી પણુ સુખી થાય છે.

૮. જે મૂળ પ્રકૃતિ, મહામાયા, ઈચ્છાશક્તિ જે પુરુષની દાસી છે, તે અખિલના ઈશ્વર દયાના વહાલા શ્રીગોપીજનવલ્લભ હરિ છે. આ ઠેકાણે 'અખિલ' શબ્દ આવે છે, તેથી તેનો પણુ

પદ ૧૪ મું.

જેહને નામે શુચિ ગણુ રાયજી, જેહના જપથી આદ્ય પૂજાયજી;
જેહના ભયથી સૂર્ય ભમે છે જી, હરિ મુકાવે રાહુ દમે છે જી.૧
શશિ અર્કાગ્નિ તેજ જેહનુંજી, તે કયમ પામે સમપણું તેહનુંજી;
જેહની મરજીસમ સહુ ચાલેજી, અધિકું ઓછું પત્ર ન હાલેજી.૨

ઢાળ.

હાલે ન દલ ઓછું અધિક તો બીજું કાંઇ કયમ થાય ?
છે વાયુ બળિયો અતિ ઘણો પણ રુચિ પ્રમાણે વાય. ૩

---

અર્થ પેલો ‘ સરવાળો ’ જ છે એમ મર્હુમ સાક્ષર અટાવે છે. એઓએ આ ૧૩ મા પદ ઉપર ઘણી કલ્પનાઓ કરી છે, પરંતુ તે કલ્પના માત્ર હોવાથી ભ્રમોત્પાદક થઇ પડ્યા સિવાય રહે તેમ નથી. અત્ર તે સર્વ માનસ તરંગોનું પૃથક્કરણ કરવામાં આવે તો ગ્રંથનો વિસ્તાર વધી પડે, માટે અત્ર તેમનાં મુખ્ય તરંગોનું જ અવાસ્તવિકત્વ ક્વચિત્ દર્શાવવામાં આવશે.

૧. જેને નામે ગણપતિ શુદ્ધ ગણાય છે અને જેના જપથી ગણપતિ સહુથી પહેલાં પૂજાય છે. જેના ભયથી સૂર્ય ભમે છે, તેને જ્યારે રાહુ પીડવા આવે છે તે વખતે તે જ હરિ તેને છોડાવે છે. भीषादेति सूर्यः, सूर्यस्तपति यद् भयात्।

૨. ચંદ્ર, સૂર્ય, અગ્નિમાં જેનું તેજ રહેલું છે, તેના તેજથી તેજસ્વી ગણાતા તેના સરખાપણું કેમ મેલવે ? જેની ઇચ્છાથી સર્વ ચાલે છે, એક પાંદડું પણ ઓછુંવધતું હાલી શકતું નથી.

૩. દલ-પાંદડું અન્ય સ્પષ્ટ છે. भीषास्माद्वातः पवते। मद्भयाद्वाति वातोयं વગેરે શ્રુતિ અને શ્રીભાગવત અત્ર પ્રમાણ છે.

જઠરાગ્નિ બાળે આહાર માત્ર ન દહે કયમ પળ ચર્મ;
પણ થરથરે તે થકી બાકી સહુ દહ્યાનો ધર્મ. ૪
જળ અડચે અગ્નિ ના બચે છે સદા સઘળે રીત્ય;
દધિ દુ:ખદ વડવાનલ ન બુજવી શકે જે પ્રભુ ભિત્ય. ૫
મરનાર બે એક ગ્રહ તુરત ઇક એક પછી પલ પાંચ
સંગે જવાય ના લેઈ ઉભય મહાપુરુષની આંચ. ૬
જે સમય ઘનવૃષ્ટિ જયહાં જેટલી હરિરુચિ હોય;
તે પ્રમાણે સુરપતિ ક ન કરે કદા તો રોય. ૭
સહુ જગતને ભય કાળનો કાળને ભય ભગવંત;
જન દયાપ્રીતમ તે જ નિર્ભય એક બીજા સંત. ૮

---

૪. જઠરાગ્નિ ખાધેલું બધું બાળી નાંખે છે, પણ પેટમાંનું માંસ કે ચર્મ બળતો નથી. એનું કારણ તે પ્રભુથી થરથરે છે, નહિ તો તેનો બાળી નાંખવાનો ધર્મ તે છોડે નહિ.

૫. જલસ્પર્શથી અગ્નિ બચતો નથી એ એક નિયમ છે, છતા પણ મગરમત્સ્યથી ઉત્પન્ન થયલા દુ:ખદ વડવાનલ–વડવાગ્નિને ઉદધિ–સમુદ્ર બુજવી શકતો નથી. તેમાં પણ કારણ પ્રભુની ઇચ્છા જ છે.

૬. એક ઘરમાં એક પલને અંતરે બે માણસ મરી જાય છે તો પણ બન્નેને સાથે સ્મશાનમાં લઇ જવામાં આવતાં નથી એનું કારણ પણ તે મહાપુરુષનો પ્રભાવ જ છે.

૭. ઘનવૃષ્ટિ–મેઘની વૃષ્ટિ–સુરપતિ–ઇંદ્ર જો હરિની રુચિને ન અનુસરે તો ગોવર્ધનોદ્ધરણલીલાની પેઠે પાછળથી રોય–પસ્તાય.

૮. આખા જગત્‌ને કાલનો ભય છે, તે કાલને ભગવાન્‌નો ભય છે. જગતમાં જો કોઇ નિર્ભય હોય તો તે જ દયાના પ્રીતમ શ્રીકૃષ્ણ અને એક તેના ભકતો.

પદ ૧૫ મું.

સુર તેં પરમેશ્વર જે ભાંખ્યાજી,
તે સહુને ભયથી હરિયે રાખ્યાજી;
વૃકને વર આપી શિવ કંપ્યાજી,
હરિ અરિ બાળ્યો ત્યારે જંપ્યાજી. ૧

ત્રિપુર જાલંધર નવ જીતાયાજી,
હરિ પત્ય રાખી રચીને માયાજી;
વળી બળિસુતપક્ષે હર આવ્યાજી,
હારી સુતા હરિથી ન ફાવ્યાજી. ૨

ઢાળ.

ફાવ્યા ન સ્તુતિ કર કૃષ્ણની કહ્યું નાથ હું તવ દાસ;
પતિ રતિ સમય સતી શ્યામ સમરચા હરિ હર્યો મહાત્રાસ. ૩

---

૧. અહિંથી ગુરુ શિષ્યે જે જે દેવોને પરમાત્મા તરીકે ઓળખાવ્યા હતા તેનું સ્વરૂપ વર્ણવે છે. 'હે શિષ્ય! તેં જે પરમેશ્વર કહ્યા તે સહુ હરિના ભયથી દબાયલા છે. વૃક નામના અસુરને શિવજીએ વરદાન આપ્યું; એટલે તેની દાનત બગડી અને શિવજીનો નાશ કરીને શ્રીપાર્વતીજીને હરવા તૈયાર થયો. તે વખતે ભગવાને જ યુક્તિથી એને બાલી નાંખ્યો અને શિવજીને સંકટથી મુક્ત કર્યા.

૨. ત્રિપુરાસુર અને જાલંધર વગેરે અસુરો પણ શિવથી જીતાયા નહિ. હરિએ જ્યારે માયા રચીને તે અસુરોનો નાશ કર્યો ત્યારે પત રહી. (આટલા ઉપકારો હરિએ કરેલા છતાં તેને સ્મર્યા વિના) શિવજી બલિસુત-બાણાસુરનો પક્ષ લઇ ભગવાનની સામે યુદ્ધ કરવા આવ્યા, પણ પુત્રીને પાછી આપવી પડી, અન્તે યુદ્ધમાં ફાવ્યા નહિ. પુત્રી-ઊષા-ઓખા-બાણાસુરની પુત્રી.

ખલ મધુ કૈટભ શંખાસુર હણી હરિ હણ્યો વિધિતાપ;
સનકાદિક પ્રશ્નોત્તર કરયો યશ બ્રહ્મા વાહન આપ. ૪
ગજવદન અગણિત બ્રહ્મહત્યા કરી થયા ભયભીત;
હરિ દય. કરી નિજ નામ આપી હરિ પીડચ અમીત. ૫
રાવણ સદન ખર ચારતા વહ્યું હતું પદ વિઘ્નેશ;
પંચાંગ ધાતા વાંચતા દીપિકા ચન્દ્ર દિનેશ. ૬
શક્રાદિ સહુ સુર આજ્ઞાઆધીન રહેતા સાધી ટહેલ;
નવ ગ્રહ પનોતી બંધિખાને દશાનનને મહેલ. ૭
તે સર્વનો ભય હરિ હણ્યો હતી દુષ્ટ નિજ બર્દ જોઈ;
તે દયાપ્રીતમ કૃષ્ણ સમ જડ કયમ આવે કોઇ ? ૮

---

૩. પૂર્વાધ સ્પષ્ટ છે. ઉત્તરાર્ધનો અર્થ–શિવજી સાથે રતિ–ક્રીડા સમયે જ્યારે મહાવિપરીત અનર્થ થયો ત્યારે સતીએ–પાર્વતીએ ભગવાન્‌ને સ્મર્યા, અને ભગવાને તે મહાત્રાસ દૂર કર્યો. આ પ્રસંગ કવિ સ્વકૃત 'હરિહરતારતમ્ય'માં સવિસ્તૃત વર્ણવે છે આ કથા શિવપુરાણમાં પણ છે.

૪. વિધિતાપ—બ્રહ્માનો તાપ. સનકાદિના પ્રશ્નનું ઉત્તર બ્રહ્માનું વાહન બનીને આપ્યું.

૫. ગજવદન—ગણપતિ. આ કથા સ્કંદપુરાણમાં છે. ગજવદન માટે વિષ્ણુસહસ્રનામ પ્રકટ થયાં છે. અમિત–ઘણી.

૬. ગણેશે રાવણને ઘેર ગધેડાં ચારવાનું પદ ભોગવ્યું હતું. દીપિકા–દીવારૂપ. દિનેશ–સૂર્ય. ધાતા–બ્રહ્મા.

૭–૮–સ્પષ્ટ છે. દશાનનને–રાવણને. હતી–નષ્ટ કરીને, દયાના પ્રીતમ કૃષ્ણના તુલ્ય, હે મૂર્ખ ! કોણ થાય ?

પદ ૨૬ મું.

અકળ અજિત શ્રી હરિની માયાજી,
એક હરિ પાખ્યે સર્વે વહવાયાજી;
શ્રી મહાલક્ષ્મી નિજ અર્ધાંગજી,
ભય ધરી નાઠાં લખી નરસિંગજી. ૧

હલધર ભૂલ્યા તાળી ગણતાંજી,
દાખી લીલા ન બને ભણતાંજી;
એકદા ઉપન્યો ગર્વ અનંતજી,
મુજવણ ચાલે નહિ ભગવંતજી. ૨

ઢાળ.

ભગવંત મુજવણ પોઢે કયહાં ઉર વશ્યું સદ્ય પ્રભુ જાણિયું;
ઉડયા મહદાકાશકલ્પ અગણિત ભ્રમણ વખાણિયું. ૩
પછી જાણ્યું આ ફળ ગર્વનું ભૂમિ પડયા શેષાચળ થઇ;
અદ્યાપિ જે પર્વતે વિરાજે શ્રીવ્યંકટેશ કૃપામયી. ૪

---

૧. હરિ વિના સર્વ વહવાયા—આકુલવ્યાકુલ થઈ ગયા છે—તેમાં ફસાયા છે. લખી—જોઇને. શ્રીનૃસિંહજીનું ભયંકર સ્વરૂપ જોઇને અર્ધાંગરૂપ છતાં લક્ષ્મીજી નાઠાં.

૨. હલધર—બલભદ્ર. જે લીલા દાખી—દેખી, તે કહેતાં પાર આવી શકે નહિ. તેનું સંપૂર્ણ વર્ણન બની શકે નહિ. અનંત—શેષ.

૩-૪. સદ્ય—તુરત. મહોટા આકાશ જેવા થઇને ઉડયા. પછી શેષાચલ થઇ પૃથ્વીમાં પડયા. અદ્યાપિ તે પર્વત પણ છે અને તેના ઉપર શ્રીવ્યંકટેશ—કૃપામય—કૃપાલુ બિરાજે છે. આ સર્વ કથા દ્વારિકાલીલામાં છે.

શિવ છળાયા મોહિનીરૂપે ન રહ્યું જ્ઞાન વિવેક;
દ્વારિકા વૈભવ લખી ઋષિ ચળ્યા વળી એમ વાર અનેક. ૫
શ્રીરામરુદન વિલોકી અંબા મોહ પામ્યા સત્ય;
ધર્યું રૂપ સીતા ઓળખ્યાં, હરિ લજ્યા લાગી અત્ય. ૬
સુર અસુર મળી સાગર મથ્યો વિઘ્નેશ મંદર બોળ્યો;
મદ હરિ હર્યો ફીકા પડયા ધરી કૂર્મ તનુ તટ તોળ્યો. ૭
મળ માસમાં સહુ સૂર્યે કહ્યું અમો તપીશું નહિ કોઇ;
રવિ થઇ તપ્યા હરિ દયાપ્રીતમ સહુ રહ્યા તવ જોઇ. ૮

પદ ૧૭ મું.

પ્રકટાવ્યા પ્રાર્થના કરીનેજી,
તેજ ગયા ધાતા વત્સ હરિનેજી;
વ્રજવાસવ દુઃખ દીઠું અપારજી,
તદપિ ન દ્રુમ આપ્યું વણ પ્રહારજી. ૧

---

૫. ઋષિ-નારદજી.

૬. સીતાજીના વિયોગથી શ્રીરામચંદ્રજી રુદન કરતા હતા, તે વખતે અંબા-પાર્વતીજી તેમનાં ઐશ્વર્યની અજમાયશ કરવા શ્રીસીતાજીનું રૂપ ધરીને ગયાં. પણ શ્રીરામચંદ્રજીએ તુરત ઓળખી લીધાં અને પોતે ઘણું શરમાયાં.

૭. વિઘ્નેશ-ગણેશે. હત્યો-હણ્યો. કૂર્મ તનુ-કૂર્માવતાર.

૮. સૂર્ય બાર છે—આ કથા પુરુષોત્તમમાહાત્મ્યમાં છે.

૧. જેણે પ્રભુને પ્રાર્થના કરીને ભૂતલ ઉપર પ્રકટાવ્યા. ધાતા-બ્રહ્મા. વાસવે-ઇંદ્રે વ્રજમાં ઘણું દુઃખ માનભંગથી અનુભવ્યું પણ ફરીને યુદ્ધ સિવાય પારિજાત વૃક્ષ ન આપ્યું.

પત્યાદિક સંસાર સમસ્તજી;
હરિ માયા આગળ બળ અસ્તજી;
હરિ સંબંધ લહે સહુ સેવાજી,
દૂર થયે ઘઉં કંકર જેવાજી. ૨

ઢાળ.

એ કંકર ગોધૂમ ન્યાય સહુ પૂજાય મહાજન દેવ;
હરિ સંબંધ ટળતાં કંકરસમ ઇશ્વર રહ્યા સ્વયમેવ. ૩
પાંડવ સભા અગ્રેશ રિ પૂજ્યા રહ્યા સહુ જોઇ;
ગજ અનિરવચને સ્તુતિ કરી હરિવણ ન ધાયા કોઇ. ૪
અવતારી અંશી સર્વાત્મા ઇશ્વર હરિ ભગવાન;
પરમાત્મ બ્રહ્મ અપાર તે શ્રીકૃષ્ણ શ્રુતિકર ગાન.
મહાદેવ આદે મોટા સહુ કહેવાય છે જગમાંહે;
પણ આટલા ગુણ હરિ વિષે ન મળે કદાપિ ત્યાંહે. ૬
સર્વજ્ઞ સ્વામી સકળના સર્વના અંતરયામી;
સમતા ન જેહની કોઇ નહિકો શિશ જેહને સ્વામી. ૭

---

૨. પ્રભુના સંબંધથી જ બધા સેવાય છે. હરિ સંબંધ ન હોય ઘઉંથી વિખુટા થયલા કાંકરા જેવા બધા છે.

૩. ગોધૂમ–ઘઉં. ઈશ્વર તો શ્રીહરિ જ છે. ઇતર સ્પષ્ટ છે.

૪. પાંડવસભામાં સહુથી પ્રથમ શ્રીકૃષ્ણનું જ પૂજન થયું હતું. ગજેન્દ્ર–હાથીએ જ્યારે ખરા સંકટ વખતે સ્તુતિ કરી ત્યારે હરિ વિના બીજા કોઈ તેની સહાયત કરવા દોડ્યા નહિ.

૫. સર્વ અવતારોનું મૂળ છે, અંશી છે. कृष्णस्तु भगवान् स्वयम्. વેદ પણ એમ જ ગાન કરે છે.

આત્મારામ ને આત્મયોનિ સર્વાત્મા સહુ રૂપ;
જન દયાપ્રીતમ કૃષ્ણમાં ઇત્યાદી સુગુણ અનૂપ.

પદ ૧૮ મું.

સર્વ કરે ને નહિ અહંકારજી, ગંભીરતાનો ન મળે પારજી;
નિત્ય પરિપૂર્ણ અતિ તોષજી, ગુણ કરી માને જનના દોષજી. ૧
અણુ સેવા માને અતુલિ તજી, એક રસ નિભવે નિત્યે પ્રીત્યજી;
શરણાંગત થઈ થાય વિમુખજી, ફરિ ચિત્તવેતો પ્રફુલ્લિતમુખજી ૨

ઢાળ.

પ્રફુલ્લિત મુખ શ્રીનાથજી સમરે ન પહેલા દોષ;
ઇચ્છે ન પ્રત્યુપકાર સહજ ઉદાર સદ્ગુણ કોષ. ૩
ભયદ્વેશ હિત વા કામના કોઈ ભાવકો સ્મરણ કરે;
હરિ તેને પણ ફળ મોક્ષ દે મોટાઈ નિજ અંતર ધરે. ૪

---

૬-૭-૮. आत्मरतिरात्मक्रीड आत्ममिथुन વગેરે શ્રુતિઓનું તાત્પર્ય પણ એ જ છે. निर्दोषपूर्णगुणविग्रह ।

૧-૨. અણુ–સૂક્ષ્મ–થોડી. સુદામા પ્રત્યે પ્રભુ કહે છે કે अण्वप्युपाहृतं भक्तैः प्रेम्णा भूर्यैव मे भवेत्। બીજું સ્પષ્ટ છે.

૩. સુદ્દગુણને કોષ–ભંડાર.

૪. कामाद् द्वेषाद् भयात् स्नेहाद्यथा भक्त्येश्वरे मनः, आवेश्य तदद्द हित्वा बधंयस्तद्गतिं गता, कामं क्रोधं भयं स्नेहमैक्यं सौहृदमेव च, नित्यं हरौ विदधतो यान्ति तन्मयतां हि ते, गोप्यः कामाद् भयात् कंसः द्वेषाच्चैद्यादयो नृपाः, सम्बन्धाद्वृष्णयः स्नेहा यूयं भक्त्या वयं विभो. વગેરે શ્રીમદ્ભાગવતના પદ્યોનો ભાવાર્થ આ પંક્તિમાં કવિશ્રી ઉતારે છે.

મહાદુષ્ટ ઉપર પણ દયા હરિ કરે નિજપણું જોઇ;
જે જે હણ્યા ખળ મુક્તિ તેહને કહેત એહવું કોઇ. ૫
સહુ શક્તિપતિ ને શાન્ત અતિ ભૃગુ પરીક્ષા જોઇને કહ્યું;
એવા તો એક કૃષ્ણ બીજાનું કથન માત્ર જ રહ્યું. ૬
કોપી કદાપિ ન શાપ દે વરતુલ્ય જેહનો ક્રોધ;
સ્વાધીન મન ધાર્યું કરે કોઇનો નાં ચાલે રોધ. ૭
અવળું ન અર્ચનમાં પડે નિષ્કંટક જેહનો પંથ;
જન દયાપ્રીતમ કૃષ્ણ એહવા ગાયા મહામુનિ ગ્રંથ. ૮

પદ ૧૯ મું.

જેહનું આપ્યું ન જાય કદાપિજી, અચલિતપદ છે ધ્રુવઅવાપિજી;
શરણ પડ્યોછું સાચું ભાખેજી, તેહને હરિનિજસમ કરીરાખેજી;૧

---

૫. એવું કોઈ છે? તે કહે.

૬. परास्य शक्तिर्विविधैव श्रूयते । 'શાંતિપતિ' પણ પાઠ છે. અર્થમાં વિરોધ નથી આવતો. ભૃગુઋષિ સર્વ દેવોની પરીક્ષા કરવા નિકળેલા, તે વખતે દરેક દેવોની પરીક્ષા કરીને છેવટે શ્રીકૃષ્ણ પાસે આવ્યા. પ્રભુ સુતા હતા, તેજ વખતે તેણે વક્ષસ્થલમાં પાદાઘાત કર્યો. પ્રભુ કોપાયમાન ન થતાં પૂછવા લાગ્યા કે મહર્ષે! આપના સુકોમલ ચરણુને મારી નિષ્ઠુર છાતીથી પીડા તો નથી થઇ? આવું શાંતિપ્રિયત્વ ક્યાં છે?

૭. જેનો ક્રોધ પણ સારો જ છે. महद्दस्य क्रोधोपि वरेण्यतुल्यः ।

૮. જેનો માર્ગ નિષ્કંટક છે. બીજા દેવોની પૂજામાં કંઈ આડુંઅવળું થઇ ગયું તો બારજ વાગી જાય! પણ અહિં એવું નથી.

૧. હું શરણે આવ્યો છું એવું ખરા દિલથી કહે તો. सकृदेव प्रपन्नाय...अभयं सर्वभूतेभ्यो ददाम्येतद्व्रतं मम ।

અભય અચળ દાતા હરિ એકજી, એ બળ ન મળે દેવ અનેકજી;
કૃષ્ણુ તમારો કહે એક વારજી, સહજ હરિ દે સુખભંડારજી.૨

ઢાળ.

ભંડાર સુખ એટલાજમાં ઉગ્રસેન વિભીષણુ પામિયા
કહે ભેટચ સાધન શાં કર્યાં દુઃખ સઘ સઘળાં વામિયાં. ૩

શિવ બ્રહ્માદિક સુર આરાધે મહાકષ્ટ કરિ કદી કોઈ;
કે તુચ્છય ફળ તે પણુ અનિત્ય વિચ્ચારી જો મન સોઈ. ૪

વર હિરણ્યકશ્યપ હિરણ્યગર્ભથી પામ્યો નરહરિએ મારિયો;
જન જાણિ પોતાનો વિધાતા કયમ ન આવી ઉગારિયો? ૫

શિવસેવક રાવણુ બાણાસુર હરિ હણ્યો છેદ્યા હસ્ત;
શંકરથકી શું નિપન્યું ? વર વૈભવ પામ્યા અસ્ત. ૬

---

૨. कृष्णोहं तवास्मि એમ જે એકજવાર કહે તેને સુખનો ભંડાર આપનાર હરિ સિવાય અન્ય કોઈ નથી.

૩. ઉગ્રસેન અને વિભીષણે શું સાધનો કર્યાં હતાં ? વામિયા–ત્યજ્યાં.

૪. अन्तवत्तु फलं तेषां तद् भवत्यल्पमेधसाम्। कामैस्तैस्तैर्हृतज्ञानाः प्रपद्यन्तेन्यदेवताः વગેરે ગીતાનાં વાક્યોનો ભાવ ઉતાર્યો છે.

૫. હિરણ્યગર્ભથી–બ્રહ્માથી. એને બ્રહ્માએ પોતાનો માણસ જાણીને ઉગાર્યો કેમ નહિ ?

૬. વર વૈભવ–શ્રેષ્ઠ વૈભવો. અથવા તો શંકરે આપેલા વરદાનથી થયલા વૈભવો.

જડભર્ત હરિજન તેજ સહન થયું ન શક્તિ ફાટી;
નિજ કરે નિજ કિંકર હણ્યા થઈ ગયો શ્રમ સહુ માટી. ૭
ઇત્યાદિ અમર નશ્વર ફળ, અવળું પડે ક્ષણમાંય;
જન દયાપ્રીતમ કૃષ્ણવણ સુખરૂપ સઘળું કયાંય. ૮

પદ ૨૦ મું.

હરિ વણ ઉજ્વળ પંથ ન એકજી, વામી મેલ્યા માર્ગઅનેકજી;
મદ્ય માંસ માગે બલિ ચંડીજી, શિવવ્રતધારી સહુ પાખંડીજી.૧
ધરે મુંડમાળા અસ્થિ ચર્મજી, ભૃગુને શ્રાપે અનુચિત ધર્મજી;
કયહું વિષય કયહૂં ભ્રષ્ટાચારજી વર્ણાશ્રમ નહિ ધર્મ લગારજી.૨

---

૭. જડભરત હરિનો ભક્ત હતો. તેનું બલિદાન આપવા માટે ચોરો દેવી પાસે લઇ ગયા, પણ દેવી તેનું તેજ સહી શકી નહિ, અને તે પેલા ચોરો ઉપર ગુસ્સે થઇ, અને પોતાના જ સેવકોને પોતે હણ્યા.

૮. હરિવિના અન્ય દેવ દેવીઓએ આપેલાં ફ્લો નાશ્વવત્ હોય છે. કંઇક ભૂલચુક થઇ તો ક્ષણમાં અવળું-ઉંધું વળી જાય છે. દયાના પ્રીતમવિના સઘળું સુખરૂપ ક્યાં જોવામાં આવે છે?

૧. વામી—વામ માર્ગના અનેક મલિન માર્ગો છે. ચંડી પણ મદ્યમાંસ માગે છે. શિવ દીક્ષાવાલા પાખંડી છે. ભવવ્રતધરા યે ચ યે ચ तान् समनुव्रताः पाखण्डिनस्ते भवन्तु सच्छास्त्रपरिपन्थिनः नष्टशौचा मूढधियो जटाभस्मास्थिधारिणः, विशन्तु शिवदीक्षायां यत्र दैवं सुरासवम्.

૨. માણસોનાં ડોકાંઓની માલાને ધરનારા, હાડકાં અને ચામડાંને પણ ઉપયોગમાં લેનારા થયા છે. એ સર્વ નિંદ્ય ધર્મ ભૃગુઋષિના શાપથી પ્રવર્ત્યા છે. વિસ્તાર માટે જુઓ ચતુર્થસ્કંધ.

ઢાળ.

ના ધર્મ એકાચાર સહુ નહિ વેદશાસ્ત્ર પ્રમાણ;
તે માટય કહ્યું શુક શિવાદિક તજય વિષ્ણુથી કલ્યાણ. ૩
સ્ત્રીરક્ષ ભુલ્યે ભક્ષ ભણ્યું જય દેહિ સંકટ દઇ કર્યું;
તે પ્રમાણે શક્તિએ કર્યું અંતરજ્ઞપણું કહે કયાં રહ્યું ? ૪
તે માટય સર્વેશ્વર હરિ સમ ઇતરમાં મતિ જે ધરે;
તે નારકીશ સદા મહામુનિ પદ્મપુરાણે ઉચ્ચરે. ૫

---

૩. ધર્મ, શુદ્ધ એક આચાર. વેદશાસ્ત્રનું પ્રમાણ પ્રમાણ પણ ન મલે. માટે જ શુકદેવજી કહે છે કે શિવ વગેરેને ત્યજ. श्रेयांसि तत्र खलु सत्त्वतनोर्नृणां स्युः ।

૪. એક બ્રાહ્મણ ચંડિપાઠ કરતો હતો. તે એક भार्यां रक्षतु भैरवी ( દેવી સ્ત્રીનું રક્ષણ કરો ) એ શ્લોકને બદલે भार्या भक्षतु भैरवी ( દેવી સ્ત્રીનું ભક્ષણ કરો ) એમ र ને બદલે ભૂલથી भ બોલી ગયો, એટલે દેવી તેની સ્ત્રીનું ભક્ષણ કરી ગઈ. એવી જ રીતે जयं देहि (જય આપો) એને બદલે द्विषो देहि जयं जहि (શત્રુ આપો અને જયનો નાશ કરો ) એમ બોલ્યો એટલે તેના કહ્યા પ્રમાણે દેવીએ કરી મુકયું. એ બિચારાના અંતઃકરણમાં એવો ભાવ ન હતો. છતાં દેવી અંતરને જાણનારી નહિ હોવાથી કહ્યા પ્રમાણે કરી બેઠી.

૫. સર્વેશ્વર હરિના જેવી બુદ્ધિ અન્યમાં કરે તે નરકનો મહાન્ અધિકારી છે એમ શ્રીવ્યાસજી પદ્મપુરાણમાં કહે છે. अस्मादन्यं परत्वेन चेतयानोप्यचेतन, स पापण्डी तु विज्ञेयः सर्वधर्मबहिष्कृतः, (શ્રીભાગવત). योन्यदेवं परत्वेन वदन्त्यज्ञानमोहिताः नारायण जगन्नाथ ते वै पापण्डिनः स्मृताः, यस्तु नारायणं देवं समत्वेनाभिमन्यते, स तु तेनावमानेन नरकाम

મતિ શિલા હરિ અર્ચ્યા ગુરુ નરજાતિ મતિ છે સંતમાં
પદ તીર્થપાવન વિષ્ણુવૈષ્ણવ અધમ ઉદકમતિ ચંતમાં.૬
હરિ નાંમ મંત્ર મહાકલુષહર ત્યહાં ધી શબ્દ સમાનની;
તે પતિત પશુ મતિ આય દ્રુમ તુલસી પ્રિયે ભગવાનની. ૭
મુખદ્વાર ઇન્દ્રિ તૃપ્તિ સહુ તરુ તૃપ્તિ જ્યમ જડિપોષ;
ત્યમ દયાપ્રીતમ કૃષ્ણ પૂજે પાંમે સહુ સંતોષ. ૮

પદ ૨૧ મું.

તજિ સુંદર શ્રીહરિની સેવાજી, કરે ઉપાસન દેવી દેવાજી;
તે જ્યમ તરશ્યો ગંગ અનૂપજી, તજિને તીરે ખોદે કૂપજી.૧

---

निवर्तते, एवं सामान्यभावेन मन्यन्ते पुरुषोत्तमं, ते वै पाषण्डिनो ज्ञेया नरकार्हा नराधमाः अन्यदेवसमं यस्तु मन्यते मां तु सोधमः, (વગેરે બ્રહ્માંડાદિપુરાણવાક્યો).

૬-૭. હરિનું અર્ચન કરતી વેળાએ શિલાની મતિ થવી, ગુરુ અને સંતોમાં મનુષ્ય-સાધારણ-મનુષ્ય જેવી બુદ્ધિ, વિષ્ણુ અને વૈષ્ણવોના ચરણજલમાં સાધારણ જલ જેવી નીચ બુદ્ધિ, કલુષ-પાપને હરનારા હરિના નામમાં શબ્દબુદ્ધિ, અને ભગવત્પ્રિયા શ્રીતુલસીજીમાં વૃક્ષબુદ્ધિ, એ સર્વ પશુમતિ પતિતનાં કાર્ય છે. अर्च्ये विष्णोः शिलाधीर्गुरुषु नरमतिः वैष्णवे जातिबुद्धिः, विष्णोर्वै वैष्णवानां कलिमलमथने पादतीर्थेम्बुबुद्धिः, कंसारेर्विष्णुमन्त्रे-चिलकलुषहरे शब्दसामान्यबुद्धिः, विष्णौ सर्वेश्वरेशेऽपि च तदितरधीर्यस्य सो नारकीशः ।

૮. મુખમાં નાંખવાથી જેમ સર્વ ઇંદ્રિયો તૃપ્ત થાય છે, વળી મૂલમાં પાણી સિંચવાથી વૃક્ષ તૃપ્ત થાય છે. यथा तरोर्मूलनिषेचनेन तृप्यन्ति तत्स्कन्धभुजोपशाखाः, प्राणोपहाराच्च यथेन्द्रियाणां तथैव सर्वार्हणमच्युतेज्या.

સુર પૂજે મૂકી જગદીશજી, તજિ કામદુધા દુહે મહિષજી;
કહે નિગમાગમ એ ફરિ ફરિનેજી, ભજો સદા સ્હૌ એક હરિનેજી. ૨

ઢાળ.

શ્રીહરિ તજી કલ્યાણ ઇચ્છે બાળ અવરાધાર;
જ્યમ શ્વાન પુચ્છ ગ્રહી ધરે મન જવા સાગરપાર. ૩
એ સર્વ વાતો વેવલાં છે મનભ્રમવા વ્યર્થ;
એક કેવળ શ્રીહરિશરણ વણ નથી સર્યો કોઇનો અર્થ. ૪

---

૧. वासुदेवं परित्यज्य येन्य देवमुपासते, तृषितो जाह्नवीतीरे कूपं खनंति दुर्मतिः વાસુદેવકું ત્યાગ કે પૂજત ભૈરવભૂત, ક્ષુદ્ર ભજત સો મૂઢ નર મા કે પેટ કપુત. વાસુદેવ પ્રભુ છાંડ કે અન્યદેવ રતિ હોય, મુકતાનંદ કહે ગંગતટ કૂપ ખોદત શઠ સોય. नारायणं परित्यज्य हृदिस्थं प्रभुमीश्वरं, योन्यमभ्यर्चयेद्देवं परबुद्ध्या स पापभाक्, वासुदेव परित्यज्य योन्यदेवमुपासते, स हेमराशिमुत्सृज्य पांसुराशिं जिघृक्षति.

૨. મહિષ-પાડો. गव्यं त्यक्त्वा धिमूढात्मा गर्दभं विन्दते यथा, तथा हरिं परित्यज्य योन्यदेवमुपासते.

૩. અવરનો-બીજાનો આધાર-આશ્રય. નીચેના શ્લોકનો ભાવાર્થ આ ટુકમાં છે. अविस्मितं तं परिपूर्णकामं स्वेनैव लाभेन समं प्रशान्तम् । विनोपसर्पत्यपरं हि बालिशः श्वलाङ्गुलेनातितितर्ति सिन्धुम् ।

૪. એ બધી નકામી વાતો છે. વ્યર્થ ભ્રમણાં ભમાવ્યાં છે. હરિશરણ વિના કોઇનો અર્થ સર્યો નથી અને સરવાનો પણ નથી.

શ્રીકૃષ્ણ શ્રીમુખ કહ્યું બહુ પ્રિય મુને દાસ અનન્ય;
અતિ દુરાચારી તદપિ સાધુ શ્રેષ્ઠ માહરે મન્ય. ૫
વળિ કહ્યું હારીતસ્મૃતિમાં પાંડવી ગીતામાંહે;
તે વચન કેરા અર્થ માત્રજ લખું છું હું આંહે. ૬
નમવું નહિ અન્ય દેવને નિરખવા નહિ ન પ્રસાદ;
મંદિર જવું નહિ યદપિ કોઇની ચડતી હોય મરજાદ ૭
વદવું સ્મરવું સેવવું ચિંતનાશ્રય શ્રવણાદિ.
અન્યનું ન કરવું દયા પ્રીતમ કૃષ્ણ રસ જે સ્વાદી. ૮

પદ ૨૨ મું.

વિશ્વ સકળ છે હરિનું રૂપજી, એકાંશે વ્યાપક વ્રજભૂપજી;
કરતા હરતા પોષક સ્વામીજી, સહુઘટ વાસી અંતર-
યામીજી. ૧

---

૫. अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक्, साधुरेव स मन्तव्यः सम्यग्व्यवसितो हि सः, अनन्यचेताः सततं, अनन्याश्चिन्तयन्तो मां, વગેરે ગીતાસ્થ શ્રીમુખવાક્યનો ભાવાર્થ આ પંક્તિમાં દર્શાવે છે. અર્થ સરલ છે.

૬–૭. હારીતસ્મૃતિમાં કહ્યું છે કે, नान्यं देवं नमस्कुर्यात् नान्यं देवं निरीक्षयेत्, नान्यप्रसादमद्याच्च नान्यदायतनं व्रजेत् । આ જ શ્લોકનો ભાવાર્થ કવિવર સ્વોક્તિમાં યોજે છે.

૮. પાંડવગીતામાં પણ વચન છે કે, नान्यं वदामि न शृणोमि न चिन्तयामि नान्यं स्मरामि न भजामि न चाश्रयामि, भक्त्या त्वदीयचरणाम्बुजमन्तरेण श्रीश्रीनिवास पुरुषोत्तम देहि दास्यम् ।

માટે કોઇનો દ્રોહ ન કરવોજી, હરિ દુખાશે એ ભય ધરવોજી;
જે તે રીતે કોઇ તનુધારીજી, સુખી કરતાં ખુશી કુંજ-
વિહારીજી. ૨

ઢાળ.

કુંજવિહારી રાજી રહે જો દયા સહુપર હોય;
આત્મા ન કોઇનો દુઃખવે નવ દોષ કોઇનો જોય. ૩

સહુ દેવ હરિ અંગેથી ઉપન્યા દાસ હરિનો જાણિ;
નિંદા અરિશ્યા ના કરે પણ ભજે સારંગપાણિ. ૪

શ્રીકૃષ્ણચન્દ્રવિના ન કોઇની ભીતિ નહિ કોઇ તૃષ્ણ;
સહજે શિવાલય માર્ગે દીઠું કરવા જયશ્રીકૃષ્ણ. ૫

---

૧–૨. સર્વ જગત્ ભગવદ્રૂપ છે, તથાપિ તેમાં–જગતમાં પ્રભુના સદંશનો જ આવિર્ભાવ છે. ભગવાનના સદંશમાંથી ઉદ્ભવીને સદ્રૂપ થયલું છે. એથી જ વ્રજના નાથ શ્રીકૃષ્ણ સદ્રૂપે સર્વત્ર વ્યાપક છે. एकांशेन जगत् सर्वम् । અન્ય સર્વ સ્પષ્ટ છે.

૩–૪. જો બધા ઉપર દયા હોય તો પ્રભુ રાજી રહે છે. કોઇનો આત્મા દુભાવે નહિ અને કોઇના દોષ પણ જુએ નહિ. બધા દેવો ભગવાનના શ્રીઅંગમાંથી પ્રકટ થયા છે. एतद् ब्रह्म स आत्मा, अङ्गान्यन्या देवता· । સર્વ દેવો હરિના દાસ છે. શાર્ઙ્ગ ધનુષ જેના હાથમાં છે એવા ભગવાનને ભજે અને કોઇની ઇર્ષ્યા ન કરે.

૫. શ્રીકૃષ્ણવિના અવરની ભક્તિ ન કરવી, તૃષ્ણા ત્યજવી, પરંતુ સહજે રસ્તામાં શિવાલય આવી ચડે તો શિવજીને ભગવદ્દાસ સમજીને 'જય શ્રીકૃષ્ણ' કરવા ચુકવું નહિ.

રિને વિષે સહુ વિશ્વ તે હરિ પૂજતાં પૂજાય;
કોઇ કહે હું હરિમાં નથી તેને પૂજે અમારી બલાય. ૬
પ્રતિ પશુ પશુસેં ચિસાડો પ્રતિ પોલીએ શું મોંણુ;
સમજુ ન દેવા વિસરે, વડિ વડિ પ્રત્યે લોંણુ. ૭
શિવ સ્ફુટ નમ્યા નહિ દક્ષને દેખી દેહાભિમાન;
જન દયા પ્રીતમ કૃષ્ણ અંતરયામિ નમિયા ધ્યાન. ૮

પદ ૨૩ મું.

સઘળેસરખી પ્રીત નસારીજી, ટેકની ભક્તિ પ્રભુઅતિપ્યારીજી;
અળગા અન્યાશ્રિત ભગવંતજી, વ્યભિચારિણીથી પ્રેમ ન કાંતજી ૧

---

૬. ब्रह्मैवेदं जगत् । જગત્ હરિરૂપ જ છે, તેથી તેના-પૂજન પછી અન્યના પૂજનની આવશ્યકતા શી ? કોઈ એવો પાકયો કે પોતાને હરિમાં ન માને, પણ હરિથી જૂદો અને મોટો માને તેને અમારી બલા પૂજે છે ! !

૭. ગોવાલીઓ કંઇ દરેક પશુને જૂદી જૂદી બૂમ મારીને બોલાવતો નથી. દરેક પોળીએ-રોટલીએ શું મોંણુ નાંખવામાં આવે છે ? નહિ જ. વળી સમજુ માણુસ વડી થઇ રહ્યા પછી તે દરેક ઉપર જુદું જુદું મીઠું ભભરાવવા નિકલતો નથી.

૮. આ કથા શ્રીમદ્‌ભાગવતના ચતુર્થ સ્કંધમાં આવે છે. શિવજી દક્ષને નમ્યા નહિ, એ કથા પ્રસિદ્ધ છે. કારણ કે એને દેહાભિમાન ઘણું હતું. પણ દયાના પ્રીતમ, અંતર્યામી શ્રીકૃષ્ણને ધ્યાનપૂર્વક નમ્યા.

૧-૨. દરેક ઠેકાણે પ્રીત કરવી તે શું યોગ્ય છે ? નહિ. પ્રભુને ટેકવાલી ખરી ભક્તિ ગમે છે. અન્યાશ્રયવાલાઓ ભગવાનથી

પતિવ્રતા જો ઉત્તમ હોયજી, પતિ પુરૂષોત્તમ ત્યાં ચિત્તપ્રોય
વણ સમજે અન્યાશ્રય જનમાંજી, તે પણ ખટક હરિ
મનમાંજી.

ઢાળ.

મન ખટક જ્યમ રજ નેત્રમાં વણ નીકળે નહિ ચેન;
ત્યમ અન્યાશ્રય વણ છોડવે નહિ જંપ પંકજનેન.

---

અલગા છે. જેમ કે ધણીનો સ્નેહ વ્યભિચારિણી ઉપર હોતો નથી તેમ ઘણા ઉપર સ્નેહ રાખનારાઓ ઉપર પ્રભુ અનુગ્રહ કરતા જ નથી. પુરુષોત્તમ પતિરૂપ છે. જો ઉત્તમ પતિવ્રતા હોય તોજ, તેમાં પુરુષોત્તમ ચિત્ત પરોવે છે. સમજ વિના અન્યનો આશ્રય કરે તો તે પણ પ્રભુના મનમાં ખટક્યા વિના રહેતો નથી. भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन, पुरुषः स परः पार्थ भक्त्या लभ्यस्त्वनन्यया, अनन्यचेताः सततं यो मां स्मरति नित्यशः तस्याहं सुलभः पार्थ नित्यमुक्तस्य योगिनः, मयि चानन्ययोगेन भक्तिरव्यभिचारिणी વગેરે શ્રીગીતાજીના વાક્યો અને तस्मिन्ननन्यता, तद्विरोध उदासीनता च, अन्याश्रयाणां त्यागोऽनन्यता એ નારદભક્તિસૂત્ર, अहं भक्तपराधीनो ह्यस्वतन्त्र इव द्विज, वशी कुर्वन्ति मां भक्त्या सत्स्त्रियः सत्पतिं यथा વગેરે શ્રીભાગવત વાક્યો, यावदन्याश्रयस्तावद् भगवानपि तं जनं विलोकयेन्न दयया ह्यनन्यभक्तवत्सलः એ ધ્રુવપંચરાત્ર વાક્ય, અન્યાશ્રયનો આગ્રહપૂર્વક નિષેધ કરે છે અને પ્રભુ ઉપર અનન્ય સ્નેહ રાખવાનો ઉપદેશ કરે છે.

૩. જ્યાં સુધી નેત્રમાં રજનો નાનો પણ કણ હોય છે, ત્યાં સુધી મનમાં ખટક્યા કરે છે, તે નિકળ્યા વિના ચેન પડતું નથી જ, તેવી રીતે અન્યનો આશ્રય છોડાવ્યા વિના પંકજનેન-કમલનેત્ર પ્રભુ જંપતા-ઠરી ઠામ બેસતા નથી.

પશુપતાકા અસ્ત્રઆદિક અન્યાશ્રય હતો અર્જુન;
બ્રહ્માસ્ત્રદ્વારા મૂકાવ્યો હરિ જાણિને નિજ જન. ૪
વળી આશરો અર્કનો અક્ષયપાત્ર દ્રૌપદ્યાદિ;
તે દુર્વાસા પ્રેરી મૂકાવ્યો કૃષ્ણ શુચિ રતિ સ્વાદિ. ૫
અંબરીષને અભયાતણો આશ્રય લખ્યો અખિલેશ;
તે પણ ટળાવ્યો મોકલી મુનિ દ્વાદશી વ્યપદેશ. ૬
વળી એજ વ્રતનો આશરો નંદને દીઠો નાથ;
પ્રેરી વરુણ ચરણ બંધાવ્યા વળિ લાવ્યા ગૃહિ હરિ હાથ. ૭

---

૪. અર્જુન ભગવદ્ભક્ત હતો, પ્રભુપ્રત્યે એની સખ્યભક્તિ હતી. પહેલાં અર્જુને શંકરને પ્રસન્ન કરવાને ઘણીજ તપશ્ચર્યા કરી હતી અને શંકરે તેને પાશુપતાસ્ત્ર આપ્યું હતું. પ્રભુએ કૃપા કરીને પોતાનો જાણીને અર્જુનનો અંગીકાર કર્યો, ત્યારે પ્રભુએ તેને બ્રહ્માસ્ત્રદ્વારા પાશુપતાસ્ત્રનો મોહ મુકાવ્યો અને શિવજીનો આશ્રય છોડાવ્યો.

૫. દ્રૌપદી વગેરેએ અક્ષયપાત્રના લોભે સૂર્યનો આશ્રય કરેલો હતો, તે દુર્વાસાને મોકલીને શુદ્ધસ્નેહના સ્વાદવાલા શ્રીકૃષ્ણે મૂકાવ્યો.

૬. મર્યાદાભક્ત અંબરીષને અભયા નામની એકાદશીનો આશ્રય હતો, તેને પણ અખિલના નિયંતા ઇશ્વરે અન્યાશ્રય લેખીને દુર્વાસા મારફતે, દ્વાદશીના બહાનાથી છોડાવ્યો. વિસ્તૃત કથા માટે જુઓ ભાગવતનો **નવમસ્કંધ.**

૭. એ જ, એકાદશીનો આશરો નંદરાયજીને પણ હતો, તેઓ દ્વાદશીને દિવસે આસુરી વેલામાં નદીમાં સ્નાનાર્થે ગયા, તે વખતે વરુણદેવના અનુચરો તેને બાંધી ગયા. પછીથી ભગવાન્ તેમને ત્યાંથી છોડાવી લાવ્યા. જુઓ દશમસ્કંધ.

વળી અંબિકા યાત્રા ગયા ત્યહાં ગળ્યા અજગર નંદ;
ફરી દયા પ્રીતમ છોડવ્યા તવ સમજ્યા સહુ સુર મંદ. ૮

પદ ૨૪ મું.

અન્યાશ્રયનું ફળ છે એહવુંજી, નંદાદિકને દીઠું જેહવુંજી;
હરિને હિત ના આવે ત્યાંયજી,જેનું ચિત્ત હોયબહુસુરમાંયજી.૧
પ્રાઘુણિક બહુ ઘરનો હોયજી, મરે ક્ષુધાએ ન પૂછે કોયજી;
પુત્ર પુંશ્ચલી પિતુ કહે કહોનેજી,લાડ ઓલંભા કોઈ ના માનેજી.૨

---

૮. વળી નંદરાયજી અંબાજીની યાત્રા કરવા ગયા, તે પણ અન્યાશ્રય જ હોવાથી ત્યાં અજગર આવીને નંદરાયજીને ગળી ગયો. પછી તેમને પ્રભુએ જ મુક્ત કર્યો. ત્યારે પ્રભુના સામર્થ્યનું સ્વરૂપ મંદમૂર્ખ સુરોનાં ધ્યાનમાં આવ્યું.

૧. ઉપર પ્રમાણે અન્યાશ્રયનો સ્પષ્ટ નિષેધ કરીને ઉપસંહાર કરે છે. અન્યાશ્રયના ફલનો અનુભવ નંદાદિને થયલો છે. જેનું મન બહુ દેવોમાં ભમતું હોય તેના ઉપર હરિનું હેત સંભવેજ નહિ.

૨. 'ઘણા ઘરનો પરોણો ભૂખે મરે' એ કહેવત પ્રમાણે ઘણા દેવો ઉપર સ્નેહ રાખનાર તરે નહિ. ઘણા ધણીવાળી વ્યભિચારિણીનો છોકરો કોને બાપ કહેવાનો? ઓલંભા-ઉપાલંભ-ઠપકા. અન્યાશ્રયવિષે ગોસ્વામી તુલસીદાસજી પણ લખે છે કે:- हंस मुक्ताफल विना, कच हु न बोरत चांच; त्यों हि टेक निज इष्ट पें; अनन्य खांच यह सांच. पपिहा की गत देखिये, ग्रहे मगन घनबुंद; भूमि पर्यो जल ना ग्रहे चुंचु राखत मुन्द. सीप गृहे एक स्वातिजल नहि समुद्र जलरंच, रहे मवाग्धि द्वारे भजे जी है ओर प्रपञ्च. एक हीं मृग के कारणे, भरत धरी तीन देह; तुलसी उनकी क्या गति, जो घरघर करत स्नेह. एक ही साधे सब सधे; सब साधे एक जाय; जाग्रही सेवे मूलको फूले फल सदाय.

ઢાળ.

માને ન મન માધવ વિના કયહ્યું તેજ સાચો સંત;
નિજ પ્રાણ અધિકો લહે તેને ભક્તાધીન ભગવંત. ૩
એમ સુણી બોલ્યો શિષ્ય પ્રભુ સંશય રહે છે એક;
આપે કહ્યું તે ખરૂં ભજવા એક હરિ ધરિ ટેક. ૪
શ્રુતિ સ્મૃતિ દઢ થયૂં સંશય ન નિશ્ચે એવ;
છે એમ તદપિ ઘણા જન ક્યમ ભજે ઇતર દેવ. ૫
કેટલાક સુર દઢ એક કેટલા નામે સઘળે શીશ;
તે કયમ હશે ગુરુજી કહો ઝળકે પ્રબળ જશ જગદીશ. ૬
એમ સુણી શ્રીગુરુ કહ્યું સાંભળ કહૂં કારણ તાત;
જે અંશ જેહના હોય તે તેને ભજે શ્રુતિ ખ્યાત. ૭
જે જેહનું તેહને તે મળે તવ થાય ચિત્તનિરોધ;
જ્યમ દયાપ્રીતમ કૃષ્ણ સેવે ભગવદી વણ બોધ. ૮

---

૩. પદ્મપુરાણના ઉત્તરખંડમાં પાર્વતીપ્રતિ સદાશિવ કહે છે કે– आराधनानां सर्वेषां विष्णोराराधनं परम्। तस्मात् परतरं देवि तदीयाराधनं परम्॥

૪–૫–૬. એમ સાંભળીને શિષ્ય પુછે છે કે આપ શ્રુતિ, સ્મૃતિ અને યુક્તિથી પણ નિશ્ચયપૂર્વક જણાવો છો, કે ટેક રાખીને એકજ હરિનું ભજન કરવું; પરંતુ બધા મનુષ્યો કંઇ હરિનું જ ભજન નથી કરતા, કોઇ કોઇને પુજે છે તે કોઈ કોઈને નમે છે, તેનું કારણ શું હશે?

૭–૮. શિષ્યનો પ્રશ્ન સાંભળીને ગુરુ કહે છે કે હું તેનું કારણ કહું છું તે સાંભળ. શ્રુતિ કહે છે કે यो यदंशः स तं भ

પદ ૨૫ મું.

વત્સ કદા મહિષી નવ ધાવેજી, ધેનુ ધાવવા મહિષ ન આવેજી;
ગુણઅવગુણનું કશું ન કામજી, ચિત્ત જેહનું જ્યાંહ ત્યાંહજ વિરામજી. ૧
ભૂલું પડિયું બાળક રોયજી, મુખ અધમોત્તમ સહુનાં જોયજી;
તદપિ ન ભટકણ ભાગે મનનીજી, સદ્ય શાન્તતા મળતાં જનનીજી. ૨

ઢાળ.

જ્યમ જનનિ મળતાં જંપ તત્ક્ષણ અવર રહે નહિ આશ;
પછી બોધ તેહને ન કરવો પામ્યા પૂરણ અભિલાશ. ૩

---

જે જેનો અંશ હોય તે તેને સેવે. જેનું જે હોય તે તેને મળે એટલે ચિત્તનો નિરોધ થાય, અર્થાત્ જે જેનો અંશ હોય તે તેને મેળવે તોજ તેનું ચિત્ત તેમાં રોકાય–એકાગ્ર બને. દૃષ્ટાન્ત–ભગવદીયો કોઇના ઉપદેશ વિનાજ શ્રીકૃષ્ણને સેવે છે, કેમકે તે કૃષ્ણના અંશો છે. देवान् देवयजो यान्ति मद्भक्ता यान्ति मामपि– એ ગીતાવાક્ય પણ એમજ કહે છે.

૧–૨. ગાયનું વાછરડું કોઇપણ વેળાએ ભેંસને ધાવશે નહિ, તેમજ પાડો ગાયને ધાવવા નહિજ આવે, તેમાં ગુણઅવગુણ નથી જોવાના, પરંતુ તે ઉપરથી એટલુંજ સમજવાનું છે કે જેનું જ્યાં ચિત્ત હોય તે ત્યાંજ વિરામ પામે. ભૂલું પડેલું બાળક ગમેતેમ સમજાવતાં પણ રુદન કર્યા વિના નહિજ રહે, જ્યારે માતાનું મુખ જોશે ત્યારેજ શાંત થશે.

૩–૪. સઘળે નમનારા જીવો પંચપીરીઆ આસુરી કહેવાય છે. તે માયામાંથીજ ઉદ્ભવે છે અને માયામાંજ જઈ મલે છે આવા જીવોનું સ્વરૂપ શ્રીમદ્ વલ્લભાચાર્યજીએ સ્વકૃત પુષ્ટિપ્રવાહમર્યાદા નામક ગ્રંથમાં બહુ વિસ્તારથી વર્ણવ્યું છે.

સઘળે નમે પંચપિરિયા જીવ આસુરા કહેવાય;
ઉપજતાં માયામાં મળ્યા કેમ એક ઠોર ઠરાય. ૪
એકદા શ્રીમદ્ પુરુષોત્તમને ઇચ્છા ઉપનિ એહવી;
વિસ્તાર જગમાં થાય જશનો કૃતિ કરવી તેહવી. ૫
એમ ધારી ભ્રૃકુટિ ભંગથી ઉપજાવી સૃષ્ટિ સાર;
બ્રહ્માંડ ભવ્ય વિચિત્ર નાના લોક દશ ને ચાર. ૬

---

૫. આ ટૂકથી કવિવર જે સિદ્ધાંત વર્ણવે છે, તે પરમ ભગવદીય મહાનુભાવી ગોપાલદાસજીકૃત વલ્લભાખ્યાનને આધારે છે. એક વખતે શ્રીપુરુષોત્તમને એવી ઇચ્છા થઈ કે જેથી જગમાં વિસ્તાર થાય, તેવી કૃતિ કરવી. एकोऽहं बहु स्यां, एकाकी न रमते स द्वितीयमैच्छत्,क्रीडार्थमात्मन इदं त्रिजगत् कृतं ते વગેરે પ્રમાણો એમ જ સૂચન કરે છે. આ ટૂકની સાથે વલ્લભાખ્યાનની નીચેની ટૂક સરખાવતાં જણાશે કે કવિશ્રી અક્ષરશઃ વલ્લભાખ્યાનનું જ અવતરણ કરે છે.

" તે પ્રભુને મન ઇચ્છા ઉપની જશ થાવા વિસ્તાર. "
વલ્લભાખ્યાન ૧-૧૫.

૬. એમ ધારીને ભ્રુકુટીના ભંગથી–ભ્રુકુટીનો ભેદ કરીને સૃષ્ટિ ઉપજાવી, અનેક પ્રકારના ભવ્ય બ્રહ્માંડો અને દશ અને ચાર ચૌદલોક પણ ઉપજાવ્યા. કોઈક કલ્પમાં ભ્રુકુટીમાંથી સૃષ્ટિ ઉત્પન્ન થયલી હશે એમ આ ઉપરથી જણાય છે. પદ્મપુરાણમાં કાર્તિક માહાત્મ્યમાં શ્રીકૃષ્ણપ્રત્યે ભીષ્મે કહ્યું છે કે यदभ्रूविलासचलनोल्लसितोरुसर्गः सर्वं सृजत्यवति हन्ति विचित्रमायः ॥ આ ટુકની સાથે સરખાવો નીચેની ટુક.

ભ્રુભંગેથી સૃષ્ટિ નિપની, અતિ સુંદર બ્રહ્માંડ;
ચૌદ લોક નાનાવિચિત્રિત ભૂમંડલ નવ-ખંડ.
વ. આ. ૧-૧૬.

મહી મંડળ નવ ખંડાદિ રચના રમત માત્રમાં કીધી;
જુગ પ્રકારે રચિ સૃષ્ટિ કરવા નિજપર પ્રસિદ્ધિ. ૭
એક દૈવી બીજી આસુરી ઉપજાવિ આપોઆપ;
જન દયા પ્રીતમ સકળ શક્તિ પતિ અતુલ પ્રતાપ. ૮

પદ ૨૬ સું.

ભક્તિ સુંદરી માયા દાસીજી, બંધે પ્રકટ કરી કુંજવિલાસીજી;
નખશિખ સુભગા ભક્તિ જેહજી, અતિ પ્યારી લાગી પ્રભુ તેહજી. ૧

---

૭-૮. મહીમંડલ અને નવખંડની રચના માત્ર લીલાથીજ કરી. યુગના પ્રકારે સ્વપ્રસિદ્ધયર્થે સૃષ્ટિ રચી. તેમાં એક દૈવી સૃષ્ટિ રચી અને બીજી આસુરી સૃષ્ટિ રચી. સરખાવો નીચેની ટુંક.

પર પોતાની ભક્તિ કરે વા સૃષ્ટિ તે દ્વિધા પ્રકાર;
દૈવી આસુરી બે ઉપજાવી, પ્રભુ મન કરી વિચાર.
(વ. આ. ૧-૨૭.)

૧. કુંજવિલાસીએ બધે-બન્ને સ્ત્રીઓ ઉત્પન્ન કરી. ૧ ભક્તિ-સુંદરી અને ૨. માયા-દાસી. પહેલી ભક્તિ તો નખશિખાંત સુંદર છે અને પ્રભુને તે ઘણીજ પ્યારી લાગે છે. આ ટૂકમાં બધે એ પાઠને ફેરવીને બધે એવો પાઠ સ્વીકારીને એક ટીકાકાર ઘણો જ વિચિત્ર અર્થ કરે છે. લખે છે કે 'માયા દાસી છે માટે જ તેને બધે પ્રકટ કરી છે.' માયા બધે પ્રકટ છે, તે દાસી છે માટે એમ આ ટીકાકાર કહે છે, પણ દાસી હોવાથી બધે પ્રકટ થાય અને ભક્તિ સુંદરી હોવાથી બધે પ્રકટ ન થાય, એ માનવું યુક્તિયુક્ત નથી. આ ટૂકની સાથે સરખાવો નીચેની ટૂક.

ભક્તિ સુંદરી ને માયા દાસી, બે મૂરત પ્રકટાવી;
તેમા પહેલી નખશિખ સુભગા, શ્રીહરિને મન ભાવી.
(વ. આ. ૧-૨૮.)

પડી અક્ષરપર કૃપા–કટાક્ષજી, સત્ત્વ ઉપન્યા લક્ષો લક્ષજી;
થયા ભક્તિમાં લીન સુભાગીજી,વૈષ્ણવ ગુણવંતા હરિરાગીજી.૨

ઢાળ.

અનુરાગી કેવળ કૃષ્ણમાં સર્વદા કૃષ્ણાધીન;
જે બીજિ કટાક્ષે ઉપના તે માયામાં થયા લીન. ૩
તે આસુરી સહુ કર્મજડ હરિભજન ધર્મવિમુખ;
તે કરે ઉપાસન અવરનાં જેમાં સદા ભય દુઃખ. ૪
એહવા જ મૂળે જીવ તે કો કાળ નહિ કલ્યાણ;
કહ્યું 'મૂઢ જન્મનિ જન્મનિ' શ્રીગીતામાંહે પ્રમાણ. ૫

---

૨–૩–૪. અક્ષરબ્રહ્મઉપર કૃપાકટાક્ષનો પાત થવાથી અસંખ્ય સત્ત્વ ઉત્પન્ન થયા. તેમાના ભાગ્યશાળી વૈષ્ણવ, ગુણવંતા અને હરિમાં પ્રીતિવાળા તો ભક્તિમાં લીન થયા અને કેવળ કૃષ્ણમાં અનુરાગવાળા સર્વદા કૃષ્ણને આધીન થયા. જે બીજી કટાક્ષથી ઉત્પન્ન થયા તે માયામા લીન થયા. તે લોકો આસુરી, કર્મજડ અને હરિસેવારૂપ સ્વધર્મથી વિમુખ થયા. જેમાં સદા ભય અને દુઃખો રહેલાં છે, તેવી અન્ય દેવની ઉપાસના તે લોકો કરે છે. સરખાવો નીચેની ટૂંક.

કૃપાકટક્ષે હુવા અક્ષરમા, ઉપન્યા સત્ત્વ અનંત;
ભક્તિ લીન હુવા સૌભાગી, તે વૈષ્ણવ ગુણવંત.
બીજી કટાક્ષે જે જન ઉપન્યા, માયામાં થયા લીન;
કર્મજડ આસુરી અન્ય ઉપાસક, ભજન ધર્મ થકી હીન.
( વ. આ. ૧–૧૯–૨૦. )

૫. એવા આસુરી જીવોનું કોઈપણ કાળે કલ્યાણ થવાનું નથી. ગીતામા પ્રભુ ઉપદેશે છે કે–आसुरीं योनिमापन्ना मूढा जन्मनि जन्मनि । मामप्राप्यैव कौन्तेय ततो यान्त्यधमां गतिम् ॥

તેહવાને અતિ બહિર્મુખ શિવ કર્યા હરિરુચિ જોઇ;
મૂળ મર્કટને મદ્ય પાયો કહે શાણા કોઈ. ૬
એ કથા પદ્મપુરાણમાં વિસ્તાર છે અથ ઇતિ;
તે અંશ માત્ર લખ્યો વધે બહુ ગ્રંથ તે મન ભીતિ. ૭
તે માટ્ય હરિના હોય તે જ સદા ભજે હરિરાય;
જન દયાપ્રીતમ કૃષ્ણવણ તે ચિત્ત ક્યહું નવ જાય. ૮

પદ ૨૭ મું.

શ્રીગિરિધરના ભક્ત સુહાગીજી,પ્રેમરસભક્તિતણા વિભાગીજી;
એ સરજ્ય છે હરિરસ પીવાજી,અણઅધિકારિ ન ઉતરે ગ્રીવાજી·
મરાલ મન મત્સ્યે નવ જાયેજી, બક મુક્તાફળ નવ ખવાયજી;
દીપક જીવે પાને સ્નેહજી, મક્ષિ તજે તે અડતાં દેહજી. ૨

---

૬. વળી તેવા બહિર્મુખ આસુરી જીવોને શ્રીહરિની રુચ્યનુસાર અતિ બહિર્મુખ કર્યા. 'મરકટને મદિરા પાઇ' પછી શું બાકી રહે ?

૭. પદ્મપુરાણમાં આ કથા વિસ્તારથી વર્ણવી છે. ત્યાં લખ્યું છે કે
त्वं च रुद्र महाबाहो मोहनार्थं सुरद्विषाम् । पाखण्डाचरणं धर्मं त्वं कुरुष्व महामते ॥ तामसानि पुराणानि कथयस्व च तान्प्रति । मोहनानि च शास्त्राणि कुरुष्व च महामते ॥

૮. સ્પષ્ટ છે.

૧-૨. સોહાગી-સોભાગ્યવાળા-અનધિકારીને તે રસ ગ્રીવામાં -કંઠમાં ઉતરેજ નહિ. મરાલ હંસનું મન મત્સ્યમાં-માછલામાં ન જાય, કેમકે તેનો ચારો મોતીનો છે. બગલાથી મોતી ન ખવાય, કેમકે તે મત્સ્યાહારી છે. દીવો સ્નેહ-તેલનું પાન કરવાથી જીવે છે, તેજ તેલનો સ્પર્શ જો મક્ષિકા-માખીને થાય તો તે દેહ તજે.

ઢાળ.

એમ દેહ છૂટે ખરતણો જો કદિ સાકર ખવાય;
તે આહાર સક્કરખોર ખગ મિસરી વિના ન જિવાય. ૩
સિંહેણ પય જ્યમ જેરવે સિંહેણનાં જે બાળ;
વણ કંચનપાત્ર ટકે ના કયહું ફોડી નિસરે તત્કાળ. ૪
ઉદરે ટકે રસ સોમવલ્લી શુદ્ધ કુળ જો વિપ્ર;
હોય વિકારી તો વમંન કરી કાઢે જ તે રસ ક્ષિપ્ર. ૫
જ્યમ ક્ષાર જલનું મત્સ્ય મીઠે જળે પામે મીચ;
જ્યમ કીટ વિષનો મરે ખાંડ એ જ રીતિ નીચ. ૬
મહામિષ્ટ ભોજન કટુ લાગે જેહને તન જ્વર હોય;
ઊંટ ભક્ષક કંટકતણો કુંપળ આંબ્ર ખાય ન કોય. ૭
ભગવદી જન ભગવંત ભજવા નિત્ય નવલાં કોડ;
જન દયાપ્રીતમ પ્રભાકર દેખે ન આસુરી ઘોડ. ૮

પદ ૨૮ મું.

સુણી એમ બોલ્યો શિષ્ય વચનજી, સુણી પ્રતિઉત્તર ઉકળ્યું મનજી;
સત્ય કહો છો સકળ પ્રપંચજી, સહુ હરિસરજ વ્યર્થ ન રંચજી

૩. ખર-ગર્દભ. સક્કરખોર નામનું ખગ-પક્ષી.
૪. કંચન પાત્ર-સુવર્ણ પાત્ર
૫-૬. ક્ષિપ્ર-તુરત જ. મીચ-મરણ. મીઠે-ખાંડ [illegible]
૭-૮. ઉંટ કાંટાનો ખાનારે, તેના નસીબમાં કેરી ક્યાંથી? ઉંચો છે તોપણ [illegible] નસીબમાં [illegible]
-સૂર્ય. ઘોડ-ઘુવડ.

બ્રહ્મ સગુણ કહો છો સાકારજી, જીવ બ્રહ્મના અંશ અપારજી;
જીવ અજાના ઈશ્વર સ્વામીજી, જીવ અણુ પ્રભુ સહુ ગુણ-
ધામીજી. ૨

ટાળ.

હે ધામી અક્ષર ધામના સેવવા સતત તેહ;
અચલિત સેવક સ્વામી નાતું સંભવે કયમ એહ? ૩
જળતરંગ ભેદ નહિજ કંચન કુંડળ ભેદ ન હોય;
મૃત્તિકા ઘટમાં ભેદ શ્યો જડ તે જ જૂદાં જોય. ૪

---

૧-૨. એમ સાંભળીને શિષ્ય કહેવા લાગ્યો, અને પ્રત્યુત્તર સાંભળીને તેનું મન પણ ઉકળી ગયું. શિષ્ય કહે છે કે આપ પ્રપંચને સત્ય કહો છો અને સર્વ હરિનું જ કાર્ય છે, થોડું પણ વ્યર્થ-મિથ્યા નથી એમ જણાવો છો. વળી બ્રહ્મને સગુણ અને સાકાર કહો છો, જીવો બ્રહ્મના અંશ છે, અને ઘણા છે, એમ પ્રતિપાદન કરો છો. જીવ અને માયાના ઈશ્વર ભગવાન્ છે અને જીવ અણુ છે અને પ્રભુ સર્વ ગુણના ભંડાર છે, એમ નિરૂપણ કરો છો.

૩. અહિં સંશય ઉદ્ભવે છે કે અક્ષરરૂપ ધામના ઈશ્વરને નિરંતર જીવે સેવવા; પરંતુ તેવો અચલિત નાતો સંભવશે કેમ? કેમકે જીવ પણ ભગવાન્નાજ અંશો છે.

૪. દૃષ્ટાંત–જલ અને જલના તરંગોમાં ભેદ નથી, તેમ જ સુવર્ણ અને કુંડલમાં પણ ભેદ નથી, તેવી જ રીતે મૃત્તિકા અને ઘટમાં પણ કોઈપણ જાતને ભેદ નથી. એ બન્ને વચ્ચે ભેદ તો મૂર્ખ હોય તે જ જુએ.

નિર્લેપ બ્રહ્મ અખંડ સતત ત્યહાં ન ભેદ ત્રિકાળ;
કહે ભેદ વેદ વૃથા જ કહે કે સત્ય સમજે બાળ. ૫
એમ સુણી બોલ્યા શ્રીગુરુ તું સુણી કહે છે વાત;
પણ અંતરમાં સમજણ નથી આ મલિન આ અવદાત. ૬
એક દ્રવ્ય કેરી અવસ્થા સુણ્ય વિવિધ ભાત્યની થાય;
તેમાટય નિશ્ચેય કાર્ય કારણ વસ્તુ બે કહેવાય. ૭
છે ભેદ નામાકારથી વળી ક્રિયાથી પણ હોય;
જે મૃદાથી આવે નહિ, તે ઘટે આવે તોય. ૮

---

૫. દૃષ્ટાંત પ્રમાણે જ પ્રસ્તુતમાં બ્રહ્મ નિર્લેપ છે, સતત અખંડ એકરસ છે, ત્યાં ત્રણે કાલમાં ભેદ નથી. વેદ પણ ભેદને મિથ્યા માને છે, છતાં જો ભેદને ખરો માની બેસે તો તેને બાલક જ સમજવો.

૬. એમ સાંભળીને ગુરુ કહેવા લાગ્યા કે તું સાંભળેલી વાત કહે છે; પરંતુ તારા અંતરમાં કશી સમજણ નથી; કે આ મલિન આ અવદાત-શુદ્ધ છે.

૭. એક દ્રવ્યની કેટલી અવસ્થા થાય છે, તે સાંભળ. એક જ દ્રવ્યની અવસ્થા અનેક પ્રકારની થાય છે, માટે કાર્યકારણ એ બે વસ્તુ કહેવાય છે.

૮. દરેક વસ્તુનો ભેદ નામ અને આકારથી હોય છે, અને ક્રિયાથી પણ હોય છે. જેમકે મૃત્તિકા કારણ છે અને ઘટ કાર્ય છે, તેમાં નામથી પણ ભેદ છે, આકારથી પણ છે અને ક્રિયાથી પણ છે. ક્રિયાથી ભેદ-જેમ મૃત્તિકાથી જલ આવી શકે નહિ પણ તેના કાર્યરૂપ ઘટથી તો તોય-જલ આવે છે. આ હેતુથી કાર્ય અને કારણ જુદાં છે.

પદ ૨૯ મું.

લહેરી કુંડળ ને વળી કલશજી, જળ કંચન ભોમીથી દરશજી;
સમીર સોની કુલાલ પાખેજી, ભેદ ન ઉપજે નિરખ્યો આંખેજી. ૧
વણ ત્રય હેતુ કારજ ન હોયજી, શ્રુતિ સ્મૃતિ બોલે સહુકોયજી;
ઉપાદાન ઘટ મૃત્તિકા લહિયેજી, નિમિત્ત કારણ કુલાલ કહિયેજી. ૨

ઢાળ.

કહિયે વળી સમવાયિ કારણ વિવર ચક્ર ને દંડ;
એ ત્રણ કારણ થકી સમજી લે રચ્યું બ્રહ્માંડ ૩

---

૧. લહરી એટલે તરંગ, કુંડલ અને કલશ-ઘટ એ ત્રણેનું કારણ અનુક્રમે જલ, સુવર્ણ અને ભૂમિ-માટી છે. જો કે કાર્ય કારણમાં ભેદ તો ઉપર કહ્યા પ્રમાણે રહેલો છેજ; તે ભેદ અનુક્રમે વાયુ, સોની અને કુંભાર વિના જણાતો નથી. તરંગોમાં નિમિત્ત કારણ વાયુ છે, કુંડલમાં સોની છે, અને ઘટમાં કુંભાર છે.

૨-૩. ત્રણ હેતુ વિના કોઈ પણ કાર્ય સિદ્ધ થતું નથી; એમ શ્રુતિ, સ્મૃતિ અને સર્વ શાસ્ત્રો કહે છે, તે ત્રણ કારણો આ છે. ૧. ઉપાદાનકારણ, ૨. નિમિત્તકારણ, ૩. સમવાયિકારણ. ઘડાનું ઉપાદાનકારણ મૃત્તિકા છે. નિમિત્તકારણ કુંભાર છે સમવાયિકારણ આકાશ, ચક્ર અને દંડ છે. એવાં જ ત્રણ કારણોથી સમગ્ર બ્રહ્માંડ રચ્યું છે. આવી જાતનો કાર્યકારણભાવ કવિએ સ્વતંત્ર કલ્પેલો જણાય છે. કેમકે વેદાંતમાં ઉપાદાનમાં અને સમવાયિમાં ભેદ જ નથી. ન્યાયમતમા સમવાયિકારણ વિવર ચક્રાદિ નથી, (તે તો નિમિત્તકારણ ગણાય છે), પરંતુ કપાલદ્વય (ઘડાના બે ભાગ) છે. વેદાંતમત પ્રમાણે ઉપાદાન અને સમવાયિ બંને એક છે, અને બીજું નિમિત્ત છે. ન્યાયમત પ્રમાણે સમવાયિ, અસમવાયિ અને નિમિત્ત એમ ત્રણ ભેદો છે. કવિવરને કદાચ આ વિવેક ઠીક નહિ લાગ્યો હોય; પરંતુ પોતે જે વિવેક બતાવે છે તે તો અસંગત જેવો જણાય છે.

જો નિર્ગુણ નિરાકાર વણ બિજું ન હોય જ કાય;
તો તૂંજ કહે આ સૃષ્ટિ જ શી રીતે અભેદ હોય. ૪
સુણી શિષ્ય બોલ્યો સાંભળો મહારાજ કહોછો જ્યમ;
હું કદાપિ હા કહું પણ એમ વાદી માને કયમ ? ૫
તે એમ કહે છે સાંભળો કોઇ કાચમંદિરમાંહે;
જન ગયો એક અનેક રૂપે થયો પોતે ત્યાંહે. ૬
નિજ છાયા દર્પણે દેખી માને અવર ઠામે ઠામ;
ભૂલો પડે પ્રતિબિંબ નિરખી આપણુંજ અભિરામ. ૭
ત્યાં દષ્ટાદષ્ય નથી અવર સ્રષ્ટા ન સૃષ્ટિ કોય;
છે દયાપ્રીતમ બ્રહ્મ તે એક વાદી કહે સહુ હોય. ૮

---

૪. ગુરુ શિષ્યને કહે છે કે તારા કહેવાપ્રમાણે જો નિર્ગુણ, નિરાકાર બ્રહ્મવિના બીજું કોઇ હોય જ નહિ, તો તું જ કહે તો આ સૃષ્ટિ અભિન્ન કેમ હોય ? કોની સાથે તેનો અભેદ છે ?

૫. ગુરુવાક્ય શ્રવણ કરીને શિષ્ય બોલ્યો, કે મહારાજ, સાંભળો. તમે જેમ કહો છો, તેમ હું તો માની લઉં, પણ વાદી કેમ માને ?

૬-૭-૮. વાદીની દલીલ એવી છે કે, કોઇ મનુષ્ય કાચના મંદિરમાં ગયો. ત્યાં તે પોતે અનેક રૂપે થયો. પોતાની છાયા દર્પણમાં જોઇને તે ઘરમાં ઠામે ઠામ બીજા ઘણા મનુષ્યો છે, એમ માનવા લાગ્યો. પોતાનું જ સુંદર પ્રતિબિંબ જોઇને ભૂલો પડયો. તે ઠેકાણે જોનાર અને જોવાની વસ્તુ, સૃષ્ટિ ઉત્પન્ન કરનાર કે સૃષ્ટિ એ કાંઇ પણ નથી. તેવી રીતે માત્ર એક બ્રહ્મ જ છે, વિચિત્રરૂપે જણાય છે, બીજું કોઇપણ નથી, એમ બધા વાદીઓ કહે છે.

પદ ૩૦ મું.

જળભરિ ધરિયે કોટિક કલશજી,તેટલા રવિ તેહેમાંહોય દરશજી;
ત્યમ સંયોગે કરીને માયજી, રૂપ બ્રહ્મનાં ઘણાં જણાયજી. ૧
એમ સુણી વધા શ્રીગુરૂ વાણીજી, મેં મતિ અતિજડ જાણીજી;
સુણી તારી વાતોહાંસીઆવેજી,વદતોઅસંભવ લાજનઆવેજી.૨

ટાળ.

તું લાવતો નથી લાજ મન જે ખોટું સંભવશે કહીં;
(જો) તારા મતમાં બ્રહ્મને તો રૂપ મૂળગું છે નહિ. ૩
વળી દર્પણ સ્થાને માયા કહી તે માયા કપટનું નામ;
તે કપટમાં કયહાં અમલતા ગણો આદર્શ કેરે ઠામ. ૪
પ્રતિબિંબ ન પડે રૂપવણ નિર્મલી વસ્તુ પાખ્ય;
પવનનું પ્રતિબિંબ કાષ્ઠમાં કયહું પડયું દીઠું ભાખ્ય ૫

---

૧. કોટિ કલશ–ઘટ જલ ભરીને ધરીએ, તેટલા જ સૂર્ય તેમાં દેખાય. વાસ્તવિક જોતા સૂર્ય તેટલા બધા નથી. તેવી જ રીતે માયાના સંયોગથી બ્રહ્મનાં ઘણાં રૂપો જણાય છે.

૨. એમ સાંભળીને શ્રીગુરુજી બોલ્યા કે, તું તો અત્યંત જડબુદ્ધિવાળો છે. તારી વાતો સાંભળીને તો હસવું આવે છે. એટલીએ તને શરમ નથી કે અસંભવિત વાત પણ અરાવી દે છે?

૩–૪–૫. તારા મતમાં બ્રહ્મને કોઇપણ જાતનું રૂપ છે જ નહિ. જો રૂપજ નથી તો તેનું પ્રતિબિંબ દર્પણમાં કેમ પડે? વળી દર્પણને ઠેકાણે તું માયાને કલ્પે છે. માયા એટલે તો કપટ. કપટ એટલે મલિનતા, તેમાં અમલતા–સ્વચ્છતા ક્યાંથી? તો માયા જેવા મલિન પદાર્થમાં રૂપવિનાના બ્રહ્મનું પ્રતિબિંબ કેમ પડે? કેમ કે રૂપવિના અને નિર્મલ વસ્તુવિના પ્રતિબિંબ પડતું જ

વળી તું અભેદ કહે જ્યહાં ત્યહાં ભેદ ભાસે સત્ય;
જો તુંજ તારા કહ્યાથી બંધાય છે વણ મત્ય ૬
એક કાચ બીજો નર ગણે વળી છાયા તેની ત્રીજી;
કોઇ અજ્ઞ ચોથો મળ્યો સંગે ભ્રમણમાં મતિ ભીજી. ૭
અવયવ વિના છાયા ન સંભવ દયાપ્રીતમ રંચ;
સમજે ન જડ તું પણ બને નહિ યુગલ વણ પ્રપંચ. ૮

---

નથી. જો પડતું હોય તો રૂપવિનાના વાયુનું પ્રતિબિંબ મલિન કાષ્ઠમાં કેમ પડતું નથી? તેં જોયું હોય તો કહે. કવિવર આ યુક્તિઓ શ્રીગુસાંઇજીપ્રણીત વિદ્વન્મંડનમાંથી લે છે. જેમ કે-
तथाहि ब्रह्मणो नीरूपत्वेन प्रतिबिम्बस्याश्रयस्याज्ञानस्य अस्वच्छत्वेन क्व कस्य प्रतिबिम्बः स्यात्? रूपवत एव प्रतिबिम्बनियमात्. दृष्टानुसारिणी हि कल्पनोचिता, अन्यथ ायुद्दारुणोरपि बिम्बत्वप्रतिबिम्बाश्रयत्वश्रवणात्।

૬. વળી તું જ્યાં અભેદ કહે છે ત્યાં તો સત્ય-ખરેખર ભેદ જ ભાસે છે. તું પોતે જ તારા બોલથી બંધાય છે, તે તારી મતિનો અભાવ જ સૂચવે છે. માયા અને બ્રહ્મ એનો ભેદ જ થયો, અભેદ નહિ, એમ કવિનું હાર્દ છે.

૭. તેં જે કાચના મંદિરનો દૃષ્ટાંત આપ્યો હતો, તે પણ ઘટતો નથી, કેમકે તે ઠેકાણે પણ એક કાચ, બીજો માણસ, ત્રીજી તેની છાયા, અને ચોથો કોઇ અજ્ઞાની-બેવકૂફ મળ્યો, એમ ચાર થયા, અભેદ રહ્યો નહિ, અને ભ્રમમાં મતિ ભીંજાઈ ગઈ.

૮. વળી છાયા પણ જે પદાર્થ અવયવી-અવયવવાળો હોય તેની જ પડે, અવયવ વિના રંચ-લેશ પણ છાયા પડેજ નહિ. માટે હે જડ, તું એટલું પણ સમજતો નથી, કે યુગલ-બે સિવાય તે આ પ્રપંચ-જગત્ બનતુંજ નથી.

પદ ૩૧ મું.

અખંડ વ્યાપક અરૂપ જણાયાજી, ત્યહાં પ્રતિબિંબજ શી છાયાજી,
અગુણ એકત્યહાંભિન્નશીમાયાજી, માયાછેતોએક શીદગાયાજી.૧
રૂપવિના કર તત્વ ન હોયજી, સગુણવિના સૃષ્ટિ નહિ કોયજી;
જો કર્તા ના હોય સાકારજી, તો અવયવ હોય કેમ સંસારજી.૨

ઢાળ.

સંસાર રૂપ ન હોય જો કર્તા પુરૂષ ના હોય;
કારણ સરીખું કાર્ય સઘળી સૃષ્ટિ શેં નવ જોય. ૩
હરિ રૂપાદિક સહુ જોઈ નિજ જગતનું કીધું જાણ;
ના કહે તે અજ્ઞાન છે તું સત્ય કરી પરમાણ, ૪

---

૧. ભગવાન તો અખંડ-અવયવરહિત અને રૂપરહિત જણાયા છે, એટલે ત્યાં પ્રતિબિંબ અને છાયાની વાતજ શી? ભગવાન્ ગુણરહિત છે ત્યાં તેમનાથી ભિન્ન માયા છે એમ કહેવું કેમ સંભવે? જો ભગવાનથી જુદી માયા છે તો एकमेवाद्वितीयं ब्रह्म વગેરે શ્રુતિમાં ભગવાન્ એક જ છે એમ કેમ વર્ણવ્યું છે?

૨. ભગવાનમાં રૂપ ન હોય તો આ જગતના કર્તા હોઈ શકે જ નહિ. તેમજ ભગવાન સગુણ ન હોય તો સૃષ્ટિ પણ સંભવે જ નહિ. જો જગતના કર્તા સાકાર ન હોય તો જગત્ પણ અવયવ-રહિત જ હોવું જોઈએ, અને તેમ તો નથી.

૩. જો જગતના કર્તા પુરુષ સાકાર ન હોય, રૂપવાન્ ન હોય તો સંસાર-જગત્ પણ રૂપરહિત થાય. કેમકે જેવું કારણ હોય તેવું જ કાર્ય થાય છે, એ જગતનો અનુભવ છે.

૪. नामरूपे व्याकरवाणि વગેરે શ્રુતિઓથી સિદ્ધ થાય છે કે શ્રીહરિએ સ્વકીય રૂપાદિ જોઈને જગત્ કર્યું सोऽकामयत, स ऐक्षत

કહે કરપદાદિક બ્રહ્મશ્રુતિ છે ગ્રહણ ગતિ આદિક;
નિર્વાહ કયમ તે ઋચાનો જો કેહેશ છેક અલીક. ૫
સિદ્ધાંત તેનો એ જ છે પ્રાકૃત ન ઇન્દ્રિય ધર્મ;
છે અપ્રાકૃત આનંદમય સહુ રૂપાદિક શ્રુતિ મર્મ. ૬

એ શ્રુતિ અત્ર પ્રમાણ છે. જો એ વાતની ના કહે તો તે પૂરેપૂરું અજ્ઞાન જ છે, માટે તે વાતને તું સત્ય કરીને માન.

૫. શ્રુતિ પણ એમ કહે છે કે, બ્રહ્મને હસ્ત, પાદ વગેરે છે, અને બ્રહ્મ ગ્રહણ, ગતિ વગેરે ક્રિયાઓ કરે છે, તે વેદની ઋચાનો નિર્વાહ તારા મતથી કેમ થશે? તું તો બધું ખોટું કહે છે. શ્રુતિ કહે છે કે अपाणिपादो जवनो ग्रहीता पश्यत्यचक्षुः स श्रृणोत्यकर्णः આ શ્રુતિનો અર્થ સર્વ મિથ્યા માનતાં કદાપિ ઘટશે નહિ. આ ટુકની નોટમાં એક ટીકાકારે શ્રુતિનો અર્થ ભાગવત કર્યો છે, પણ તે ઉપરની શ્રુતિ-વેદની ઋચા ભુલી જ ગયલો જણાય છે!

૬. કદાચ શિષ્ય પુછે કે મારા મત પ્રમાણે તે વેદનો અર્થ ઘટતો નથી, પણ તમારા સિદ્ધાંત પ્રમાણે કેમ ઘટે છે, તો તેનો પહેલેથી જવાબ આપે છે. કેટલીક [ઉપર કહેલી] શ્રુતિ કહે છે કે બ્રહ્મને હસ્ત વગેરે નથી, પણ ગ્રહણ વગેરે ક્રિયાઓ તે કરે છે, તેનો ભાવાર્થ એજ છે કે બ્રહ્મને પ્રાકૃત ઇંદ્રિઓ અથવા પ્રાકૃત–લૌકિક ધર્મ નથી. અર્થાત્ બ્રહ્મને લૌકિક હસ્તપાદાદિ નથી, પરંતુ અપ્રાકૃત–અલૌકિક આનંદ–સ્વરૂપ સર્વ હસ્તપાદાદિ છે. आनन्दमात्रकरपादमुखोदरादिः વગેરે પ્રમાણો એમ જ કહે છે કે પ્રભુના અવયવો બધા આનંદરૂપ જ છે, આ શ્રુતિનું મર્મ છે. प्रकृतैतावत्त्वं हि प्रतिषेधति ततो ब्रवीति च भूयः એ સૂત્રમાં વ્યાસજીએ પણ એજ સિદ્ધાંત વિશદ કર્યો છે. વિસ્તારની આકાંક્ષાવાળાઓએ રા. ગાંધીકૃત વિદ્વન્મંડનનું ભાષાંતર અવલોકવું.

તું કહેશ તેજોમય કહે સહુ બ્રહ્મ ગોળાકાર;
તે રૂપ અક્ષર ધામ હરિ તે માંહે છબી સાકાર. ૭
તેહની સમીપ જે વસનાર મહાપ્રભુ સદશ નિત્ય જ સિદ્ધ;
જન દયાપ્રીતમ કૃષ્ણસું તે રમે અચળ પ્રસિદ્ધ. ૮

પદ ૩૨ મું.

વળી સમજાવું દેઇ દષ્ટાંતજી, તારા મનની ટળવા ભ્રાંતજી;
જેમ કચ્છપ છે કર પદ મુખજી, રમે સજાતિમાં લહે સુખજી.૧
કોઇ વિજાતિ આવે જ્યારેજી, વર્તુલરૂપ થઇ જાય ત્યારેજી;
અંગ સકળ છે પણ સંતાડેજી શૂન્ય સરીખી પિંડય દેખાડેજી.૨

ઢાળ.

દેખાય શૂન્ય સરીખડું વપુ વિજાતીથી જ્યંમ;
ત્યમ શૂન્યવાદી શૂન્ય સરખા માને દેખે બ્રહ્મ. ૩

---

૭-૮. તું એમ કહીશ કે બધા લોકો બ્રહ્મને ગોળાકાર તેજઃ-સ્વરૂપ કહે છે, પણ તે બ્રહ્મ અક્ષર બ્રહ્મ છે, તે ભગવાન્ શ્રીપૂર્ણ પુરુષોત્તમને રહેવાનું ધામ છે. તે અક્ષરધામમાં પણ શ્રીહરિ સાકાર-અગણિત-આનંદમય આકારરૂપે બિરાજે છે. [૮] આ ટુક સ્પષ્ટ છે.

૧-૨. વળી તારા મનની ભ્રાંતિ ટળવાને એક બીજો દૃષ્ટાંત આપીને સમજાવું છું જેમ કચ્છપ-કાચબો પોતાની જાતિમાં હાથ, પગ, મુખ બહાર કાઢીને રમે છે, પરંતુ જ્યારે કોઇ વિજાતીય આવે છે, ત્યારે પોતાના સર્વ અવયવો સંતાડીને ગોળાકાર થઇ જાયછે. બધા અંગો છે, પણ તે સંતાડે છે અને શૂન્ય જેવી પીંડ દેખાડે છે. यथा संहरते चायं कूर्मोऽङ्गानीव सर्वशः।

૩. જેમ વિજાતિને કાચબાનું શરીર શૂન્ય સરખું જ પ્રતીયમાન થાય છે, તેમ શૂન્યવાદીઓ શૂન્ય જેવા થઇને બ્રહ્મને શૂન્ય જ દેખે છે.

જે જેહવા જાણીને ભજે હરિ તેહને તેવા થાય;
શ્રીમુખે શ્રીગીતાજીમાં એમ કહ્યું વૈકુંઠરાય. ૪
જયમ સૂર્યમંડળ જોઇ જગ સહુ કહે ગોળાકાર,
છે દૂરના જોનાર દેખે નહીં રૂપ લગાર. ૫
પણ અરૂણાદિક અવિલોકે અંતર રૂપ રહે રવિપાસ;
એમ મંડળ અક્ષર તેજોમય માંહે સૂર્ય ત્યમ અવિનાશ. ૬
છે ધામી નટવર પુરૂષોત્તમ કૂટસ્થ અક્ષર ધામ;
તેની પ્રતીતિ થવા પ્રતિનિધિ પ્રકટ શાલિગ્રામ. ૭

---

૪. જે લોકો હરિને જેવા જાણીને ભજે છે, તેવા પ્રભુ તેને દેખાય છે. એ પ્રમાણે પ્રભુએ ગીતામાં કહ્યું છે:-ये यथा मां प्रपद्यंते तांस्तथैव भजाम्यहम् ॥ यो यो यां यां तनुं भक्तः श्रद्धयार्चितुमिच्छति । तस्य तस्याचलां श्रद्धां तामेव विदधाम्यहम् ।

गीता.

૫-૬. જેમ સૂર્યમંડલ જોઇને બધા સૂર્યને ગોળાકાર કહે છે, કેમકે તે લોકો દૂરથી જોનારા છે, માટે સૂર્યનું થોડું પણ રૂપ તે લોકો જોઈ શકે નહિ. સૂર્યનું વાસ્તવિક રૂપ તો અરુણાદિ, જેઓ નિરંતર સૂર્યની પાસે જ રહેનારા છે, તે જ જુએ. તેવી જ રીતે દૂરથી જોનારાને તો માત્ર તેજોમય, ગોળાકાર અક્ષરધામ જ દેખાય, પરંતુ સમીપવાતઓ તો તે ધામના સ્વામીને પણ જોઈ શકે છે.

૭-૮. તે અક્ષરધામના ઇશ, નટવર પુરુષોત્તમ પ્રભુ "ૂટસ્થ અક્ષરબ્રહ્મમાં બિરાજે છે. તેનું પ્રત્યક્ષ કરવું હોય તો તેના પ્રતિનિધિ શાલિગ્રામ પ્રકટ જ છે. તેમાંથી શ્રીરાધારમણ પ્રકટ થયા છે. તે અદ્યાપિ વૃંદાવનમાં બધાને દર્શન દે છે.

તે મધ્યથી રાધારમણ નિકળ્યા વૃંદાવન;
જન દયા પ્રીતમ અદ્યાપિ સહ શિલા દે દરશન. ૮

પદ ૩૩ મું.

અરૂપ અગુણ તું કહે છે બ્રહ્મજી, તેથી પર છે પુરુષોત્તમજી;
દિવ્ય જન્મ ને કર્મ જેહનાંજી, પ્રાકૃત કહે ફૂટયાં કર્મ તેહનાંજી.૧
મન વાણીથી પરઅતિ ગૂઢજી, તેહને શું જાણે જન મૂઢજી;
રૂપવિના કાંઈનહિ સુખકારીજી, શાણા સમજે હૃદે વિચારીજી.૨

ઢાળ.

વિચારી જોયું શ્રીગુરુ મેં શિષ્ય બોલ્યો વાણી;
ગુણ રૂપ વણ પ્રતિબિંબ શું મેં જુગતી જૂઠી જાણી. ૩

---

૧-૨. તું જે બ્રહ્મને રૂપરહિત અને નિર્ગુણ કહે છે, તેથી પર અલૌકિક રૂપવાન્ અને અપ્રાકૃત ગુણસહિત પુરુષોત્તમ છે. जन्म कर्म च मे दिव्यं વગેરે વાક્યોથી જેમના જન્મ અને કર્મ દિવ્ય છે. જે લોકો તેને લૌકિક કહે છે તેનાં કર્મો તો ફુટેલાં જ સમજવા. મનવાણીથી તે ગૂઢ છે, તેને મૂઢ માણસો શું સમજે ? માટે રૂપ વિના-પૂર્ણપુરુષોત્તમનું સ્વરૂપ સ્વીકાર્યા વિના કંઈ સુખ નથી. એ વાત તો હૃદયમાં વિચારીને શાણા હોય તે જ સમજે.

૩. ઉપર પ્રમાણે ગુરુની સચોટ દલીલોથી ભરપૂર અને સપ્રમાણ વાણી સાંભળીને શિષ્ય કહે છે કે હે ગુરો, ગુણ અને રૂપ વિના પ્રતિબિંબ પડે જ નહિ, અને તે વિના પ્રતિબિંબ પડે એમ કહેનારાઓની યુક્તિ તદ્દન ખોટી છે, એ પણ હું સમજ્યો.

પણ જગત કહો છો સત્ય કયમ શ્રીમુખે ફરી ફરી આપ;
જે દેખતાં મટી જાય છે જ્યમ દોરડીનો સાપ. ૪
જ્યમ રૂપું માને છીપ દેખી પણ ન રૂપું થાય;
જો સત્ય રૂપું હોય તો કયમ ગરેણું ન ઘડાય. ૫
જ્યમ મરીચિકા જળ જોઈ મૃગગણ મતિવના અથડાય;
ત્યહાં ન કિંચિત્ તોય ધાઈ ધાઇ શ્રમિત થઇ પરતાય. ૬
એમ બ્રહ્મમાં અજ્ઞાનથી જગતની ભ્રાંતિ હોય;
છે બ્રહ્મ સત્ય સદા જ તેથી જગત સત્ય ન કોય. ૭
ગુરુ એમ બહુધા સુણી મેં વિવર્તવાદની રીતિ;
જન દયા પ્રીતમ દઢ અભેદની તે થકી જ પ્રતીતિ. ૮

---

૪-૫-૬-૭-૮. પણ એક સંશય રહે છે, તે એ જ કે આપ વારંવાર શ્રીમુખે જગત્‌ને સત્ય કેમ કહો છો ? કેમ કે જગત્ તો જુઠું છે. જેમ દોરડામાં સાપની ભ્રાંતિ થાય છે અને પછી તુરત જ તે ખોટી ભ્રાન્તિ મટી જાય છે, તેમ જ છીપને જોઇને તે વેળાએ તો તેને રૂપું માની લેવામાં આવે છે, પણ તે રૂપું થતું નથી, જો સત્ય-ખરેખર રૂપું થતું હોય તો તેનું ઘરેણું કેમ ઘડાતું નથી ? તેવી જ રીતે મરીચિકાજલને-ઝાંઝવાનાં નીરને જોઇને મૃગનો સમૂહ અક્કલ વિનાનો થઇને પાણીની લાલસાથી અથડાય છે, પણ ત્યાં તો થોડું પણ પાણી હોતું નથી, તેથી દોડી દોડીને થાકીને આખરે પસ્તાય છે. આવાં દષ્ટાંતોની પેઠે જ બ્રહ્મમાં પણ અજ્ઞાનથી જગત્‌ની ભ્રાન્તિ થાય છે. જો કે બ્રહ્મ તો સદા સત્ય જ છે, પણ ભ્રાન્તિરૂપ થયલું જગત્ તો સત્ય નથી જ. હે ગુરો, એમ મેં બહુ પ્રકારે વિવર્તવાદની રીતિ સાંભળી છે. અને તેથી જ નિશ્ચયે કરીને અભેદની પ્રતીતિ થાય છે. વિવર્તવાદ

પદ ૩૪ મું.

રે જડ તુજને નથી કાંઇ જ્ઞાનજી, મિથ્યા પંડિતનું અભિમાનજી;
જૂઠી જુગતી ગ્રહી ઇતિહાસજી, જીવને નાખે ભ્રમની ફાંસજી.૧
વાંકી ચૂંકી સર્પની ભાતેજી, જોઈ જે પડી કોઈ એક રાતેજી;
સાચા કેરી વિના સજાતિજી,ભ્રમ નવ હોયજ ચોયુગ ખ્યાતિજી.૨

---

એ માયાવાદીઓનું મહાશાસ્ત્ર છે. વેદાંતસારમાં તેનું લક્ષણ આ પ્રમાણે આપ્યું છે. अतत्त्वतोऽन्यथाप्रथा विवर्त इत्युदाहृतः— વાસ્તવિક નહિ છતાં જુદી જાતનું જ્ઞાન–ભ્રમ થાય તે વિવર્તભ્રમ કહેવાય. પંચદશીકાર કહે છે કે अवस्थान्तरभानं तु विवर्तो रज्जुसर्पवत्। निरंशेप्यस्त्यसौ व्योम्नि तलमालिन्यकल्पनात्॥ દોરડામાં સર્પ નથી, છતાં દેખાય, તેમ જગત્ એવો કોઈ પદાર્થ જ નથી, છતાં બ્રહ્મમાં દેખાય એ વિવર્તવાદ.

૧–૨. ગુરુ કહે છે કે અરે જડ, તને કંઇ જ્ઞાન નથી, અને પંડિતનું ઠાલું અભિમાન ધરાવે છે. જુઠી યુક્તિને લઇને જીવને નકામી ભ્રમની ફાંસ મારે છે. તું જે યુક્તિ અડાવે છે તે તપાસી જો. પહેલાં તો દૃષ્ટાંતમાં શું હોય છે તે જોવું જોઇએ. તે જોતાં જણાય છે કે કોઇ રાત્રે વાંકીચુંકી સર્પની જેવડી ભાત જોઇ, તેવી જ દોરડામાં પ્રતીતિ થઈ. સાચી જોવલી વસ્તુની, સજાતીય નહિ એવી વસ્તુમાં ભ્રમ કદાપિ થાયજ નહિ, એ વાતની ચોયુગ–ચારે યુગમાં ખ્યાતિ–પ્રસિદ્ધિ છે. આ ટુંકમાં ‘ચો યુગ’નો અર્થ અન્ય બુદ્ધિમાન્ (!) છ (૬) સંખ્યા કર્યો છે અને તેનો અન્વય ખ્યાતિ સાથે કર્યો છે! વળી પોતાની દૃષ્ટિમાં પાંચ જ ખ્યાતિ ખુંચેલી હોવાથી કવિએ છ ખ્યાતિ કહી તે માટે કવિશ્રીનું અજ્ઞાન પ્રકટ કરે છે! પછીથી અત્ર નિર્દિષ્ટ અર્થ પક્ષાંતરમાં આપે છે! અત્ર ખ્યાતિનો પ્રસંગજ નથી એટલે ખ્યાતિની ગણના કરી બતાવવાનું પાંડિત્ય અસ્થાને જ છે.

ઢાળ.

છે ખ્યાતિ ચોયુગ સર્પ સાચો માટચ ભ્રાન્તિ હોય;
જો જૂઠું પુષ્પ ગગનનું દીઠું કહે ન કોય. ૩
જો શીપ સાચી હોય નહિ ને રૂપું હોય ન સત્ય;
ના સત્ય નર તો જોઈ તેહને ભ્રમી કહોની મત્ય. ૪
જો કિરણ સત્ય ન સૂર્યનાં તો ચમક શાથકી થાય;
રવિકિર્ણમાં જળ છે જ માટે ક્ષારક્ષિતિ દર્શાય. ૫
એ ચ્યારે સત્યના ભેદ વણ ભ્રાંતિ કયહું નવ થાય;
જડ દુરાગ્રહ અળગો કરે તો સાચું તે સમજાય. ૬
સાઅવયવને વિવર્ત હોય નહિ નિરઅવયવને કોય;
સાચીજ વસ્તુ માંહે સાચો હોય તેહને હોય. ૭

---

૩-૪-૫. ચારે યુગમાં સર્પ સાચો છે, માટે સર્પમાં દોરડાની ભ્રાન્તિ થાય છે. જો દોરડું તદ્દન જુઠું જ હોય, જેમ કે આકાશનું પુષ્પ, તો તે કેમ જોઇ શકાય? જો છીપ સાચી ન હોય, અને તેને જોનાર મનુષ્ય પણ સત્ય ન હોય તો ખરી વાત કહે કે કોની બુદ્ધિમાં ભ્રાન્તિ ઉદ્ભવી? વળી મૃગતૃષ્ણિકાજલના દૃષ્ટાંતમાં પણ સૂર્યનાં કિરણ સત્ય ન હોય તો ધરતીમાં ચમક શાથી થાય છે? સૂર્યના કિરણમાં જલ છે માટે જ ક્ષિતિ-પૃથ્વીમાં ક્ષારરૂપે દેખાય છે.

૬. રજ્જુસર્પના દૃષ્ટાંતમાં રજ્જુ અને સર્પ, આકાશપુષ્પમાં આકાશ અને પુષ્પ, છીપ અને રૂપામાં છીપ અને રૂપું મૃગજલમાં રવિકિરણ અને રેતી એ સર્વ સત્યના ભેદ છે, તેથી ભ્રાન્તિ થાય છે, નહિ તો ભ્રાન્તિ થાય જ નહિ. હે જડ, તું દુરાગ્રહ ત્યજે તો સાચું શું છે, તે સમજાય.

નિરરૂપ બ્રહ્મ દયાપ્રીતમ વણુ અવર હોય ન વસ્ત;
તો તેહને મત દષ્ટાંત કેરૂં કથન પામે અસ્ત. ૮

પદ ૩૫ મું.

જો ભવ જૂઠો નિસ્સંદેહજી, તો આ જૂઠો ઠરિયો દેહજી;
તદા દેહની કૃતિ પણ જૂઠીજી, સાધન જૂઠે ગયું ફળ ઉઠીજી. ૧
વિના શરીર ન હોય જ્ઞાનજી, તે જૂડે શો મોક્ષ મહાનજી;
પ્રાપ્તિ સ્વપ્નમાં થઇ હોય ગર્થજી, જાગે નાં સરે તેથી અર્થજી. ૨

ઢાળ.

નિજ અર્થ સાચો સરે જેથકી મળે પદ મહા મોહોટું;
તે તણું હેતુ શરીર સુંદર કયમ કહિયે ખોટું? ૩

---

૭-૮. વળી વિવર્ત ભ્રમ પણ થાય તે અવયવવાળા પદાર્થનો જ થાય, નહિ કે અવયવરહિતનો, સાચી વસ્તુમાં જે સાચો પદાર્થ હોય તેનો જ ભ્રમ થાય. સાચી વસ્તુમાં ખોટા પદાર્થનો ભ્રમ થાય જ નહિ. બ્રહ્મ તો રૂપરહિત અથવા તો અવયવરહિત છે, અને તેના વિના બીજો કોઈ સત્ય પદાર્થ જ નથી તો તેમાં ભ્રમ કેમ સંભવે? અને તેના મતમાં જે ભ્રમના દૃષ્ટાંતો આપ્યા છે, તે બધા અસ્ત જ થઇ જવાના.

૧-૨. ભવ-સંસાર-જગત્ જુઠું હોય તો દેહ પણ-જગત્‌માં જ આવ્યો તે પણ જૂઠો જ ઠર્યો, ત્યારે દેહની કૃતિ-સાધન વગેરે સર્વ જુઠાં જ ઠર્યાં, સાધન જુઠાં ઠરતાં તેનું ફળ તો ઉઠી જ ગયું. શરીર વિના જ્ઞાન ન થાય, શરીર તો જુઠું છે, તો મોક્ષ ક્યાંથી થવાનો? સ્વપ્નમાં ગર્થ-પૈસાની પ્રાપ્તિ થઈ તેથી શું સ્વાર્થ સરવાનો હતો?

૩. સ્પષ્ટ છે. નિજ-પોતાનો.

હરિ વસ્તુમાં મમતા પણું તેટલૂં મિથ્યા જાણ;
વસ્તુનો નાશ નથી કદા તું સત્ય કરી પરમાણ. ૪
જે વસ્તુ પોતાની લહી તે નાશ પાંમે રોય;
માહરાપણું મિથ્યા ઠર્યું વસ્તુ તો જ્યહાં ત્યહાં હોય. ૫
તુ કહેશ પરિણામે મૃષા તે મંદ તહારી મત્ય;
સંસાર સૂક્ષ્મબીજ રૂપે સદા હરિમાં સત્ય. ૬
જ્યમ વૃષા વીતે અભ્ર અંતર્ધ્યાન હોય સહુ જોય;
કયહું હતો નહિ તો સમય આવી કોણ વરસ્યું તોય. ૭
ભવલીલા છે ભગવંતની સંશય ન ભગવદ્રૂપ;
છે કારણ સાચું દયા પ્રીતમ કાર્ય પણ તદ્રૂપ. ૮

---

૪. સમગ્ર જગતમાં જેટલા પદાર્થ છે, તે શ્રીહરિના છે, અને તેમાં જે તું મમતા (આ મારું) બાંધી રહ્યો છે, તે મિથ્યા છે, એમ સમજ. क्रीडार्थमात्मन इदं त्रिजगत् कृतं ते स्वाम्यं तु तत्र कुधियः पर ईश कुर्युः એ શ્રીમદ્ભાગવતવાક્ય પ્રમાણ છે. ઉત્તરાર્ધ સ્પષ્ટ જ છે.

૫. જે વસ્તુ પોતાની ઠરાવી તે નાશ પામવાથી મનુષ્ય રુવે છે, તેમાં મારાપણું જ મિથ્યા ઠરે છે, બાકી વસ્તુ તો જ્યાં ત્યાં હોય છે જ.

૬-૭-૮. મૃષા–મિથ્યા. સંસાર–જગત્ સૂક્ષ્મરૂપે સત્યસ્વરૂપે શ્રીહરિમાં હતું જ, તે આવિર્ભાવ પામ્યું છે. વૃષા–વર્ષાઋતુ. અભ્ર–વાદળાં–તોય–જલ–ભગવાનની આ જગદ્રૂપલીલા છે, તે ભગવદ્રૂપ જ છે. જગતનું કારણ ભગવાન્ સત્ય છે, એટલે તેનું કાર્ય જગત પણ સત્ય હોય તેમાં આશ્ચર્ય શું ?

• પદ ૩૬ મું.

નામ રૂપ ને ગુણ કરી ભેદજી, સકળ રૂપ શ્રીહરિ કહે વેદજી;
વિચિત્ર લીલા રચી સમર્થેજી, રમણ પોતાને કરવા અર્થેજી. ૧
સકળ સદૃશ તું લે હરિ જોઇજી, હરિ સદૃશતા ન મળે કોઇજી;
આધ તે એક રહે હરિ જેહજી, મધ્યે બહુ રૂપે પણ તેહજી.૨

ઢાળ.

તેહ જ સકલ સર્વત્ર કારણ કાર્ય ભેદ અભેદ;
તું નામ રૂપ વિનાશ કહે છે તે વૃથા કહે છે વેદ. ૩
પોતે જ રચના રૂપ હરિ પોતે જ જાય અનૂપ;
ચિત્ત શુદ્ધથી નિરખતાં ભાસે વિલાસ છે તદ્રૂપ. ૪

---

૧–૨. વેદ કહે છે કે હરિ સર્વત્ર એકરૂપે જ છે. नामरूपे व्याकरवाणि એ શ્રુત્યનુસાર નામરૂપગુણેકરીને જ ભેદ છે. नामरूपविभेदेन जगत् क्रीडति यो यतः એ નિબંધવાક્ય પણ એ એમ જ દ્યોતન કરે છે. आदावंते च मध्ये च हरिः सर्वत्र गीयते એ વાક્યનો અર્થ જ બીજી કડીમાં કવિવર કહે છે.

૩–૪. શ્રીહરિ જ સકલનું કારણ છે, અને સર્વત્ર વ્યાપક છે. કાર્યભેદ પણ તેની જ ઇચ્છાથી છે અને અભેદ પણ તેથી જ થાય છે. તું નામરૂપનો વિનાશ બતાવે છે અને વેદને પણ વૃથા કહે છે. શ્રીહરિ પોતે જગદ્રૂપ થાય છે. પોતે જ ઇક્ષા કરે છે. ચિત્ત શુદ્ધ થતાં સર્વ વિલાસ હરિરૂપ જ ભાસશે. નરસિંહમહેતા પણ કહે છે કે–“ ચિત્તચૈતન્ય વિલાસ તદ્રૂપ છે, બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે. ”

સુણી એમ બોલ્યા શિષ્ય ગુરુ મુજ સંદેહ ઉપનો એહ;
સર્વત્ર હરિ તો શ્રેય કયમ નહિ જયહાં ત્યહાં કરતા સ્નેહ. ૫
કરી શ્રવણ શ્રીગુરુ બોલિયા તુંને સંશય ઉપનો સત્ય;
પણ શ્રવણ કર્યે શંકા ટળે, નિશ્ચલિત રાખી મત્ય. ૬
ભૌતિક અધ્યાત્મિક ને આધિદૈવિક હરિ ત્રિરૂપ;
જ્યમ ગંગાવારી તીર્થ દેવી ક્રમ વિવેક અનૂપ. ૭
એ રૂપ ત્રણે સુરસરિ વ્યવહાર જુદો જ્યંમ;
જળ જક્ત તીર્થ અંતર્યામી દૈવી પુરુષોત્તમ. ૮

---

૫. એમ સાંભળીને શિષ્ય બોલ્યો કે હે ગુરો, મને એક સંશય ઉપજ્યો છે. તે એજ કે શ્રીહરિ તો તમારા કહ્યા પ્રમાણે સર્વત્ર છે, તો ગમે તે ઠેકાણે સ્નેહ કરવાથી કલ્યાણ કેમ ન થાય?

૬. શિષ્યનો પ્રશ્ન સાંભળીને ગુરુજી બોલ્યા કે તને સત્ય સંશય થયો છે, પણ બુદ્ધિ નિશ્ચલ રાખીને સાંભળીશ તો તારી શંકા ટળશે.

૭-૮. શ્રીહરિના ત્રણ રૂપ છે. ૧. આધિભૌતિક, ૨. આધ્યાત્મિક અને ૩. આધિદૈવિક. દૃષ્ટાંતમાં ગંગાજી છે. ગંગાજીનું આધિભૌતિક સ્વરૂપ જલ છે, આધ્યાત્મિકરૂપ-તીર્થ છે, અને આધિદૈવિક સ્વરૂપ ગંગાજીનું ખાસ મૂલ દેવીસ્વરૂપ છે, જેમાંથી ભીષ્મપિતામહની ઉત્પત્તિ થઇ છે. આ જ દૃષ્ટાંત પ્રમાણે જલને ઠેકાણે ભગવાન્‌નું આધિભૌતિકરૂપ જગત્ છે. તીર્થને ઠેકાણે આધ્યાત્મિક સ્વરૂપ અંતર્યામી-અક્ષરબ્રહ્મ છે, અને સુરસરિત્ શ્રી ગંગાજીના મૂલ સ્વરૂપને સ્થાને આધિદૈવિકસ્વરૂપ સાક્ષાત્ પૂર્ણ-પુરુષોત્તમ શ્રીકૃષ્ણ છે. કવિશ્રી આ ભાવાર્થ શ્રીમદ્વલ્લભાચાર્યજીના ષોડશ ગ્રંથમાંના સિદ્ધાંતમુક્તાવલી ગ્રંથમાંથી લે છે. ત્યાં આ સંબંધમાં ઘણા વિસ્તારપૂર્વક લખવામાં આવ્યું છે. यथा जलं

પદ ૩૭ મું.

નિરાવર્ણ અગ્નિ જયમ બાળેજી,સાવર્ણ સ્પર્શે ત્યમન પ્રજાળેજી;
એમહિત હરિનું સંસ્રુતિ ટાળેજી,પ્રીત પ્રપંચેભદ્ર ન ભાળેજી.૧
થડ ડાળાં અળગાં નહિ કોયજી, પણ સિંચનતે થડને હોયજી;
બ્રહ્મ સત્યને જગત અસત્યજી, એમ કહે કાંણા વણ મત્યજી.૨

ઢાળ.

મતિ હીન લોચન એક દેખે બ્રહ્મ અવરનાં કોય;
તે તણે મત દષ્ટાંત કેરૂં કથન ક્યમ કરી હોય? ૩
તવ શિષ્ય કહે ગુરુ સાંભળો પરમાર્થમાં હરિ એક;
વ્યવહારમાં સહુ સત્ય છે વર્ણવી વસ્તુ અનેક. ૪

---

तथा सर्पे यथा शक्ता तथा वृहत्, यथा देवी तथा कृष्णस्त्र-त्राप्येतद्विहोच्यते । આ જ શ્લોકના ભાવાર્થનું ઉદ્ધરણ કવિ ૮ મી કડીમાં કરે છે.

૧-૨. જેમ અગ્નિ નિરાવરણ-ઢાંકણ વિનાનો હોય તો બાળે, ઢાંકેલો હોય અને સ્પર્શ કરીએ તો પ્રજાળતો નથી, તેમ શ્રીહરિના મૂલસ્વરૂપમાં પ્રેમ હોય તો સંસારને ટાળે પણ હરિના આધિભૌતિક વગેરે સ્વરૂપમાં (પ્રપંચાદિમાં) પ્રીતિ હોય તો કદાપિ કલ્યાણ ન જ થાય. એક વૃક્ષનાં થડ, ડાળાં કાંઈ વૃક્ષથી વિભિન્ન નથી, પણ જલનું સિંચન તો થડનેજ થાય છે. બ્રહ્મ સત્ય અને જગત્ અસત્ય એમ તો અક્કલ વિનાના એક આંખે જોનારા કાણા માણસોજ કહે, બીજા તો નજ કહે.

૩. બુદ્ધિહીન એક જ નેત્રથી જુએ છે, તેથી બ્રહ્મવિના બીજું કાંઈ જોતોજ નથી તેના મતમાં દષ્ટાંત કેમ કહેવાય?

૪. માયાવાદીઓ બે અવસ્થાઓ કલ્પે છે. ૧ પારમાર્થિક અને ૨ વ્યાવહારિક. પહેલી અવસ્થામાં જ્ઞાનની દશામાં તો આ સર્વ

જયહાં લગી જેહને નિજ સ્વરૂપનું નથી ઉપજ્યું જ્ઞાન;
ત્યહાં લગી તેહને ભેદવસ્તુતણું રહે છે ભાન. ૫
પ્રકૃતિવિકાર મટી ગયે વ્યહવાર ભેદ અસત્ય,
ભ્રાંતિજનિત વ્યહવાર છે ગુરુ શિષ્ય ત્યહાં લગી સત્ય. ૬
જયહાંલગી કાંઇએક રહે છે અજ્ઞાન કેરો લેશ;
ત્યહાં લગી ગુરુજી કરે છે ધ્રુવ શિષ્યને ઉપદેશ. ૭
ગુરુ દયા પ્રીતમ બ્રહ્મ અખંડિત સ્વરૂપ નિજ કરી જાણે;
તદપિ પૂર્વ અધ્યાસ દ્વૈતની ભ્રાંતિ મનમાં આણે. ૮

---

જગત્ અસત્ય છે અને જીવજ બ્રહ્મ છે અને તેજ સત્ય છે એમ માને છે. બીજી વ્યાવહારિક દશામાં તો બધું (જગત્) સાચું જ માનવામાં આવે છે. શિષ્ય ગુરુની પાસે માયાવાદીની ઉપર કહેલી દલીલ રજુ કરે છે. પરમાર્થમાં શ્રીહરિ એક જ છે. વ્યવહારમાં જે અનેક વસ્તુ વર્ણવી છે, તે સર્વ સત્ય છે.

૫. જ્યાંસુધી જેને પોતાના જીવસ્વરૂપનું જ્ઞાન નથી થયું ત્યાંસુધી તેને ભિન્ન ભિન્ન વસ્તુનું ભેદરૂપ જ્ઞાન રહે છે.

૬-૭. પ્રકૃતિનો વિકાર મટી ગયા પછી વ્યવહાર-અજ્ઞાન-દશામાં જણાતો ભેદ અસત્ય ભાસે છે; કેમકે વ્યવહાર ભ્રાંતિજનિત છે, ભ્રાંતિથી જ વ્યવહાર ઉદ્ભવે છે. વ્યવહારદશા છે ત્યાં લગી જ ગુરુ અને શિષ્ય પણ સત્ય છે. જ્યાંસુધી અજ્ઞાનનો લેશ પણ રહે છે, ત્યાંસુધી ગુરુજી નિશ્ચય શિષ્યને ઉપદેશ કરે છે.

૮. ગુરુજી દયાના પ્રીતમ બ્રહ્મનું અખંડિત સ્વરૂપ પોતે જ છે એમ જાણે છે, તોપણ પહેલાનાં અજ્ઞાનથી આરોપાયલા દ્વૈતની -ભેદભાવની ભ્રાંતિ મનમાં લાવે છે. અર્થાત્ થોડું પણ અજ્ઞાન ગુરુમાં રહે છેજ, નહિ તો ઉપદેશ જ કરી ન શકે.

એમ સુણી આચારજ બોલ્યાજી,જૂઠી જુગતી દેખી ડોલ્યાજી;
અતિઅજ્ઞાનીશિષ્યવખાણ્યોજી,ગુરુ અણુ'અજ્ઞાંની પ્રમાણ્યોજી.૧
ગુરૂને ન ઠર્યું પૂર્ણ જ્ઞાનજી ભેદદૃષ્ટિમાં ઉભય સમાનજી;
એકજબ્રહ્મહું છું સહુ ઠાંમેજી મુજવણ વસ્તુ અવરનહિનાંમેજી.૨

ઢાળ.

નામે ન વસ્તુ અવર એહવું જ્ઞાન હોય જ જેહને;
હે શિષ્ય પૂર્ણ જ્ઞાની તાહરે મતે કહે છે તેહને. ૩

---

૧-૨. એમ સાભળીને આચાર્યે બોલ્યા અને જુઠી યુક્તિને જોઇને ડોલ્યા ! અત્યંત અજ્ઞાની શિષ્યને વખાણ્યો. 'ધન્ય છે તારી બુદ્ધિને કે તું આવી અવનવી વિચિત્ર યુક્તિવાળી શંકાઓ કરે છે !' આવી રીતના કટાક્ષપૂર્વક કથન કહીને વખાણ્યો. વળી એમ પણ કહ્યુ કે 'તું અત્યંત અજ્ઞાની છે અને ગુરુને પણ થોડો અજ્ઞાની બનાવે છે !' વળી ગુરુને સંપૂર્ણ જ્ઞાન તો છે જ નહિ, અને ભેદદૃષ્ટિ છે, એટલે ગુરુ અને શિષ્ય બન્ને એકસરખા જ ઠર્યા. ઉપરની ૭મી કડીમાં જણાવ્યા પ્રમાણે જ્યાંસુધી ગુરુ શિષ્યને શિષ્ય ગણીને ઉપદેશ કરે છે, અને પોતાને ઉપદેશક માને છે ત્યાંસુધી ભેદદૃષ્ટિ કાયમ જ છે, તેથી જ અજ્ઞાન પણ સ્થિર થઈ રહ્યું છે; અર્થાત્ ગુરુ પણ કાંઇક અજ્ઞાની ઠર્યો. આ પ્રમાણે માયાવાદમાં ઉસ્તાદ અને ચેલા થોડેઘણે અંશે મૂર્ખ ઠરે છે !

૩-૪-૫. હું એકજ બ્રહ્મ છુ, વ્યાપક છુ, મારાવિના બીજી વસ્તુજ નથી, એવું જ્ઞાન જેને હોય તેને હે શિષ્ય, તું તારા મતના હિસાબથી પૂર્ણ જ્ઞાની કહે છે. જ્યાંસુધી અંતરમાં–ગુરુના કે શિષ્યના અંતઃકરણમાં અજ્ઞાનનો લેશ પણ છે, ત્યાં લગી તું જ

જ્યહાં લગી અંતરમાં રહ્યો અજ્ઞાન કેરો લેશ;
ત્યહાં લગી તું જ વિચાર છે શું ગુરુ માંહે વિશેષ. ૪
ગુરુ શિષ્ય બન્ને બરાબર જ્યહાં લગણ દૃષ્ટિભેદ;
વણ જ્ઞાન તુજને ઉપજે છે સત્ય વચને ખેદ. ૫
સુણી શિષ્ય બોલ્યો પ્રભો કેમ સમતા ઉભયને આપી?
ગુરુ બ્રહ્મ જીવનો ભેદ તો જાણતાં છે નહિ કદાપિ. ૬
અજ્ઞાન ધાડું શિષ્યને આપથી બીજો દેખે;
નિરરૂપ નિર્ગુણ બ્રહ્મ તે હૂં હૂંજ એહવું લેખે; ૭
સ્વપ્ને ન દૃષ્ટિ અવર ગુરુ શિષ્યને મહા અજ્ઞાન;
ગુરુ દયાપ્રીતમરૂપ તે કયમ હોય શિષ્ય સમાન ? ૮

પદ ૩૯ સું.

સુણી એમ વદિયા ગુરૂવચનજી, તું સમ નથીકો મૂર્ખ જંનજી;
ભેદશૂન્ય જો ગુરૂ નિજ પેખેજી, શિષ્ય ગુરુને ભિન્ન નાં દેખેજી.૧

---

વિચાર કે ગુરુમાં અને શિષ્યમાં તફાવત શો ? જ્યાંલગી ભેદદષ્ટિ છે, ત્યાંલગી ગુરુ અને શિષ્ય બન્ને એક સરખા જ છે. ખરેખર, જ્ઞાનવિના તને સત્ય વચન કહેવાથી ખેદ ઉપજે છે ?

૬-૭-૮. એમ સાંભળીને શિષ્ય બોલ્યો કે હે પ્રભો, આપ ગુરુ અને શિષ્યને સમાન કેમ ગણો છો ? ગુરુ તો બ્રહ્મ અને જીવનો ભેદ માનતા જ નથી. શિષ્ય તો ગાઢ અજ્ઞાનમાં ગોથાં ખાય છે, અને પોતાથી બીજાને-ભેદદષ્ટિએ જુએ છે, અને રૂપ રહિત, નિર્ગુણ બ્રહ્મ તે હુંજ છું એમ માની બેસે છે. ગુરુને તો સ્વપ્નમાં પણ અવરદૃષ્ટિ-ભેદદૃષ્ટિ નથી; અને શિષ્ય તો મહામૂર્ખ છે. ગુરુ તો દયાના પ્રીતમ-બ્રહ્મરૂપ છે તે શિષ્યસમાન કેમ થાય?

અવર વસ્તુ જો છે નહિ લેશજી, ગુરુ કહે કહોને ઉપદેશજી;
ભેદ દૃષ્ટિ તુજ મત નહિ જ્ઞાનજી, સુણ્યો ન ઉપદેષ્ટા અજ્ઞાનજી.૨

ઢાળ.

અજ્ઞાનીને અધિકાર નહિ જ્ઞાની ન ભેદ લગાર;
તો તાહરે મત ઉપદેશનો સંભવે નહિ જ વિચાર. ૩
એમ સુણી બોલ્યો શિષ્ય વિનતિ કરૂં સુણીયે સ્વામી;
એ વાત જૂઠી નથી સાચી છે જ કહું શિરનામી. ૪
એક ચન્દ્ર, દૃષ્ટિદોષવાળો દેખે ઉભયાકાર;
દેખનારો પણ સત્ય ન કહે સમજી નેત્ર વિકાર. ૫

---

૧-૨-૩. એવું સાંભળીને ગુરુજી કહેવા લાગ્યા કે તારાજેવો મૂર્ખ માણસ તો કોઈ જોવામાં નથી આવ્યો. પોતાનો ગુરુ ભેદ-રહિત જોતો હોય તો શિષ્ય પણ પોતાના ગુરુને પોતાનાથી ભિન્ન જુએજ નહિ. બીજી વસ્તુ દુનિયામાં છેજ નહિ, તો ગુરુ કોને ઉપદેશ કરે? જેને ભેદદૃષ્ટિ છે, તે તારા મતમાં જ્ઞાની નથી, અને ગુરુ તો ભેદદૃષ્ટિવાળો હોય છે, તો તે અજ્ઞાની ઠરે છે અને અજ્ઞાની ઉપદેશકો તો કોઇ પણ ઠેકાણે સાંભળવામાં આવ્યા આવ્યા નથી. અજ્ઞાનીને ઉપદેશ દેવાનો અધિકાર નથી, અને જ્ઞાનીને ભેદદૃષ્ટિ નથી હોતી તેથી તે પણ ઉપદેશ કરી શકે જ નહિ. એવી રીતે તારા મતમાં ઉપદેશનો જ અસંભવ થઈ પડયો છે!

૪-૫-૬. શિષ્ય ફરીને કહે છે કે, હે ગુરો, હું જે વાત કહું છું તે વાત ખોટી નથી. જુઓ દૃષ્ટાંત. દૃષ્ટિદોષવાળો પુરુષ એક ચંદ્રને બદલે બે ચંદ્ર જુએ છે; પરંતુ તે પોતાના મનમાં તો ચોક્કસ રીતે સમજે છે કે મને જે બે ચંદ્ર દેખાય છે, તે ખોટા છે, વાસ્તવિક તો એકજ ચંદ્રમા છે. કેમ કે નિત્યે તેણે

નિત્ય પ્રત્યે એક વિલોકીયો તે સત્ય માને મંન;
પરિણામ મિથ્યા મિથુન થાતાં નિર્મળાં લોચન. ૬
સુણ શિષ્ય શશિ સાચો ન છબ તો શુ દૃષ્ટિ બે આવે;
જો જોનારો નથી સત્યતો, બે ચન્દ્ર કોણ બતાવે. ૭
શ્રોતા ન સાચો હોયતો કહે કોણ આગળ વાત;
સાકાર સાચા દયાપ્રીતમ સત્ય ભવ સાક્ષાત્. ૮

---

એક જ ચંદ્ર જોયો હતો. ફક્ત નેત્રવિકારથી જ તેને બે ચંદ્ર ભાસ્યા હતા. પરંતુ જ્યારે તેના મિથુન-બે-લોચન-નેત્ર નિર્મલ થયાં ત્યારે તેને બે ચંદ્ર જોયાનું પરિણામ મિથ્યા થયું. તેવી જ રીતે શિષ્ય અને ગુરુ વચ્ચેની ભેદદૃષ્ટિ સંબંધે સમજવું.

૭-૮. ગુરુ શિષ્યની યુક્તિને તોડે છે. શિષ્ય, સાંભળ. દૃષ્ટાંત તરફ જો. શશી-ચદ્ર એ સાચો પદાર્થ છે, નહિ તો નેત્ર-વિકાર છતાંએ બે સ્વરૂપે દેખાય જ નહિ. વળી જોનારો પણ સાચો ન હોય તો બે ચંદ્ર કોણ બતાવે? તેમ જ શ્રોતા પણ સાચો ન હોય તો તે કોની આગળ વાત કરે? માયાવાદીઓ બધાને જુદા માને છે, એટલે તેના મતે ગુરુ-ઉપદેષ્ટા પણ મિથ્યા અને શ્રોતાઓ પણ મિથ્યા; તો તેવા મિથ્યા ગુરુ મિથ્યા શ્રોતાઓને મિથ્યા ઉપદેશ કેમ આપે? દયાના પ્રીતમ તો સાચા છે, અને જગદ્રૂપે પણ સત્ય જ છે. આ ઠેકાણે એક ટીકાકાર કવિશ્રીને શૂન્યવાદ અને માયાવાદનો ઘોટાળો કરનાર કહે છે, પણ વાસ્તવિક રીતે તેણે ઉંડો વિચાર કર્યો હોય તેમ જણાતું નથી. માયાવાદમાં કહો કે કહેવાતા 'અભેદવાદ'માં અને શૂન્યવાદમાં પરમાર્થતઃ કંઈપણ તફાવત જ નથી. માયાવાદનું પર્યવસાન જ શૂન્યવાદમાં થાય છે!

પદ ૪૦ મું.

સત્ય ગુરુ સાચો ઉપદેશજી, સત્ય શિષ્યના હરે ક્લેશજી;
પુષ્પ ગગનનું જૂઠું કહીયેજી,શીંગ સસાનું તદ્વત લહિયેજી.૧
જૂઠો વંધ્યા સુત ત્યમ કહાવેજી, રૂપ કહ્યું કો દૃષ્ટ ન આવેજી;
તે સહુ સાચું ભાસે સ્પષ્ટજી, જૂઠું હોય તે નાવે દૃષ્ટજી.૨

ઢાળ.

દૃષ્ટિયે જૂઠું ના પડે સુણી શિષ્ય બોલ્યો વાણી;
મહારાજ સમજ્યો હવાં હું તેની જુગતી જૂઠી જાણી.૩
એહવી અનેક અભેદ જુગતી સુણી વધ્યું મન અજ્ઞાન;
નિજકૃપાથી કાંઈ થયું હવાં મુજ સત્યાસત્યનું ભાન.૪
હું રહ્યો કાશી ત્યહાં થયો સંન્યાસી કેરો સંગ;
તે માયાવાદી હતો તેથી ચઢયો એવો રંગ. ૫

---

૧-૨. બ્રહ્મવાદમાં તો ગુરુ પણ સાચા, તેનો ઉપદેશ સાચો, અને શિષ્ય પણ સાચો જ છે, તેથી જ શિષ્યના કલેશને પણ ગુરુ હરે છે, એમ અનુભવ થાય છે. આકાશનું પુષ્પ જૂઠું કહેવાય છે, સસલાનું શીંગડું પણ મિથ્યા મનાય છે, વંધ્યાનો પુત્ર અસત્ય ગણાય છે, તેનું કારણ એ બધાનું કાંઇપણ રૂપ દૃષ્ટિએ પડતું નથી એ છે. જે સ્પષ્ટ પણ ભાસે તે બધું સાચું જ છે, અને જે જૂઠું કહેવામાં આવે છે, તે નજરે પડતું નથી, એ લોકસિદ્ધ અનુભવ છે.

૩-૪-૫. શિષ્ય સમજ્યો અને તેને સત્યાસત્યનું જ્ઞાન પણ થયું. તેને હડહડતા માયાવાદી સંન્યાસીનો સંગ અખા કવિ માફક કાશીમાં થયલો, તેથી તે માયાવાદી બનેલો હતો.

મુને કહ્યું તૂં એક બ્રહ્મ નિત્યે પોતાનો કરી જોની;
નથી ભેદ તૂજ મુજ અણુંન્યૂનાધિકપણું સહુ ખોની.૬
છે સત્ય જ્ઞાન અભેદ સહુ ભેદનું મિથ્યા જાણ;
નિજ રૂપમય સમજી સકળ તું અભયતા ઉર આણુ.૭
બહુ કાળ તેહવો બોધ સુણી નવ રહ્યો સત્ય વિવેક;
તે માટચ કહ્યું ગુરુ દયાપ્રીતમ બ્રહ્મ જીવ તો એક. ૮

પદ ૪૧ મું.

વળીતેણેએકજુગતીબતાવીજી,મુજનેહવડાંસાંભળીઆવીજી;
ત્રય સત્તા કહે છે સહુ ઠામજી, શ્રીગુરુ સુણીએ તેહ નામજી.૧
વ્યવહારિક તો પહેલી કહીયેજી,પ્રતિભાસ બીજીને લહિયેજી;
ત્રીજી પરમાર્થ ઇક બ્રહ્મજી, કહું વિસ્તારી તેહનો મર્મજી. ૨

---

૬-૭-૮. કાશીવાલા માયાવાદીએ જે કાંઇ કહ્યું હતું; તેનો બાકી રહેલો ભાગ શિષ્ય કહે છે. માયાવાદીએ એમ કહેલું કે તુંજ એક બ્રહ્મ છે, નિત્ય છે, એમ માનીને પોતાને સમજ. તારામાં અને મારામાં બિલકુલ ભેદજ નથી. ન્યૂન અને અધિકતા પણ મનમાં ન લાવ. અભેદનું જ્ઞાન છે, તેજ સાચું છે, અને ભેદનું જ્ઞાન તો મિથ્યાજ છે. સર્વે સ્વસ્વરૂપ સમજીને મનમાં નિર્ભય થા. શિષ્ય કહે છે કે એવો માયાવાદીનો બોધ ઘણા વખત સુધી સાંભળીને મને સત્યનો વિવેક રહ્યો નહિ, અને તેથી જ હે ગુરો, મેં એમ કહ્યું કે જીવ અને બ્રહ્મ એક છે.

૧-૨. શિષ્યને માયાવાદીએ બીજી જે યુક્તિ બતાવેલી છે, તે યુક્તિ શિષ્ય પ્રકટ કરે છે. સર્વ સ્થલે માયાવાદીઓ ત્રણ સત્તા માને છે. પહેલી 'વ્યાવહારિક સત્તા, બીજી પ્રાતિભાસિક સત્તા અને ત્રીજી પારમાર્થિક સત્તા. તેનું મર્મ વિસ્તારથી કહે છે.

ઢાળ.

મર્મભેદ શ્રુતિ વ્યહવાર તેમાં સત્ય સહુ સંસાર;
છે પ્રાતિભાસની સ્વપ્ન જાગ્યા પછી રહે ન લગાર. ૩
પરમાર્થ બ્રહ્મ સ્વરૂપ નિજ તેહનું ન જ્યહાં લગી જ્ઞાન;
ત્યહાં લગી સાચું છે સકળ ગુરુ શિષ્યનું અભિમાન.૪
એ વિધ્યે કહિ કહિ જુગતી બહુ મોહિત કરે સંસાર;
તેહના મુખની વાતછળનો કો ન પામે પાર. ૫
સુણી એમ ગુરુ કહે ત્રણ સત્તા ખંડી છે મેં પહેલી;
વિવર્તપ્રતિબિંબવાદમાં વળી પૂછે છે મતિ ઘેહેલી. ૬

---

૩-૪-૫. એનુ મર્મ આવું છે. વ્યાવહારિક સત્તામાં તો સંસાર સત્યજ માનવામાં આવે છે. ત્યાંજ વેદનુ શ્રવણ પણ છે. પ્રાતિભાસિક સત્તા સ્વપ્નસમાન છે. પ્રાતિભાસિક એટલે માત્ર ભાસે –અમુક સમયેજ જણાય. જેમ સ્વપ્નામાં જોયલા પદાર્થો તેજ વખતે ખરા જણાય છે, પછી જાગૃત દશામાં તો અસત્ય જણાય છે, તેમ આ સત્તાથી જગત્ જેવું મિથ્યા કાંઈ ભાસે છે. પારમાર્થિક સત્તામાં તો પોતાનુ–જીવનુ પરમાર્થ બ્રહ્મસ્વરૂપ જણાય છે. તેનુ જ્યાંલગી જ્ઞાન નથી; ત્યાંલગણુ ગુરુ અને શિષ્યનુ અભિમાન પણ સત્યજ છે. આવી રીતની અનેક વાતો કરીને આખા સંસારને માયાવાદીઓ મોહ પમાડે છે.

૬-૭-૮. ગુરુ કહે છે કે પહેલી સત્તાનુ ખંડન તો વિવર્ત અને પ્રતિબિંબવાદના ખંડન સાથે જ થઈ ગયું છે, છતાં ઘેલી બુદ્ધિએ ફરી પુછે છે. હે બાલ, તું કાંઇપણ સમજતો નથી, કેમકે તું તારાજ મતનું તારે હાથેજ ખંડન કરે છે. મૂર્ખ જેમ પોતાને બેસવાની ડાળીજ કાપે તેમ. તું એટલું તો કબૂલ કરે છે કે પર-

નિજ મત નિજ ખંડન કરે સમજે નહિ અણુ બાળ;
જ્યમ મૂર્ખ જે ડાળે ચઢે છેદન કરે તે ડાળ. ૭
પરમાર્થમાં વસ્તુ અવર નહિ એ જ પાડ પ્રમાણ;
છે દયાપ્રીતમ બ્રહ્મ એક જ છે કહેનારૂં કાણુ ? ૮

પદ ૪૨ મું.

કહેશ અવરનું વધું ન સાચુંજી, વેદ કહે છે તે કયમ કાચુંજી;
તો તું બંધાયો મુખ તારેજી, કશું પણ કહેવું ન પડયું મ્હારેજી.૧
એક બ્રહ્મ ને બીજો વેદજી, સિદ્ધ કર્યો પરમેશ્વર ભેદજી;

---

માર્થમાં બીજી વસ્તુ જ નથી, તેનું પ્રમાણ માની લે–તે વાત પકડી રાખ. તે કબૂલ કર એટલે પહેલી બે સત્તાઓ, (વ્યાવહારિક અને પ્રાતિભાસિક) સ્વતઃ ખંડાઈ જવાની. જો પહેલી બે સત્તાઓ સાચી માનીશ તો બ્રહ્મ એક જ છે એમ કોણ કહેનાર છે ? ગુરુ કહે છે કે તને બીજાં પ્રમાણો આપવાની કશી અગત્ય નથી, ફક્ત તારું મત જ તારા વિરુદ્ધ પક્ષનાં સમર્થનમાં બસ છે. પહેલાં તું એટલો જ જવાબ આપ કે પરમાર્થમાં બીજી વસ્તુ જ નથી, માત્ર બ્રહ્મ છે એમ કોણ કહે છે ?

૧–૨. તું એમ કહીશ કે બીજાનું કહેલું સાચું ન જ મનાય પણ વેદ જે કહે તે જ કાચું કેમ કહેવાય ? અર્થાત્ વેદ કહે તે સાચું માનવું. તો તારે મુખે જ તું બંધાયો, મારે તને કાંઈપણ કહેવાની જરૂર નથી. કેમકે તારા મતમાં એક બ્રહ્મ સત્ય છે, અને એક બીજો વેદ પણ સત્ય ઠર્યો. એટલે વેદ અને પરમેશ્વર બે સત્ય ઠર્યાથી તે બન્નેનો ભેદ ઠર્યો અને એક બ્રહ્મ જ સત્ય છે અને બ્રહ્મ વિના કાંઈ છે જ નહિ, એ તારી વાત હવામાં જ ઉડી ગઈ ! વળી જ્યાં જ્યાં તું ત્રણ સત્તા બતાવે છે, ત્યાં ત્યાં મોટો દોષ આવે છે.

જયહાં ત્યહાં સત્તા ત્રણ બતાવેજી, તેહેમાં મહોટો દોષ એ આવેજી.

ઢાળ.

ત્યહાં આવે મહોટો દોષ એ મન વચન તન જે થાય;
પંડિત પુરુષ એમ કહે છે વ્યવહાર તે કહેવાય. ૩
એ ત્રિસત્તામાં આવિયું નથી પરસ્પર કાંઇ ભેદ;
એ તરેહ ઘોબો ઘેર છે સમજતાં થાશે ખેદ. ૪
સ્વપ્નમાં જે જે વસ્તુ કાંઇ નિદ્રસ્થ દેખે જંન;
તે સમય ભાસે તેહને વ્યવહાર સાચો મંન. ૫
તે સમે સાક્ષી બ્રહ્મ રહે છે શ્રુતિ કહે સહુ કોઇ;
વૈખરીનો વ્યવહાર આવો ઇહાં પણ લે જોઈ. ૬

---

૩-૪. મન, વાણી અને કર્મેથી જે થાય છે, તેને પંડિત પુરુષો વ્યવહાર કહે છે. ત્યારે તુ વ્યાવહારિક સત્તા માને છે, તે મન, વાણી અને કર્મેથીજ થાય છે, માટે તે વ્યાવહારિક સત્તા કહેવાય છે તો હવે જેવી રીતે વ્યાવહારિક સત્તા મન વાણી કર્મથી થાય છે તેવી રીતે પ્રાતિભાસિક અને પારમાર્થિક સત્તા પણ મન વાણી કર્મેથીજ થાય છે, તો ત્રણે સત્તામાં ફેર શો પડયો ? આવી જાતનો ગોબો–નુકશાન તારે ઘેર આવશે, અને તે સમજતાં તને ખેદ થશે.

૫-૬-૭-૮. પ્રાતભાસિક સત્તામાં વ્યવહાર સિદ્ધ કરે છે. સ્વપ્નમા નિદ્રસ્થ-નિદ્રામા પડેલો મનુષ્ય જે જે વસ્તુ જુએ છે, તે સમયે તેના મનમાં તે વ્યવહાર સત્ય જ ભાસે છે. 'વ્યવહારમા મિથ્યા જગત્ સત્ય મનાય છે,' એ સિદ્ધાંત સ્ફુટ થયો, અને મનનો વ્યવહાર પણ સિદ્ધ થયો, અર્થાત્ પ્રાતિભાસિક સત્તામાં પણ વ્યવહાર જ છે, પ્રાતિભાસિક સત્તા વ્યાવહારિક સત્તાથી ભિન્ન નથી.

જાગ્રત સમય સહુ કરે છે જે વિધિથકી વ્યવહાર;
તે રીત, પાછો સ્વપ્નમાં દેખે સકળ સંસાર. ૭
એ વિધે સત્તા ત્રણમાં ઉપજે છે વ્યવહાર;
એ દયાપ્રીતમ બ્રહ્મ લગી સંભવ ન સમજ ગમાર! ૮

પદ ૪૩ મું.

શિષ્ય કહે સુણો ગુરુ હું ભાખુંજી, જુક્તિ અવર તેહની કહી દાખુંજી;
જીવ ને બ્રહ્મ બે એક ઠરાવેજી,ત્યહાં દૃષ્ટાંત તે જળનું બતાવેજી.૧
જયમ જળ મધ્યે જળ મળી જાયજી, એમજ બ્રહ્મમાં જીવ સમાયજી;
વળી જુગતી એક કહે છે અભેદજી,મત તેને રહે નહિ ભેદજી.૨

---

સ્વપ્નાવસ્થામાં સાક્ષીરૂપ પરબ્રહ્મ છે એમ શ્રુતિ પણ કહે છે. ત્યારે વૈખરીનો-વેદરૂપ અક્ષરાત્મક વાણીનો પણ વ્યવહાર સિદ્ધ થાય છે. વાણીથી પણ-'તે સમે સાક્ષી બ્રહ્મ રહે છે' એ વેદની અક્ષરાત્મક વાણીથી પારમાર્થિક સત્તા પણ વ્યવહારમાં આવી ગઈ. જે રીતે જાગૃત દશામાં સર્વ વ્યવહાર થાય છે, તે જ પાછો સ્વપ્નમાં સર્વ સંસારને દેખાય છે, એ અનુભવ પણ એમ જ સિદ્ધ કરે છે કે વ્યાવહારિક સત્તાવિના બીજી કોઈ સત્તાં જ નથી. એ પ્રમાણે ત્રણે સત્તામાં વ્યવહાર તો આવી બેસે છે, તે દયાના પ્રીતમ બ્રહ્મ લગી જઈ પહોંચે છે, તે તું ગમાર સમજતો નથી!

૧-૨. શિષ્ય કહે છે કે હે ગુરો, તે માયાવાદીની એક બીજી યુક્તિ આપને કહી સંભળાવું છું. જીવને અને બ્રહ્મને એક ઠરાવવાના દૃષ્ટાંતમાં તે આ દૃષ્ટાંત કહે છે. જેમ જલમાં જ જલ મલી જાય છે એમ જીવ બ્રહ્મમાં સમાઈ જાય છે. વળી અભેદ માટે બીજી યુક્તિ પણ કહે છે.

ઢાળ.

કાંઈ ભેદ ન રહે દીપજ્યોતિજુગમ જયહાં મળી જાય;
ટળતાં અવિદ્યા જીવ ત્યમ જ બ્રહ્મમય થઈ જાય. ૩
એ બ્રહ્મ ને હું બે નથી સમજ્યો શમ્યું જ્યાં દ્વંદ્વ;
ત્યહાં નિશ્ચે તે ભોગી થયો જાણવો બ્રહ્માનંદ. ૪
સુણય શિષ્ય એ ત્રય યુક્તિ કેરા ખંડનની કહું રીત;
એ વિચારેથી વ્યર્થ છે તું રખે ધરતો પ્રીત. ૫
ઘટ પૂર્ણ જળ હોય તેહમાં જો અવર નીર સમાય;
તો જાણીયે જે જીવ જઇને બ્રહ્મમાં ભળી જાય; ૬
દ્દષ્ટાંત બીજું જ્યોતિ મધ્યે જ્યોતિ મળતી હોય;
તો બે મળ્યેથી પ્રકાશ અધિકો કયમ લખે સહુ કોય? ૭

---

૩-૪. જેમ બે દીવામાં જ્યોતિ મળી જાય છે, તેમ અવિદ્યાનો નાશ થતાં જીવ બ્રહ્મમય થઈ જાય છે. બ્રહ્મ અને હુ ભિન્ન નથી એમ સમજતાંજ દ્વંદ્વ-સુખદુઃખાદિ દ્વંદ્વ શમી જાય છે, અને નિશ્ચયપૂર્વક બ્રહ્માનદનો તે ભોગી થાય છે.

૫-૬. ગુરુ કહે છે કે શિષ્ય, એ ત્રણે યુક્તિના ખંડનની રીતિ તને કહું છું ત્રણ યુક્તિઓ-૧. જલમાં જલ મલી જાય. ૨. દીવામાં દીવો મલી જાય. ૩. સુખદુઃખાદિ ટળતાં બ્રહ્માનંદ અનુભવાય. આ ત્રણે યુક્તિનો તું વિચાર કરીશ તો તે વ્યર્થ જ લાગશે. પહેલી યુક્તિનું ખંડન એમ થાય છે કે; જો ટોચ ભરેલા ઘટમાં બીજું પાણી સમાય તો જીવ બ્રહ્મમાં ભળી જાય!

૭-૮. બીજું દીવાનું દ્દષ્ટાંત પણ તેવું જ છે. એક જ્યોતિમાં જો બીજી જ્યોતિ મળીજ જતી હોય, તો બે સાથે મળ્યાથી

દીપ પ્રભા દ્રવ્ય બે જાણીએ ઘટવધ ધર્મને હોય;
જન દયાપ્રીતમ કૃષ્ણ ધર્મી દોષ ન અડે કોય. ૮

પદ ૪૪ મું.

દીપની કાંતિ રહિ હોય ફેલીજી, લઈએ તેહને ઘટ સંકેલીજી;
દીપકને કશી હાનિ ન આવેજી, ન્યૂનાધિકતા કાંતિને કહાવેજી. ૧
ઉપમા ને ઉપમેય કથનજી; ન ઘટે એક બ્રહ્મ અનંતજી;
વળી કહ્યો ત્રીજો દ્વંદ્વવિયોગીજી, તે કયમ હોય બ્રહ્માનંદ ભોગીજી? ૨

ઢાળ.

એક ભોગી ને વળી ભોગ વસ્તુ બે વિમાશી જોય;
જો એક તો આનંદ અનુભવ તેહને ન મળે કોય. ૩

---

વધારે પ્રકાશ અનુભવાય છે તે કેમ અનુભવાય ? દીવો એ દ્રવ્ય છે, પ્રભા–કાન્તિ એ ધર્મ છે, દૃષ્ટાંતમાં એ દીવો એ દ્રવ્ય છે, તેમાં વધ–ઘટ તો ધર્મની પ્રભાની જ થાય છે, દીવાની નથી થતી. તેવી જ રીતે દયાના પ્રીતમ શ્રીકૃષ્ણ ધર્મ નથી, પણ ધર્મી છે એટલે એમને તો કશો દોષ અડે જ નહિ.

૧. દીવાની ધર્મરૂપ કાન્તિ ફેલાઈ રહી હોય તો તેને ઘડાથી સંકેલી લેવાય છે, તેમાં દીવાને કાંઈ નુકશાન નથી પહોંચતું. ન્યૂનતા અને અધિકતા તો કાંતિમાં થાય છે.

૨. વળી ઉપમા અને ઉપમેયનું કથન ઘટતું નથી; કેમકે બ્રહ્મ તો અતનુ–શરીર વિનાનું છે, નિરાકાર છે, તેને દીવાની ઉપમા કેમ આપી શકાય? વળી ત્રીજી યુક્તિ બતાવી કે, જે સુખદુઃખાદિ દ્વંદ્વથી મુક્ત થાય તે બ્રહ્માનંદનો ભોગી બને, એ કેમ સંભવે?

૩. બ્રહ્માનંદનો જે ભોગી થાય છે, તેમાં બે વસ્તુ આવે છે. એક તો ભોગ કરનાર અને બીજો ભોગ–બ્રહ્માનંદ. એ વિચારીને

અદ્વૈત બ્રહ્મ અરૂપથી પૃથક્ ના હોય પ્રકાશ;
જો ધર્મીને માયા અડે તો સ્વરૂપનો હોય નાશ. ૪

કહે જીવ બ્રહ્મની એકતા જાણવો અજ્ઞથી અજ્ઞ;
છે જીવ તો અલ્પજ્ઞ નિત્યે બ્રહ્મ છે સર્વજ્ઞ. ૫

વળી જીવ તો છે અનીશ્વર ને ઈશ્વર છે પરબ્રહ્મ;
તે ઉભયની એકતા વિદ્વજ્જન કે કહો કયમ. ૬

અણુ જીવ કર્માદિક વશ ભોગવે વિવિધ કલેશ;
છે મહદ્બ્રહ્મ સ્વતંત્ર આનંદ કર્માદિક નહિ લેશ. ૭

---

જો, તું તો એક જ માને છે, અભેદ જ માને છે, ભેદ દ્વૈતભાવ નાનતો જ નથી, તો તેને બ્રહ્માનંદનો અનુભવ કેમ મળવાનો? બે વસ્તુ માનીશ તો અદ્વૈત તૂટશે અને એક માનીશ બ્રહ્માનંદ ખૂટશે!

૪. બ્રહ્મ તો અદ્વૈત છે અને રૂપરહિત છે, તેનાથી પ્રકાશ પૃથ જ ન... જો તે ધર્મિસ્વરૂપને માયાનો સ્પર્શ થાય તો બ્રહ્મસ્વરૂપનો જ નાશ થઈ જાય!

૫. જે જીવ અને બ્રહ્મની એકતા કહે છે, તેને મૂર્ખમાં મૂર્ખ સમજવો, કેમકે જીવ તો અલ્પજ્ઞ–થોડું જાણનારો છે, બ્રહ્મ તો સર્વજ્ઞ છે, તે બન્નેની એકતા સંભવે જ કેમ?

૬. અનીશ્વર–ઐશ્વર્યરહિત. ઇતર સ્પષ્ટ છે.

૭. જીવ તો અણુ છે, અને કર્માદિકને વશ થઈને વિવિધ ક્લેશો ભોગવે છે. બ્રહ્મ તો મહદ્ છે, સ્વતંત્ર છે, આનંદમય છે, તેને કર્માદિકનો લેશ પણ નથી.

પડે સ્વર્ગ નરકમાં જીવ એ સંસૃતિ વારંવાર;
જન દયાપ્રીતમ કૃષ્ણભક્તિ કરે પામે પાર. ૮

પદ ૪૫ મું.

જીવ મનોરથ કરે અનેકજી, પૂરો ન પડે તેમાં એકજી;
બ્રહ્મ ચાહે તે તત્ક્ષણ હોયજી, તેને મેટી ન શકે કોયજી. ૧
હુંજ બ્રહ્મ છું જગમય કહે છે જી,જન નરકના ભોગને સહે છે જી;
મિથ્યા ગુરુને મિથ્યા જ્ઞાનજી,શિષ્ય મૃષા કયમ તે ગુરુધ્યાનજી.૨

ઢાળ.

કયમ ધ્યાન જૂઠા ગુરુનું આવે ? ન સમજે બાળ;
રે શિષ્ય તું મા પાડીશ માયાવાદિમાયાજાળ. ૩
નહિ દ્વૈત જ્ઞાન વિના જ મુક્તિ કહે વેદપુરાણ;
છે વ્યાસાદિકનો એ જ આશય સુજ્ઞ ન લહે કોણ ? ૪

---

૮. સંસૃતિ–સંસાર. કૃષ્ણભક્તિ કરે તો પાર ઉતરે.

૧–૨. મેટી–મટાડી. 'હુ જ બ્રહ્મ છુ, હું જગદ્રૂપ છુ' એમ જે કહે છે તે જ નરકયાતના સહે છે. માયાવાદમાં ગુરુ મિથ્યા, જ્ઞાન પણ મિથ્યા અને શિષ્ય પણ મિથ્યા. ત્યારે મિથ્યા શિષ્ય મિથ્યા ગુરુનું મિથ્યા ધ્યાન કેમ ધરે ? 'અંધેકી હાર હાર ચલી જે દાતાર !'

૩–૪. બાળ–મૂર્ખ. માયાવાદીની માયાજાલમાં પડીશ નહિ. ભેદના જ્ઞાન વિના મોક્ષ જ નથી, એમ વેદ પુરાણ કહે છે. વ્યાસ વગેરે મહર્ષિનો પણ એ જ આશય છે. તે સુજ્ઞ પુરુષો જ લહે–લક્ષે–સમજે છે. બીજા કોણ સમજે ?

હું વિપ્ર છું હું ક્ષત્રી છૂં વૈશ્યાદિ છે સૌ ભાન;
નથી દેહ જીવની ભિન્નતા સમજતાં જન જ્ઞાન. ૫
જો સાધન મુક્તિ કેરૂં એહ અભેદજ્ઞાન જ હોય;
તો સહજ મોક્ષ લહે સહુ ગુરુશરણુ ચાહે ન કોય. ૬
અશ્વત્થ વૃક્ષ તનું કહ્યો શ્રુતિ ત્યહાં ખગ જોડ;
એક બ્રહ્મ બીજો જીવ મિથ્યા કહે મોટી ખોડ. ૭
છે જીવ બ્રહ્મનો દાસ નિત્ય જ બ્રહ્મ સહુ જગસ્વામી;
છે જીવ બ્રહ્મની દેહ તેમાં બ્રહ્મ અંતર્યામી. ૮
જડ અણુ વ્યાપક હેતુ હરિ કરે વર્ણન વેદ;
જન દયાપ્રીતમ કૃષ્ણને ત્રય તત્ત્વભેદ અભેદ. ૯

---

૫-૬. 'હું વિપ્ર છું' વગેરે ભાનથી જીવદેહની ભિન્નતા અજ્ઞાની જનોજ સમજતા નથી. વળી જો મોક્ષનું સાધન અભેદનું જ્ઞાનજ હોય, તો બધા માણસો સહજમાં મોક્ષ મેળવી શકે, ગુરુને શરણે કોઇ જાય નહિ.

૭. द्वावेतौ सुपर्णौ सयुजो सखायौ अश्वत्थमेकं परिषस्वजाते, तयोरेकः स्वादति पिप्पलान्नमन्यो निरश्नोपि बलेन भूयान्। આ શ્રુતિનો જ ભાવાર્થ કવિશ્રી સાતમી કડીમાં કહે છે. ભગવાનના શરીરને અશ્વત્થ વૃક્ષ-પીપળાનો વૃક્ષ કહે છે, તેમાં ખગ જોડ-બે પક્ષી રહેલાં છે. એક તો બ્રહ્મ-અંતર્યામિરૂપે, અને બીજો જીવ. તેને જે મિથ્યા કહે-આવી દ્વૈતભાવ-ભેદભાવ બતાવનારી શ્રુતિને મિથ્યા કહે તેને મોટી ખોડ જ સમજવી.

૮. જીવ બ્રહ્મનું શરીર છે, બ્રહ્મ તેમાં અંતર્યામિરૂપે રહે છે.

૯. જડ-જગત્, અણુ-જીવ, તેના કારણરૂપ વ્યાપક શ્રીહરિ

પદ ૪૬ મું.

નિર્ગુણ સગુણ શ્રુતિનો અર્થજી, એમ કર્યો મહામત્ય સમર્થજી;
પ્રાકૃત ગુણ નહિ જેમાં લેશજી, અપ્રાકૃત ગુણ ભર્યા અશેષજી. ૧

સત્ ચિત્ આનંદ આદિ અનંતજી, ઐશ્વર્યાદિસહ ભગવંતજી;
અગુણસગુણ એ બ્રહ્મ વિચારજી, કેવળ નિર્ગુણ કહે ગમારજી. ૨

---

જ છે એમ વેદ કહે છે. જીવની અણુતા શ્રુતિસિદ્ધ જ છે. एषोणुरात्मा चेतसा वेदितव्य, यथाग्नेः क्षुद्रा विस्फुलिंगा व्युच्चरन्ति, ममैवांशो जीवलोके जीवभूतः सनातनः, वालाग्रशतभागस्य शतधा कल्पितस्य तु भागो जीवस्य विज्ञेयः, વગેરે ઘણાં પ્રમાણો છે. દયાના પ્રીતમ કૃષ્ણ સાથે જડ, જીવ અને અંતર્યામીનો ઐચ્છિક (ભગવદિચ્છાકૃત) ભેદ પણ છે અને અભેદ છે.

૧–૨. બ્રહ્મ સગુણ છે. અને બ્રહ્મ નિર્ગુણ છે એમ પ્રતિપાદન કરનારી શ્રુતિનો સમન્વય સમર્થ મહામતિ–શ્રીવલ્લભાધીશે આ પ્રમાણે કર્યો છે. એક શ્રુતિ બ્રહ્મને સગુણ કહે અને બીજી નિર્ગુણ કહે તો વિરોધ પ્રાપ્ત થાય, તો તેનો સમન્વય એવી રીતે કરવો કે, જે શ્રુતિ નિર્ગુણ કહે છે, તેનો અર્થ એવો કરવો કે બ્રહ્મ નિર્ગુણ છે, એટલે લૌકિક ગુણો બ્રહ્મમાં નથી, અને જે શ્રુતિ બ્રહ્મ સગુણ છે એમ કહે છે, તેનો અર્થ એવો થાય છે કે અલૌકિક સર્વ ગુણો બ્રહ્મમાં ભર્યા છે. સત્, ચિત્, આનંદ વગેરે અનંત ગુણો, ઐશ્વર્ય, વીર્ય, શ્રી, યશ, જ્ઞાન, વૈરાગ્ય એ છ ધર્મો પણ ભગવાન્માં છે. નિર્ગુણ અને સગુણ બ્રહ્મનો વિચાર આ પ્રમાણે કરવો યુક્ત છે. જે બ્રહ્મને નિર્ગુણ જ માની બેસે છે, તે ખરેખર ગમાર–પહેલા નંબરનો મૂર્ખ છે!

' ઢાળ.

કહે છે ગમાર ગતિ વિના જીવ બ્રહ્મ થાયે એક;
ભળે બ્રહ્મમાંએ કથન છે જીવ ભિન્ન ભાખું વિવેક. ૩

નદી નીર ચઢી સાગર ભળે ભિન્નતા ન ભાસે લેશ;
નિજ ઉદક લેઇ પાછો ફરે સરિ સલિલ રહે અવશેષ.૪

બહુ વૃક્ષના રસ ભળેથી નિપજે મધુઅપૂપ;
નવ સ્વાદ જૂદો અન્ય મક્ષી જ્ઞાન પૃથક સ્વરૂપ. ૫

---

૩. ગમાર લોક ગતિ–જ્ઞાન વિના જીવ બ્રહ્મ એક થાય છે એમ કહે છે. વસ્તુતઃ તો એમ કથન છે કે જીવ બ્રહ્મમા ભળ્યો મળી ગયો. આ કથન પણ જીવ અને બ્રહ્મ ભિન્ન છે એવો વિવેક કરીને કહ્યું છે. 'જીવ બ્રહ્મમાં ભળ્યો' એ વાક્ય જ એમ સૂચવે છે કે પહેલાં જીવ જુદો હતો પછી ભળ્યો.

૪. નદીનું જલ ચઢીને સમુદ્રમાં ભળી જાય છે, પછી તેમાં કાંઇ લેશે પણ ભિન્નતા ભાસતી નથી. પરંતુ સમુદ્ર પોતાનું ઉદક–જલ લઇને જ્યારે પાછો ફરે છે, ત્યારે તો સરિસલિલ–નદીનું જલ બાકી રહે છે. ભિન્ન ભાસે છે. એક રૂપે મળી ગયા પછી પણ ભિન્નતા રહે છે. યથા નદ્યઃ સ્યન્દમાનાઃ સમુદ્રેऽસ્તં ગચ્છન્તિ નામરૂપે વિહાય, તથા વિદ્વાન્ નામરૂપાદ્વિમુક્તઃ પરાત્ પરં પુરુષમુપૈતિ દિવ્યમ્ ॥ એ શ્રુતિનું હાર્દ અત્ર દૃષ્ટિપથ થાય છે.

૫. ઘણી વનસ્પતિઓનો રસ એકઠો થયાથી મધપૂડો બને છે, તેના મધનો સ્વાદ બીજાને જુદો નથી જ લાગતો, પણ મક્ષિકાઓને તો તે સંબધે પૃથક્ પૃથક્ જ્ઞાન હોય છે જ.

નથી ભિન્ન તો કયમ જનક બોલ્યો ભળી બ્રહ્મસ્વરૂપ?
વળી બ્રહ્મ ભળિયાં નિકળ્યાં વ્રજવાસી કયમ અનુપ? ૬
કદી બ્રહ્મ ભળ્યા તોયે સુખ કશું જળસ્વાદ શો જળરૂપ;
જયમ કમળ ગંધ ન કમળને ભોક્તા સુગંધ મધુપ. ૭
છતે સ્વામીએ વિધવાપણું સહુ માને માયાવાદી;
જન દયાપ્રીતમ કૃષ્ણાનંદના રસિકજન છે સ્વાદી. ૮

---

૬. જો અભેદ જ છે, ભેદ છે જ નહિ, તો જનકરાજા બ્રહ્મસ્વરૂપમાં ભળીને બોલ્યો જ કેમ? જનકરાજા બ્રહ્મસ્વરૂપમાં ભળીને એમ બોલેલો છે કે 'મિથિલા ભસ્મ થઇ જાય છે, તેમાં મારું કાંઇ બળતું નથી.' બ્રહ્મસ્વરૂપ થઇ ગયા પછી બોલવું સંભવતું જ નથી. શ્રીમદ્ભાગવતમાં દશમ સ્કંધમાં કથા છે કે ભગવાન્ સર્વ વ્રજ ભક્તોને પોતાનો લોક બતાવવા લઇ ગયા, ત્યારે તે લોક જોવાની યોગ્યતા સિદ્ધ કરવા પહેલાં તે સર્વ વ્રજ ભક્તોને બ્રહ્મહૃદમાં ડુબાડયા; અને પછીથી પુનઃ તેઓનો તેમાંથી ઉદ્ધાર કર્યો. ते तु ब्रह्महृदं नीता मग्नाः कृष्णेन चोद्धृताः । ददृशुर्ब्रह्मणो लोकमित्यादि. અત્ર પણ જો ભેદ ન માનવામાં આવે તો જે ભક્તો બ્રહ્મહૃદમાં મળી ગયા પછી તે બહાર કેમ નિકળ્યા?

૭–૮. બ્રહ્મમાં મળી જવાથી સુખ શું? જલરૂપ થવાથી શું જલનો આસ્વાદ લેવાય છે? કમલનો ગંધ કમલને નકામો જ છે, એનો ભોક્તા મધુપ-ભ્રમર જ છે. માયાવાદીઓ પ્રભુ જેવા નાથ છતાં વિધવાપણું માને છે! દયાના પ્રીતમ શ્રીકૃષ્ણના સ્વરૂપાનંદનો અનુભવ તો જે કોઈ રસિક વિરલા હોય છે તેમને જ થાય છે; માયાવાદીઓના નશીબમાં તે આનંદનો અનુભવ નથી.જ.

પદ ૪૭ મું.

સર્વોપર છે ભજનાનંદજી, પણ અનુભવ નહિ જે રતિમંદજી;
તે સુખ લૂટયું સહુ વ્રજભક્તેજી, હરિ વશ કીધા જાણ્યું જક્તેજી.

શુક મુનિવ્યાસે પ્રશંસા કીધીજી, પદરજ માગી ઉદ્ધવ લીધીજી;
શેષરમાશિવવિધિનિજ નિંદેજી, ફરિ ફરિ ગોપીજનપદ વંદેજી.

---

૧-૨. ભજનાનંદ સર્વથી અધિક છે. જે લોકો પ્રીતિહીન છે, તે લોકોને જ તેનો અનુભવ થતો નથી, તે સુખ તો વ્રજભક્ત શ્રીગોપીજનોએ જ લુંટયું છે, હરિને વશ પણ તેઓએ જ કર્યા છે, એ વાતને આખું જગત્ જાણે છે. શુકમુનિ વ્યાસે પણ તેમની પ્રશંસા કરી છે. જુઓ. तद् भूरि भाग्यमिह जन्म किमप्यटव्यां यद् गोकुलेपि कतमाङ्घ्रिरजोभिषेकम्। तज्जीवितं च निखिलं भगवान मुकुन्दस्त्वद्यापि तत्पदरज श्रुतिमृग्यमेव ॥ अहो भाग्यमहो भाग्यं नन्दगोपव्रजौकसाम्। यन्मित्रं परमानन्दं पूर्णं ब्रह्म सनातनम्॥

ઉદ્ધવજીએ શ્રીગોપીજનોની ચરણ રજ માગી લીધી છે. જુઓ– શ્રીમદ્ભાગવત. तासामहो चरणरेणुजुषां कथ स्यां वृन्दावने किमपि गुल्मलतौषधीनाम्। वन्दे नन्दव्रजस्त्रीणां पादरेणुमभीक्ष्णशः॥ શેષનાગ, લક્ષ્મીજી, શંકરજી, બ્રહ્માજી જેવા પણ પોતાને નિંદે છે, અને ગોપીજનના પદને વંદે છે. જુઓ. षष्टिवर्षसहस्राणि मया तप्तं परं तप। नन्दगोपव्रजस्त्रीणां पादरेणुप्रलब्धये। न मे विरञ्चो न भवो न श्रीरप्यङ्गसश्रया। प्रसादं लेभिरे गोपी यत्तत् प्राप विमुक्तिदात्। न स्त्रियो व्रजसुन्दर्यः पुत्र ताः श्रुतयः किल। नाहं शिवश्च शेषश्च श्रीश्च ताभि समाः क्वचित्॥ तासा पादरज. स्तुल्य नित्यं वृन्दावने भुवि। तत्प्राप्य तत्कामनया प्राप्स्यामो गोपिकागतिम्। આદ્યકવિ નરસિંહ મહેતા પણ કહે છે કે—

ઢાળ.

વંદે સર્વ શ્રીકૃષ્ણને તે કૃષ્ણ પણ આધીન;
ત્યહાં મોટયમની અવધિ થઈ ગજ પદે સહુ પદલીન ૩
શ્રી-ગોપીજન વલ્લભ અતિ પ્રિય નંદ સુતને નામ;
હરિ વિશ્વ વલ્લભ વલ્લભ તેહને પ્રાણાધિક વ્રજવામ. ૪
કાંઇ કહું તેહનું હેતુ જેહમાં હેતુ વણ દૃઢ ભક્તિ;
અલ્લવ્યસન મૂર્તિમાન્ શાશ્વત પ્રેમ સહ આસક્તિ. ૫
એ રીત રતિ નહિ અવરમાં સર્વની સાભિપ્રાય;
ભવ બ્રહ્માદિક ન સમાન મોટા જ્ઞાની યોગી રાય. ૬

---

ઇંદ્ર આદિક અજ ઈશને મહામુનિ, ગોપિકા ચરણરજ તેહ વદે;
ગોપીથી આપનું અધમપણું લેખવે, નરપણું નવ રુચે આપ નદે.
× × × ×
શિવ બ્રહ્માદિક મહામુનિ તેને ધ્યાને ન આવે,
ધન્ય ભાગ્ય વ્રજનારનું વહાલો લાડ લડાવે.

૩. સર્વ શ્રીકૃષ્ણને નમે છે, તે શ્રીકૃષ્ણ જેને આધીન થઇ રહે છે. ત્યાં મોટમની તો અવધિ જ થઈ ગયલી સમજવી. કેમકે, सर्वं पदं हास्तिपदे निमग्नम् ॥ હાથીના પગમાં બધાં પગલાં સમાઈ જાય.

૪. શ્રીગોપીજનના અતિવલ્લભ પ્રિય શ્રીનંદકુમાર છે. તે શ્રીહરિ વિશ્વના વલ્લભ છે, તેને વ્રજવામ-વ્રજબાલા પ્રાણથી અધિક વલ્લભ છે.

૫-૬. તેનું કાંઈ કારણ હું કહું છુ. વ્રજસુંદરીઓમાં હેતુ વિનાની નિઃસ્વાર્થ ભક્તિ છે, અને અલ-અલ્લ-પરિપૂર્ણ મૂર્તિમાન શાશ્વત-નિત્ય પ્રેમની સાથે પ્રભુમાં આસક્તિ છે એવી રીતની-રતિ-પ્રીતિ બીજામાં નથી.' સર્વની પ્રીતિ સાભિપ્રાય સ્વાર્થવાલી છે, શંકર બ્રહ્મા વગેરે મોટા જ્ઞાની યોગીઓ પણ તેની તુલ્ય નથી.

પ્રીતિ સહજની અતિ ઘણી શ્રીનાથજીને ભાવે;
તે કોટિ સાધન કર્યે હરિ કરુણા વિના કયહું નાવે. ૭
તે સંપૂર્ણ વ્રજ ભક્તમાં અનપાયની નવ જાય;
જન દયાપ્રીતમ કૃષ્ણ જીતાયા અજીત શ્રુતિ ગાય. ૮

પદ ૪૮ મું.

કહેશો કયમનહિસમતા કોયજી,કહું સમજાવી સમજનહોયજી;
નિજ આજ્ઞાબ્રહ્મા તપ કીધોજી, રાસમંડળમાં કયારે લીધોજી ? ૧
જોગ જુગતિમાં શંકર પૂરાજી, પરમ તત્વમાં મન ચકચૂરાજી;
ભુજધરીગ્રીવાનંદ કુમારેજી,ગાન કર્યું કહો હળીમળી કયારેજી૨

ઢાળ

જો કયારે બ્રગદાલભ્યઋદપિ ભિંજતા વૃષ્ટિ માંહે;
જો વ્રજપતિયે ધરી ગિરિ કર શિશ કીધી છાંહે. ૩

---

૭-૮. સહજની સ્વાભાવિક. તે પ્રીતિ પણ પ્રભુકૃપા વિના કોટિ સાધનો કરે તો પણ પ્રાપ્ત થાય નહિ. અનપાયિની-કદાપિ નાશ પામે નહિ. જેને શ્રુતિ અજીત કહે છે, તે પ્રભુ વ્રજ ભક્તોથી જીતાયા.

૧-૨. વ્રજસીમંતીનીઓની સમતા મેળવવા કોઈ પણ ભાગ્યશાળી બન્યું નથી એ કેમ ? આ પ્રશ્ન કરશો અને તમારામાં સમજ નહિ હોય તો સમજાવીને તેનું ઉત્તર હું આપીશ. બ્રહ્માએ ભગવદાજ્ઞાથી જ તપ કર્યું, પણ તેને રાસમંડલમાં ક્યારે પ્રવેશ કરાવ્યો અને સ્વરૂપાનંદનું દાન કર્યું ? શંકર પણ એવા ઉત્તમ અધિકારી છતાં પણ તેમની ગ્રીવા ઉપર શ્રીહસ્ત ધરીને નંદકુમારે ક્યારે ગાન કર્યું ? શ્રીમદ્ભાગવત પણ ઉપદેશે છે કે शक्रशर्वपरमेष्ठिपुरोगा कश्मलं ययुरनिश्चिततत्त्वाः ।

તપપુંજ દુર્વાસા ઋષિ તૃણ દૂર્વા નિત્યાહાર;
દુઃખી ચક્રાનલ દેખીને કયમ પીધો ન નંદકુમાર ? ૪
મુનિ માર્કંડેય જ્ઞાની યોગી તેને નિજ ભરમાવ્યા;
શત કલ્પ વિત્યા જળ વિષે તોહે વરુણથી ન મૂકાવ્યા ૫
નિજ ભક્ત વિરહે કૃષ્ણ કાતર કૃપામય શ્રુતિગાય;
હરિ જીતવાનો શુદ્ધ ભક્તિસમ ન એકે ઉપાય. ૬
કોટિ કલ્પ લગી તપ સમાધિ ધ્યાનાદિક કરી કોય;
અઘરહિત જન થાયે તદા ઉર ઉદય ભક્તિ હોય. ૭

---

૩-૪-૫. ભકદાવ્ય વૃષ્ટિમાં જ ભીંજાતા હતા, તે જોઇને પણ પ્રભુએ વ્રજભક્તોની પેઠે હસ્તમાં પર્વત ધરીને ક્યારે છાયા કરી ? તપઃપુંજ–તપના સમૂહરૂપ. દુર્વા–ધ્રો. ચક્રાનલ–સુદર્શન ચક્રરૂપ અગ્નિથી દુઃખી દેખીને વ્રજભક્તોને બચાવવા જેમ દાવાનલપાન કરી ગયા હતા, તેમ અહિં કેમ ન કર્યું ? નંદને વરુણ દેવતા લઇ ગયો હતો, તો તેને તુરત જ છોડાવી લાવ્યા, પરંતુ માર્કંડેયને તો શતકલ્પ સુધી જલમાં જ રાખ્યા છે.

૬. પોતાના ભક્તના વિરહથી શ્રીકૃષ્ણ કાતર–કાયર છે.

'भक्तविरह कातर करुणामय डोलत पाछे लागे'
'सूरदास एसे प्रभुकों कोन दीजे पीठ अभागे'.

એ અંતરંગ ભક્ત શ્રીસૂરદાસજીના કીર્તનનો ભાવાર્થ અત્ર કવિવર ઉતારે છે.

૭. આ કડી આ શ્લોકના ભાષાંતર રૂપે છે.

पाण्डवगीतायां–जन्मान्तरसहस्रेषु तपोध्यानसमाधिभिः ।
नराणां क्षीणपापानां कृष्णे भक्तिः प्रजायते ॥

તે પણ સહેતુ અહેતુકી હરિકૃપા વણ નવ થાય;
થઇ તદા દુર્લભ કશું નહિ વશ દયાપ્રીતમ રાય. ૮

પદ ૪૯ મું.

કર્મજ્ઞાનનું ફળ ભક્તિજી, શ્રીગીતા શ્રીમુખ કરી વ્યક્તિજી;
કર્મ પૂર્વ ભાખ્યું પછી જ્ઞાનજી,છેલ્લી ભક્તિ કથી ભગવાનજી.૧
કર્મે કરવી સત્ત્વની શુદ્ધિજી,જ્યાંલગી હરિમાં લુબ્ધ ન બુદ્ધિજી;
શ્રવણાદિકમાં શ્રદ્ધા જાગીજી, થવું કર્મથી પછી વીતરાગીજી.૨

ઢાળ.

વીતરાગી થાવું કર્મજડથી ભક્તિમાં વિક્ષેપ;
વિશ્વાસ દ્દઢ હરિ સેવતાં કર્મનો ન અડે ચેપ. ૩

---

૮. તે ભક્તિ પણ સહેતુ-સ્વાર્થવાળી, અહેતુકી-નિઃસ્વાર્થ તો પ્રભુકૃપા વિના ન જ થાય. તે કૃપા થઈ તો પછી દુર્લભ કશું નથી, સાક્ષાત્ દયાના પ્રીતમ પણ તેને વશ થઈ જાય છે.

૧-૨. વ્યક્તિ-સ્પષ્ટીકરણ. પહેલા કર્મયોગ ઉપદેશ્યો, પછી જ્ઞાનયોગ અને અંતમાં ભક્તિયોગ, એ અનુક્રમ જ ભક્તિની ઉત્તમતાને સિદ્ધ કરે છે. જ્યાં સુધી હરિમાં પોતાની બુદ્ધિ લોભાઇ નથી, ત્યાં સુધી કર્મોનું આચરણ કરીને સત્ત્વની શુદ્ધિ કરવી. શ્રવણાદિભક્તિમાં જ્યાં શ્રદ્ધા થઇ કે તુરત જ કર્મ ઉપરની પ્રીતિ છોડી દેવી. तावत् कर्माणि कुर्वीत न निर्विद्येत यावता । मत्कथाश्रवणादौ वा श्रद्धा यावन्न जायते ॥ यदृच्छया मत्कथादौ जातश्रद्धस्तु यः पुमान् । न निर्विण्णो नातिसक्तो भक्तियोगोऽस्य सिद्धिदः ॥

૩. વીતરાગી-તે રાગ-લૌકિક સ્નેહ વિનાના થઈ જવું.

તું કહેશ કર્મ કદા ન તજવાં વેદ વાણી ખ્યાત;
સર્વાત્મભાવે હરિ શરણ નથી ગયા તેહની વાત. ૪
સહુ કર્મ તજી હરિને ભજે તેથી ધર્મ સહુ હેઠ;
ત્રય કોટિ ઋષિ તે ભક્તકર્મની ભોગવે છે વેઠ. ૫
હરિભજન અર્થે સ્વધર્મ મૂકે કદિ પડે જો કાચો;
તો પણ નથી જ અભદ્ર તો શો લાભ સ્વધર્મ સાચો. ૬
શત જન્મ સ્વધર્મનિષ્ઠ નર લોકે વિરંચિ જાય;
ભગવદ્દી તેજ તનુ તજે પદ પરમ પ્રાપ્તિ થાય. ૭
સેવા સદા શ્રીકૃષ્ણ કરવી તે જ વર એક કર્મ;
જન દયાપ્રીતમ જગન્નાથજી વધા મોટો ધર્મ. ૮

---

૪. તું એમ કહીશ કે કર્મનો ત્યાગ કદાપિ ન કરવો એમ સાક્ષાત્ વેદવાણી છે, તો તેનું પ્રત્યુત્તર એટલું જ કે જે લોકો સર્વાત્મભાવથી પ્રભુને શરણે નથી ગયા, તેની એ વાત છે.

૫. આ કડીને સરખાવો નીચેના પ્રમાણથી. स्कन्दपुराणे -मन्निमित्तं कृतं कर्म कर्मलोपो भवेद्यदि । तत् कर्म कुर्वते नित्यं तिस्र कोटयो महर्षय ।

૬. અભદ્ર–અકલ્યાણ. સરખાવો આ પ્રમાણ સાથે–त्यक्त्वा स्वधर्मं चरणांबुजं हरेर्भजन्नपक्वोथ पतेत्ततो यदि । यत्र क्व वा भद्रमभूदमुष्य किं कोवार्थ आप्तो भजतां स्वधर्मतः ?॥ श्रीमद् भागवत.

૭. લોક વિરંચિ–બ્રહ્મલોકમાં સરખાવો. श्रीमद्भागवते स्वधर्मनिष्ठः शतजन्मभिः पुमान् विरिञ्चितामेति तत परं हि माम् । अव्याकृतं भागवतोथ वैष्णवं पद यथाहं विबुधः कलात्यये ॥

૮. શ્રી જગન્નાથજીએ સ્વહસ્તથી નીચેનો એક શ્લોક લખેલો છે, તેનો અંશતઃ અનુવાદ કવિવર અત્ર કરે છે.

પદ ૫૦ મું.

શ્રેષ્ઠ સર્વથી તે ચાંડાલજી, મન વણ જીહ્વા જપ ગોપાલજી;
તેણે કીધાં તપ સહુ તીર્થજી, સ્વધર્મ સાધ્યા યજ્ઞ સમર્થજી. ૧
વેદ ભણ્યા તેણે સહુ જાણો જી, અથવા પૂર્વે કર્યા પ્રમાણો જી;
કૌતક આનંદ એ વિખ્યાત જી, કહ્યું કપિલજી પ્રત્યે માતા જી.૨

ઢાળ.

માતાનું ભાખ્યું કહ્યું વળી કહું ઉપનિષદ્નું વચંન;
સંધ્યા ન કુશળ મંત્રથી થાય કૃષ્ણ સાધ્યે મંન. ૩
મન કૃષ્ણરૂપે જોડવું સંધિનું સંધ્યા નામ;
એમ વાસુદેવોપનિષદ્માં કહ્યું છે અભિરામ. ૪
મન વસન કર્મે ક્ષાલવું જ્યાંલગી ઉજ્વળ હોય;
પછી રંગ કૃષ્ણ ચઢાવવો વળતી ધૂએ તો રોય. ૫

---

एक शास्त्रं देवकीपुत्रगीतं एको देवो देवकीपुत्र एव ।
मन्त्रोप्येकस्तस्य नामानि यानि कर्माप्येकं तस्य देवस्य सेवा ॥

૧-૨. સરખાવો. શ્રીમદ્ ભાગવતે—

यन्नामधेयश्रवणानुकीर्तनाद्यत्प्रह्वणाद्यत्स्मरणादपि क्वचित् ॥
श्वादोपि सद्य सवनाय कल्पते कुत: पुनस्ते भगवन्नु दर्शनात् ॥१॥
अहो बत श्वपचो तो गरीयान् यज्जिह्वाग्रे वर्तते नाम तुभ्यम् ॥
तेपुस्तपस्ते जुहुवु सस्नुरार्या ब्रह्मानुचुर्नाम गृणन्ति ये ते ॥ २ ॥

૩-૪. વાસુદેવોપનિષદ્માં કહ્યું છે કે—न कुशैर्बध्यते सन्ध्या न मन्त्रैर्न च वारिभि। मन. सन्धीयते कृष्णे सा सन्ध्या सद्भिरुच्यते॥

૫. મન રૂપી વસન-વસ્ત્ર કર્મરૂપી જલથી ઉજ્વલ થાય ત્યાં લગી ધોવું, અને પછી તેને કૃષ્ણ રંગ ચડાવવો (શ્રીકૃષ્ણમા તેનું વલણ કરવું), પછી કર્મ કરીને ધોવા ઇચ્છે તો રુવે.

તજી ઉચિત રીતિ હઠ કરે તે કર્મજડ કહેવાય;
જ્યમ શ્વાનકંઠે કાંઠો તે કાઢવા દે ન કઢાય. ૬
હોય અનીશ્વરવાદી મીમાંસક કર્મ અત્યાસક્તિ;
હરિ બહિર્મુખ તે જાણવા કદી પ્રાપ્ત થાય ન ભક્તિ. ૭
પ્રભુ વિમુખ દ્વિજ ગુણ બાર સહ સ્વયં તરે નહિ ગરવાલ;
હરિ દયાપ્રીતમ દાસ વર કુળ સહ તરે ચાંડાલ. ૮

પદ પર મું.

કદિ વિમુખ હોય ગુણ ભંડારજી, તે સહુ ગુણને છે ધિક્કારજી;
કદિ હરિજન મહાદોષની ખાણુજી, તદપિ વર સાધુ તે જાણુજી. ૧
બ્રાહ્મણ થઇ સાધે હરિ ભક્તિજી, તેહને તુલના નહિ જનજક્તિજી;
સાચા બ્રાહ્મણ કહાવે તેહજી, કૃષ્ણ બ્રહ્મને જાણે જેહજી.

---

૬. ઉચિત–યોગ્ય.

૭. અનીશ્વર વાદી–કર્મ જ ઈશ્વર છે એમ માનનારા કર્મઠ મીમાંસકો.

૮. ગર્વાલ–ગર્વિષ્ઠ–સરખાવો નીચેના શ્રીભાગવતના શ્લોક સાથે.

विप्राद् द्विषड्गुणयुतादरविन्दनाभपादारविन्दविमुखाच्छ्वपचं वरिष्ठम् ।
मन्ये तदर्पितमनोवचनोहितार्थप्राणं पुनाति सकुलं न तु भूरिमानः ॥

૧-૨. વિમુખ–હરિથી વિમુખ. अपि चेत् सुदुराचारो भजते मामनन्यभाक् । साधुरेव स मंतव्यः सम्यग् व्यवसितो हि सः । ब्रह्म जानाति ब्राह्मणः ॥ જન જગતી–મનુષ્યોમાં અને પૃથ્વીમાં.

ઢાળ.

જે બ્રહ્મ જાણે તે જ બ્રાહ્મણ જન્મ સાચો શુદ્ર;
સંસ્કારથી દ્વિજ વેદાભ્યાસે વિપ્ર માને બુદ્ધ. ૩
હરિ લહે તે શ્રુતિ ઉચિત બ્રાહ્મણ બીજા કહેવા માત્ર;
જ્યમ પયપીયૂષ કહેવાય પણ જીવે મૃતક નવ ગાત્ર. ૪
એમ સુણી બોલ્યો શિષ્ય બ્રાહ્મણ સર્વ સરખાં પાત્ર;
એ ઇશ્વર કેરાં રૂપ તે કયમ કથન કરવા માત્ર? ૫
એમ સુણી શ્રીગુરુ ઉચ્ચર્યા તું સમજતો નથી બાળ;
સુણ્ય શંકર સ્વામી વજ્રસૂચિ ગ્રંથે કહ્યું તત્કાળ. ૬
જો કહેશ બ્રાહ્મણ દેહ તો સંભવ ન સંકટ જાગે;
સુત પ્રજાળે પિતુ દેહ કયમ નવ બ્રહ્મહત્યા લાગે? ૭

---

૩. મનુસ્મૃતિના શ્લોકનું ભાષાંતર છે. जन्मना जायते शूद्र संस्काराद् द्विज उच्यते। वेदाभ्यासाद् भवेद् विप्रो ब्रह्म जानाति ब्राह्मण ॥

૪. લહે–લક્ષે–જાણે. શ્રુતિ ઉચિત–વેદને યોગ્ય. પય–દુધ–પીયૂષ–અમૃત કહેવાય છે, પણ તેથી મૃતક ગાત્ર (મરેલાં શરીરો) સજીવન થતા નથી.

૫. શિષ્ય શંકા કરે છે કે બ્રાહ્મણ તો એક સરખા જ છે, ઇશ્વરનાં જ રૂપ છે. તમે કથન માત્ર કેમ કહો છો? अविद्यो वा सविद्यो वा ब्राह्मणो मामकी तनु ॥

૬. શંકરે વજ્રસૂચિ નામના ઉપનિષદમાં બ્રાહ્મણ કોણ હોઈ શકે, એ સંબધમાં ઘણુ કહ્યું છે.

૭–૮. પહેલાં પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે બ્રાહ્મણ એટલે શું? દેહને–શરીરને બ્રાહ્મણ કહીશ, તો સંભવશે નહિ અને એક

જો કહેશ આત્મા બ્રાહ્મણ છે નહિ સંભવે નિરાધાર;
આત્મા દયા પ્રભુ અંશ વ્યાપક બ્રાહ્મણ સહુ સંસાર. ૮

પદ ૫૨ મું.

થક્ પૃથક્ જીવાત્મા કહેશજી, તોપણ દૂષણ તેમાં લેહેશજી;
મહુ બદલે છે આત્મા દેહજી, કયમ કહાવે નહિ બ્રાહ્મણ તેહજી. ૧
શુકલ વર્ણ જો બ્રાહ્મણ કહિયેજી, તેનો પણ નિશ્ચે નવ લહિયેજી;
બ્રહ્મબીજ બ્રાહ્મણ સન્માનજી, તેનું નિશ્ચે કયહાં છે જ્ઞાનજી. ૨

---

બીજું સંકટ જાગશે. તે સંકટ એ કે જો દેહ જ બ્રાહ્મણ હોય તો પિતાના મૃત શરીરને પુત્ર પ્રજાળે છે, એટલે પુત્રને બ્રહ્મહત્યા લાગવી જોઇએ; તે કેમ નથી લાગતી? જો જીવ બ્રાહ્મણ છે, એમ કહેશો તો પણ સંભવશે નહિ. કેમકે જીવ તો દયાના પ્રભુનો અંશ હોઇને સર્વત્ર એક સરખો વ્યાપી રહેલો છે, એટલે બધા બ્રાહ્મણ જ કહેવાશે. આ અર્થ સાથે સરખાવો નીચેની વજ્ર સૂચિની પંક્તિઓ. આ સંબંધમાં કવિશ્રીએ 'બ્રાહ્મણ ભક્ત સંવાદ' માં સ્પષ્ટ સવિસ્તર ઊહાપોહ કરેલો છે.

"तत्र चोद्यमस्ति को वा ब्राह्मणो नाम? प्रथमो जीवो ब्राह्मण इति चेत्तन्न, अतीतानागतानेकदेहानां जीवस्यैकरूपत्वात् तस्मान्न जीवो ब्राह्मणः, तर्हि देहो ब्राह्मण इति चेत्तन्न, पित्रादिशरीरदहने पुत्रादीनां ब्रह्महत्यादिदोषसम्भवाच्च ।

૧-૨. જુદા જુદા જીવાત્માઓમાં કોઈ જીવો બ્રાહ્મણ છે, કોઈ ક્ષત્રિય છે, એમ કહીશ તો પણ દૂષણ જ લહેશ-જોઇશ; કેમકે એક જીવ બ્રાહ્મણ થયો તે એક દેહ બદલીને બીજી યોનિમાં પેઠો ત્યાં તે બ્રાહ્મણ કેમ નથી કહેવાતો? શુકલવર્ણ-શુભ્રરંગ. બ્રહ્મબીજ તો સમાન જ છે. તેનું નિશ્ચયપૂર્વક જ્ઞાન ક્યાંથી થાય?

ઢાળ.

હોય જ્ઞાન સમ્યક્ ઓળખે હરિ જાતિનું નહિ કામ;
જે બતાવું તુજને ઘણા હરિ ભજે બ્રાહ્મણ નામ. ૩
ઋષિ શૃંગ મૃગીથી ઉપન્યા કુશાસ્તરણ કૌશિક;
શશપૃષ્ઠથી ગૌતમ ઉદે વાલ્મીક થયા વલ્મીક. ૪
મુનિ પરાશર ચંડાલિગર્ભ અગસ્ત્ય ઘટથી જાત;
માતંગ મુનિ માતંગી સુત માંડવ્ય માંડુકી માત. ૫
કરિણી કુંવર અનુચર ઋષિ ભરદ્વાજ મા શૂદ્રાણી;
કૈવર્તકન્યા જનની વેદવ્યાસ મુનિની જાણી. ૬
વેશ્યાથકી જ વસિષ્ઠ ક્ષત્રાણીથી વિશ્વામિત્ર;
કિંકરી જનની નારદ મુનિ જગપૂજ્ય પરમ પવિત્ર. ૭

---

૩. હરિને સારી રીતે ઓળખે છે, તેને જ્ઞાન હોય છે. તેમાં જાતિનું કામ નથી. હરિ ભજવાથી જ બ્રાહ્મણ નામને ઘણા પ્રાપ્ત થયા છે એ તને હું બતાવું છું.

૪. મૃગીથી-હરિણીથી-કુસુમાસ્તરણથી-ફુલના આસનથી. શશપૃષ્ઠથી-સસલાની પીઠથી, વાલ્મીક-રાફડામાંથી, સરખાવો. ऋष्यशृङ्गो मृग्यां, कौशिकः कुसुमास्तरणे, गौतम. शशपृष्ठे, वाल्मीको वल्मीक्याम् ।

૫. ઘટથી જાત-ઘડામાંથી ઉત્પન્ન થયા. માતંગી સુત-હાથણીના પુત્ર. મંડૂકી-દેડકી. સરખાવો. पाराशरश्चाण्डालीगर्भ उत्पन्न, महामुनिर्मातङ्गो मतङ्गीपुत्र, अगस्त्यः कलशोद्भव, माण्डूक्यो मण्डूक्युदरोत्पन्नः ।

૬-૭. કરિણી-હાથણી. વેદ વ્યાસની માતા-કૈવર્તકકન્યા-માછીમારની કન્યા કિંકરી. દાસી સરખાવો. हस्तिनीगर्भोत्पत्तिरनुचरऋषिः, शूद्रिणीगर्भोत्पत्तिर्भरद्वाजमुनि, व्यासः कैवर्तककन्यायां, वसिष्ठो वेश्यायां, विश्वामित्रः क्षत्रियायां, नारदो दासीपुत्र इति ।

ઇત્યાદિ બ્રાહ્મણ કહાવિયા શ્રીકૃષ્ણભજન પ્રતાપ;
નથી દયાપ્રીતમ કૃષ્ણ પ્રિય તે પ્રકટ મૂર્તિ પાપ. ૮

પદ ૫૩ મું.

જ્ઞાની તે પણ મહા અજ્ઞાનીજી,પ્રભુપણું પોતે બેઠા માનીજી;
ધર્મદાસનો સબળો તાગેજી,તે કયમ પરમેશ્વર પ્રિય લાગેજી.૧
હું સાગર છું બોલે લવણજી, સત્ય કહે તે વાણી કવણજી;
જીવ કદાપિ બ્રહ્મ ન થાયજી, નદી ઉલટી વહી મૂળ ન સમાયજી.૨

ઢાળ.

જયમ મૂળમાં ન સમાય નદી ત્યમ જીવ સમાય ન બ્રહ્મ;
એમ કાર્ય કારણ નિરંતર છે મુગ્ધ ન લહે મર્મ. ૩

---

૮. ઉપર ગણાવેલા મહર્ષિઓ જાતિથી બ્રાહ્મણ નહિ છતા, જે બ્રાહ્મણો કહેવાયા, તે શ્રીકૃષ્ણના ભજનના પ્રતાપથી જ. જેને દયાના પ્રીતમ કૃષ્ણ પ્રિય નથી, તે પ્રત્યક્ષ પાપની મૂર્તિ જ છે.

૧-૨. જે લોકો अहं ब्रह्मास्मि માની બેઠા છે. જીવ બ્રહ્મનો દાસ છે, તે દાસધર્મ તો ત્યજે છે, તે પ્રભુપ્રિય કેમ થાય? એક મીઠાનો કટકો એમ બોલે કે હું જ સાગર છુ, તો તે કોઇ કબુલશે કે? તેમ જ બ્રહ્મનો જીવ અંશ છે, તે હું બ્રહ્મ છું એમ કહે તો કેમ કબૂલાય? નદી ઉલટી વહે તો શું મૂળમાં સમાય કે? કદી નહિ.

૩. જેમ નદી પોતાના મૂલ તરફ વહે તો ત્યાં સમાય નહિ, તેમ જીવ પણ પોતાને બ્રહ્મ માની બેસે તો બ્રહ્મમાં સમાય નહિ. એવી રીતે કાર્યકારણનો એક પ્રકારનો વ્યવહાર છે જેનું મર્મ રહસ્ય મુગ્ધ-મૂર્ખ માણસો જાણી શકતા નથી.

હરિ વર્ણ જીવ રકાર ક્રમ એક કર્મ રૂપે હોય;
ભળી ગયાનો આકાર અંધ શિર છત્ર સેવક જોય.

---

૪. આ કડી દુરવગમ અને ક્લિષ્ટ છે. તેનો અર્થ 'પ્રાચીન કાવ્યમાળા' વાલાએ ઘણો જ વિચિત્ર કર્યો છે, અને તે તદ્દન અસંગત છે. ભા. મા. વે. ભ. પંડિત ગટૂલાલજી આ કડીનો ઘણો સુંદર અર્થ કરે છે, જે અત્ર આપવામાં આવે છે. અકારાદિ વર્ણો બધા 'અક્ષર' એ સંજ્ઞાથી ઓળખાય છે. 'અક્ષરો' એમ કહેતાં સર્વ અકારાદિ વર્ણો આવી જાય છે. તેમાં ર એ નામનો અક્ષર છે. તે ર એ રૂપે જુદો છે, અને 'અક્ષરો'માં તે આવી જતો હોવાથી તેના હિસાબથી 'અક્ષર'થી જુદો નથી, પણ અભિન્ન જ છે. આ દષ્ટાંત પ્રમાણે હરિ એ 'અક્ષર' રૂપ છે, અને જીવ ર ના જેવો છે. હરિ-વર્ણરૂપ છે, અને જીવ રકાર (રેફ?) જેવો છે, એ એક ક્રમ થયો. જેમ ર અક્ષરોમાં ભલી ગયલો કહેવાય છે, પણ તે ખરું જોતાં તે અક્ષરોના આધારે સ્વસ્વરૂપે જૂદો રહી શકે છે, તેમજ ર જેવો જીવ પણ હરિરૂપ 'અક્ષર'માં મળી ગયલો કહેવાય છે, પણ તે સ્વસ્વરૂપે તો પૃથક્ જ રહે છે. વળી કવિતા વગેરેમાં એક જ અક્ષર વાપરવો હોય તો ત્યાં અમુક અક્ષર, જેમકે 'ક' વાપરીએ છીએ, તો ત્યાં 'ક'ને બદલે 'ક્ર'(અત્રે 'ક્' ને 'ર' એ બે જોડાયલા પણ વાપરવાની જરૂર હોય તો તે) એક અક્ષરરૂપે જ ગણાય છે, અર્થાત્ 'ક્ર' માં 'ક્' અને 'ર' બન્ને છતાં તે બે અક્ષરો નથી ગણાતા, પરંતુ એક જ ગણાય છે. તેવી જ રીતે હરિ જે કર્મ કરે છે, તેથી જુદું કર્મ હરિમાં ભળી ગયલો જીવ કરતો નથી. એ જ-જીવ અને હરિની એકતા. 'વલી ઈશ્વરના અનંત ગુણોમાંથી તેના આપેલા કેટલાએક ગુણો જીવોમાં આવે એ જ તેની એકતા.' જેમ કોઈ રાજા માથે પૂર્ણ

**સનકાદિ વિષ્ણુ વિલોકી કહ્યું અધિક સ્વરૂપાનંદ;**
**અમો બ્રહ્માનંદ પણ અનુભવ્યો છે આ થકી અતિ મંદ.** ૫
**શુકદેવજી પણ બ્રહ્માનંદ નિમગ્ન હુતા સત્ય;**
**ઉદ્ધાર કીધો ત્યાં થકી સ્વરૂપાનંદ અધિકો અત્ય.** ૬

---

છત્ર ધરેલું હોય છે, તથાપિ જે સેવકનો તે છત્ર ધરવામાં રાજા તરફથી વિનિયોગ થયલો હોય છે, તે સેવક ઉપર પણ તે છત્રનો કાંઇક ભાગ આવેને આવે જ. આ દ્દષ્ટાંતની માફક જ અત્ર સમજવું. અત્ર કેટલીક ખાસ જાણવાની વાત મર્હુમ પંડિતજી આ કડીની નોટમાં લખે છે, તે અત્ર આપવામાં આવે છે. "શ્રીમદ્વલ્લભાચાર્યજીનો ખરો સિદ્ધાંત તો શુદ્ધાદ્વૈત જ છે અને વેદ ગીતાદિકનો ખરો સાર પણ તે જ છે. તથાપિ તેનો બોધ ઉત્તમાધિકારીને જ થાય છે, અને મધ્યમાધિકારીના બોધ માટે ભેદાભેદ પક્ષ પણ પ્રથમ કાલમાં બોધ માટે લીધેલો છે. આ વાત પ્રથમ સ્કંધ "સુબોધિની"માં इदं हि विश्वं भगवानिवेतरः આ શ્લોકનાં વ્યાખ્યાનમાં સ્ફુટ છે. તથા "શુદ્ધાદ્વૈતમાર્તણ્ડ" વગેરે ગ્રંથોમાં પણ ખુલ્લી કરી છે માટે આ ગ્રંથમાં મધ્યમાધિકારીના ભેદ માટે આ સર્વ ભેદાભેદ પક્ષ જ બતાવેલા છે."

૫. સનક, સનંદન, સનાતન અને સનત્કુમાર એ ચાર ભગવદ્ભક્ત છે. તેઓએ વિષ્ણુને–વિલોકીને કહ્યું કે અમે અક્ષર બ્રહ્માનંદ અનુભવ્યો છે, પણ તે આપના સાક્ષાત્ સ્વરૂપના અગણિત આનંદ કરતાં અતીવ ન્યૂન છે. અત્ર અન્ય ટીકાકાર સ્વરૂપાનંદ અને ભજનાનંદવિષયક વિવેક સમજી શક્યો નથી.

૬. શુકજી જ્ઞાની છે, તેથી જ તેઓ બ્રહ્માનંદમાં જ ડૂબેલા પણ તેમાંથી પ્રભુએ તેમનો ઉદ્ધાર કર્યો અને સ્વરૂપાનંદનો અનુભવ કરાવ્યો, સ્વસ્વરૂપના અતિશય આનંદનો–માધુર્યનો સ્વાદ દરાવ્યો.

જો ભિન્ન નહોતા બ્રહ્મથી તો નીકળ્યા કહો કયમ ?
તે માટચ માથાકૂટ મુકી પૂજ્ય પુરુષોત્તમ. ૭
ભાખિયું ભકત્યાચાર્યં માર્ગ જ્ઞાન ભ્રાંતિ મૂળ;
જન દયાપ્રીતમ સેવવા તેને નહિ અનુકૂળ. ૮

પદ ૫૪ મું.

પુરુષોત્તમપ્રિય જે ભક્તિજી, તેસાથે નહિ અણુ આસક્તિજી;
નિશદિન રહે છે કષ્ટ મહાનજી, લભ્ય થવાને કેવળ જ્ઞાનજી.૧
પોચ કુટતાં લાભ ન લેશજી, એ જ ઉગરે કેવળ કલેશજી;
કઠણુ સમજવું તેહનું કહેવુંજી, વિવેક સાધન કઠણુજ લેહેવુંજી.૨

ઢાળ.

લેહેવું કઠિન સહુ રીતથી જ્ઞાનમાં વિઘ્ન અપાર;
એ ઘૂણાક્ષરન્યાયે સફલ કોકને કોઇ એકવાર. ૩

---

૭–૮. વળી ગુરુ કહે છે કે જીવો જો બ્રહ્મથી ભિન્ન ન હતા તો તેમાથી નિકળ્યા કેમ ? તે કહે. શિષ્યે તેનો જવાબ ન આપી શકવાથી ગુરુ કહે છે કે 'તે માટે વ્યર્થ માથાકુટ ત્યજી ને પુરુષોત્તમનું પૂજન કર. ભક્તિમાર્ગના આચાર્યોએ માયાવાદને, માયામાર્ગને બ્રાંતિમૂલક ઠરાવેલો છે, માટે દયાના પ્રીતમને સેવવા એ માયાવાદી-બ્રાંતને અનુકૂલ ક્યાંથી હોય ? નહિ જ.

૧–૨–૩. રસાનંદઘન પુરુષોત્તમને તો ભક્તિ જ પ્રિય છે, તેમાં તો તે માયાવાદીની અણુ–થોડી પણ આસક્તિ નથી, અને રાત્રિદિવસ કેવલ-શુષ્ક જ્ઞાન મેલવવા અતિકષ્ટ સહન કરે છે. પોચ-ડાંગેરના કુશકા કૂટતાં કાંઇપણ લાભ ન થતાં નફામાં કલેશ જ કાયમ રહે છે. સરખાવો શ્રીમદ્‌ભાગવતનો શ્લોક-શ્રેયઃશ્રુતિ

તે લાભ પણ વળી તુચ્છ જોતાં મુક્તિ મૃત્યુ સમાન;
જે અસુર અરિભાવે મળ્યા સમ ઠર્યું વૈર ને જ્ઞાન.
એ તત્ત્વ ટૂંપણું તુચ્છ લાગે પ્રેમરસ પીનાર;
હરિ દે ન લે જલલવણુ સરખી મુક્તિ માને ચાર. ૫

---

भक्तिमुदस्य ते विभो क्लिश्यन्ति ये केवलबोधलब्धये । तेषामसौ क्लेशल एव शिष्यते नान्यद्यथा स्थूलतुषावघातिनाम् । જ્ઞાન સમજવું કઠિન અને સમજીને તેવું કહેવું પણ તેથી વધારે અઘરું. તેને માટે અપેક્ષિત સત્યાસત્યને વિવેક અને સાધનોની કઠિણુતાનું પૂછવું જ શું ? તુલસીદાસ પણ તેમ જ કહે છે–कहत कठिन समुझत कठिन, साधन कठिन विवेक; होई घुणाक्षरन्यायते पुनि प्रबोध मन एक. જ્ઞાન લહેવું–ગ્રહણ કરવું તે પણ બ ધી કઠિન છે, અને તે મેળવવામાં વિઘ્નોનો પાર નથી. તે કોઇકને જ કોઈ વેલાએ સફલ થાય છે. જેમકે લાકડાં કોતરનારો જીવડો કોઇકવાર આડા અવળા લીસોટા કાઢતાં 'ક' વગેરે એકાદ અક્ષર કાઢી બેસે છે, તેથી તે કાંઈ ભણેલો સાક્ષર કહેવાતો નથી. તેમ જ કોઇ વેલાએ જ્ઞાન પ્રાપ્ત થતાં તે કાંઇ જ્ઞાનીઓમાં ગણાતો નથી.

૪. વળી કષ્ટથી પ્રાપ્ત થયલા જ્ઞાનનાં ફલ તરફ જોતાં તે તુચ્છ છે. મોક્ષ તે પણ મૃત્યુ જેવો છે. કેમકે મોક્ષ તો અસુરોનો પણ થયલો છે. અસુરો અરિભાવથી–શત્રુભાવથી ભગવાનને મળ્યા છે. તે તરફ નિહાળતાં ભગવાનનું જ્ઞાન મેલવવું અને પ્રભુ સાથે વૈર બાંધવું એ બન્ને બરાબર ઠરે છે! कामाद् द्वेषाद् भयात् स्नेहाद्यथा भक्त्येश्वरे मनः વગેરે શ્રીમદ્ભાગવતવાક્ય પણ એમ જ અવબોધે છે.

૫. ભગવત્પ્રેમરસમાધુર્યનો સ્વાદ લેનારને એ તત્ત્વનાં ટૂંપણાં–પીંખણાં તુચ્છ લાગે છે. હરિ તેને ચાર મોક્ષ આપે છે

ઢોકલા સરખી મુક્તિથી જન પ્રેત થાય પ્રસન્ન;
જે ભક્તિ ઘેબર ભોગિયા તેનું ન માને મંન. ૬
નિત્ય સેવક સ્વામિભાવ વણ અન્યથા નથી આનંદ;
પણ પય પચે માર્જાર પાયસાન્ન ન પચે રતિમંદ. ૭
પોતા સરિખો પ્રભુ કરે પણ ન આપે નિજ ભક્તિ;
તે દયાપ્રીતમ પ્રાણ પ્રિય જેહને દૃઢ સ્વરૂપાસક્તિ. ૮

---

પણ તે પ્રેમોન્મત્ત ભક્તો એ ચારે મુક્તિઓને લવણ-મીઠા જેવી ખારી માનીને કદી લેતા નથી. सायुज्यसार्ष्टिसामीप्यसारूप्यैकत्वमप्युत । दीयमानं न गृह्णन्ति विना मत्सेवनं जनाः એ ભગવદ્વાક્ય અત્ર પ્રમાણ છે. આદ્ય કવિ નૃસિંહરામ કવે છે કે–

" પ્રેમરસ પાને તું મોરના પિચ્છધર,
તત્ત્વનું ટૂંપણું તુચ્છ લાગે;
દુબળા ઢોરનું કુશકે મન ચળે,
ચતુર્ધા મુકિત તેઓ ન માગે. "

૬. પ્રેત-ભૂત-પિશાચ જેવા નરો જ ઢોકળાં જેવી મુક્તિમાં સંતોષ માને છે. જેઓ ભક્તિરૂપી ઘેબરના ભોગી છે, તેઓનું મન મુક્તિરૂપ પ્રેતભક્ષણથી કેમ માનશે ?

૭. નિરંતરના સેવ્ય સેવક ભાવ સંબંધ વિના આનંદ અનુભવાય જ નહિ. પરંતુ માંઝાર-બિલાડ દૂધ જ પચાવી શકે છે, ખીર નહિ ( લોકમાં પણ કહેવત છે કે 'બિલાડીના પેટમાં ખીર ટકે તો તારા પેટમાં વાત ટકે )'. તેમ જ પ્રભુસ્નેહ વિનાનાઓ જ્ઞાન જ જેરવી શકે છે, ભક્તિ-રસને જેરવવાનું તેઓમાં સામર્થ્ય નથી.

૮. ભગવાન્ જીવને પોતાના જેવો બનાવે, સાયુજ્ય મોક્ષ આપે, પણ સ્વભક્તિ તો ન જ આપે. જેને ભગવત્સ્વરૂપમાં દૃઢ

પદ ૫૫ મું.

રૂડી રસાળી શ્રીહરિભક્તિજી,સકળ શિરોમણિ વિશ્વે વ્યક્તિજી;
ભક્તિ યુક્તથી ભુવન પવિત્રજી,માધવ માને મનથી મિત્રજી.૧
ભક્તિ વિના સહુ સાધન શૂન્યજી, શ્રીભાગવતે ભાખ્યું શુક મુન્યજી;
ભક્તિરહિત અસુર તપ અત્યજી,ભવ ભય હેતુ ન લહેગત્યજી.૨

ઢાળ.

ગતિ થાય નહિ ભક્તિ વિના કોઇ કરો કોટિ પ્રયત્ન;
ભકિત સ્વલ્પ શ્રમ પરમ પદ જ્યમ કોડી સાટે રત્ન. ૩
પ્રાચીનબર્હિષ નૃપે અગણિત યજ્ઞ ચિતરી જકિત;
તે થકી ઉલટો ભય થયો હર્યો નારદ દેઈ હરિભકિત.૪

---

આસકિત છે તે જ દયાના પ્રીતમને પ્રાણાધિક પ્રિય છે. अस्त्वेवमङ्ग भगवान् भजतां मुकुन्दो मुक्तिं ददाति कर्हिचिन्न तु भक्तियोगम् ।

૧-૨. સકલ શિરોમણિ–સર્વમૂર્ધન્ય–સર્વોત્તમ. વ્યકિત–પ્રસિદ્ધિ–मद्भक्तियुक्तो भुवनं पुनाति એ શ્રીમદ્ ભાગવતમાં ભગવદ્વાક્ય છે. શુકજી પણ કહે છે કે:–न दानं न तपो नेज्या न शौचं न व्रतानि च । प्रीयतेऽमलया भक्त्या हरिरन्यद्विडम्बनम्। ભવભયહેતુ–સંસારના ભયનું કારણ. ગતિ ન લહે–ન પામે.

૩. સ્વલ્પ–થોડા જ શ્રમથી ઉત્તમોત્તમ પદ મળે છે. જેમ કોડીના બદલામાં રત્ન મળે તેમ.

૪. પ્રાચીનબર્હિષ રાજાએ અસંખ્ય યજ્ઞો કર્યા હતા, જેથી આખી જગતિ–પૃથ્વી અંકિત થઇ હતી. આટલા યજ્ઞો કર્યા, પરંતુ તે સાધનનું કાંઇ ફલ પ્રાપ્ત થયું નહિ, અને નફામાં ભય પ્રાપ્ત થયો, તે નારદજીએ ભગવદ્ભક્તિનું દાન કરીને હર્યો.

ગૌદાની નૃગનૃપં ભકિતવણ થાવું પડયું કકલાશ;
ભકિત સહિત નંદે કર્યાં ગૌદાન પૂર્ણાભિલાપ. ૫
વાસના ન ટળે ચોગથી જો હોય ભકિત વિયોગી;
બહુ દિન સમાધિ ઉતરે કઢી થઇ પૂછ્યું યોગી. ૬
શું થાય અગણિત સાધને વણ ભકિત સુંદર શ્યામ;
જો ભકિત છે તો કોઇ સાધનતણું છે નહિ કામ. ૭
અજપા જપો અનહદ સુણો પાંપળાં સઘળાં વ્યર્થ
જન દયાપ્રીતમ કૃષ્ણભકિત વિનાં ન સરે અર્થ. ૮

પદ ૫૬ મું.

વ્યર્થ ભણ્યા ભકિતવણ વેદજી,રાવણ દીધો રઘુપતિ ખેદજી;
ભકિત વિના વંઠયો વૈરાગજી, જો નવ ઉપન્યો હરિ અનુ-
રાગજી. ૧

---

૫. નૃગરાજા અનેક ગૌદાન કરતો હતો. એક વેલાએ તેણે દાનમાં આપેલી ગાય ભૂલથી ફરીને આપી, તેથી દ્વિજો પરસ્પર લડ્યા અને રાજાને કૃકલાસ-કાચીંડનો અવતાર ધરવો પડયો. ભક્તિસહિત ગોદાન શ્રીનંદરાયજીએ કર્યાં તો તેમની અભિલાષાઓ પૂર્ણ થઈ.

૬. ભક્તિરહિત હોય અને યોગ સાધતો હોય તો તેની વાસનાનો ક્ષય ન જ થાય. समाधिसिद्धिरीश्वरे प्रणिधानात्, प्रणिधानं भक्तिः। કઢી—આ વિષયની કથા પુરાણાંતરમાં છે, એમ રા. રા. જોશી નાથજીભાઈ રસિકવલ્લભના ઉપરના કવિએ સ્વહસ્તે લખેલા કહેવાતાં ટિપ્પણ ઉપરથી જણાવે છે.

૭—૮. ઘનશ્યામસુંદરની ભક્તિવિના સર્વ સાધનો વ્યર્થ જ છે. અજપા ન જપી શકાય એવા જપો કરો, અતિશય સાંભળો, ગમે તેમ કરો, એ બધા પાપળાં-વળખાં-ફાંફાં છે.

ભકિત મણિ ને દીપક જ્ઞાનજી, અભય સભયાદિ કર માનજી;
જેહને જેહની ઉપર સ્નેહજી, તેહને ગણિયે તેહનો દેહજી. ૨

ઢાળ.

વળી દેહ તેહનો તેહ જેહને હૃદે જેહવું રૂપ;
ઉર જેહને સ્ત્રીભકિત છે તે જાણવા તદ્રૂપ. ૩

---

૧–૨. ભક્તિવિના વેદપઠન પણ નિરર્થક જ છે. રાવણ વેદનો મહાન્ જ્ઞાતા હતો, પરંતુ આસુરભાવના કારણે ભક્તિરસાનુભવથી એનું હૃદય વેગળું હોવાથી એણે વેદાર્થરૂપ પરમ મર્યાદા પુરુષોત્તમ શ્રીરામચંદ્રજીને ત્રાસ આપવા પ્રયાસ કર્યો. चतुर्वेदी तु यो विप्रो वासुदेवं न विन्दति, वेदभारभराक्रान्तः स वै ब्राह्मणगर्दभः । यथा खरश्चन्दनभारवाही भारस्य वेत्ता न तु चन्दनस्य, तथाहि विप्रान् श्रुतिवेदपूर्णान् मन्त्रक्रियाहीनान् खरवद्वदन्ति । વગેરે પુરાણવાક્યો અત્ર પ્રમાણ છે, અને ભક્તિની જ ઉત્તમતાને અવબોધે છે. પ્રભુમાં ભકિત, સ્નેહ ન હોય તો વૈરાગ્ય પણ વંઠે છે. જ્ઞાન એ દીવો છે, સ્વરૂપ સમીરના સપાટાથી હોલાઇ જવાનો તેને ભય રહે છે, પણ ભક્તિ તો મણિરૂપ હોવાથી તેની કાંતિને કશી હાનિ નથી. જ્ઞાનમાં અનેક ભય છે, જ્યારે ભક્તિ નિર્ભય છે. જેને જેની ઉપર સ્નેહ હોય તે તેનો અંશ સમજવો. यो यदंशः स तं भजेत्, એ વાક્ય અને येऽप्यन्यदेवताभक्ताः, यान्ति मद्याजिनोऽपि माम् એ ભગવદ્વાક્યો આ જ અર્થનું દ્યોતન કરે છે.

૩–૪. वशीकुर्वन्ति मां भक्त्या सत्स्त्रियः सत्पतिं यथा એ ભગવદ્વાક્યાનુસાર ભક્તિરસાર્દ્ર હૃદય સ્ત્રી જેવું સ્નેહભરિત થાય છે, અને તે પ્રેમનું વહન અન્ય પ્રાકૃત પદાર્થ તરફ ન થતાં અપ્રાકૃત આનંદૈકરસમાધુરીયુકત કોટિકંદર્પલાવણ્ય પ્રભુ તરફ

નહિ મોહ સ્ત્રીને સ્ત્રીથકી છે માયાપણ સ્ત્રી દેહ;
ભક્તને ન દમે અજા તે સમજવું કારણ એહ. ૪
પુલ્લિંગ જ્ઞાન વૈરાગ્ય યોગાશ્રિત તત્સમ સોહે;
તે માટ્ય પીડા પ્રધાન દે છે નારી નરને મોહે. ૫

---

જ થાય છે. કવિવર કહે છે કે, સ્ત્રીને સ્ત્રીથી મોહ હોય જ નહિ. પ્રથમ કવિએ કહ્યું છે કે 'ભક્તિ સુંદરી માયા દાસીજી બન્ને પ્રકટ કરી કુંજવિલાસીજી.' ભક્તિ સુંદરી છે અને માયા દાસી છે, તેથી બન્ને સ્ત્રીઓ જ છે. માટે સ્ત્રીને સ્ત્રીથી મોહ પણ ન હોય અને ભક્તિ સુંદરી હોવાથી-પ્રભુની પણ પ્રેમપાત્ર હોવાથી' માયા જેવી ચાકરડીની દરકાર પણ કેમ કરે ? माया परेत्यभिमुखे च विलज्जमाना, मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति તે વગેરે વાક્યો-નું રહસ્ય પણ ઉપર્યુક્ત ભાવાર્થમા જ પર્યવસાન પામે છે. અજા-માયા.

૫. જ્ઞાન અને વૈરાગ્ય સ્વતઃ નપુંસકલિગ છે, તે બન્ને પણ યોગનો ( પુલ્લિંગનો ) આશ્રય કરે છે તેથી પુલ્લિંગ બની જાય છે, તત્સમ-યોગની માફક પુલિગ થાય છે, માટે મહાબ્યા મોહિકા પ્રધાન-માયા તે બન્નેને દુઃખ દે છે. કેમ કે સ્ત્રીથી નર મોહ પામે જ પામે. આ ટુકમાંના પ્રધાનશબ્દનો અર્થ એક 'વિદ્વાન્' ટીકાકાર (?) 'મુખ્ય અર્થાત્ ધણી' કહે છે, પરતુ પ્રધાનશબ્દનો તેવો અર્થ ચાલુ પ્રસંગમાં કેમ બધ બેસતો થઈ પડે છે, તે સમજાવવાની વિદ્વત્તા તેમણે દર્શાવવાનો શ્રમ લીધો નથી. 'પ્રધાન'ને સાખ્યમાં પ્રકૃતિ કહે છે, અને તેને જ કવિવર માયા કહે છે. અર્થાત્ 'પ્રધાન'નો અર્થ આ ઠેકાણે માયા કરવો જ યોગ્ય છે.

ભવતારણ નૌકા ભકિત દારૂ તુમ્બિ જ્ઞાનાદિક;
નાવે સકળ સહજે અભય ત્યાં સ્વયમપિ શ્રમ સહબીહિક.૬
જ્ઞાનાદિ તજી તન ઇન્દ્રિયો કહી તરે એકલા આપ;
દુઃખ દેઇને દૂર કરે તેને ઇન્દ્રિયો દે શાપ. ૭
યોગિનું પણ મન માત્ર શુચિ જો હોય દયાપ્રભુ ધ્યાન;
નખ શિખ લગી દુર્ગંધ તનુ હરિ સેવાવણ શબ માન. ૮

પદ ૫૭ મું

રે સંગી સહુ હરિભગતજી;જેકોઆશ્રિત હોય જનજગતજી
દેહરસિક જેજીવને વળગાજી,હરિરસ વેળા ન કરે અળગાજી.૧

---

૬.-ભકિત સંસારાંબુધિ તરવામાં નોકા સમાન છે. જ્ઞાન, કર્મ, યોગ વગેરે સાધનો કાષ્ઠ, ને તુંબડાં જેવાં છે. નાવથી તો સહજ નિર્ભય રીતે સહીસલામત ધારેલે ઠેકાણે પહોંચાય છે, પરંતુ લાકડાં અને તુમડાથી તરવામાં મહેનત અને ડુબવાનો ભય રહેલો છે.

૭. સંગ ત્રિવિધ છે. દષ્ટાંત-કાષ્ઠ પોતે પણ તરે અને બીજાને પણ તારે. પાંદડાં માત્ર પોતે જ તરે, અન્યને તારવાનું સામર્થ્ય તેમાં નથી. પત્થર પોતે પણ ડુબે અને બીજાને પણ ડુબાડે. ભકિત ઉત્તમ કોટિમાં છે, તેથી સ્વયં તરે અને સ્વાશ્રિતને પણ તારે. જ્ઞાન કર્માદિક નીચેની બે કક્ષામાં છે. શરીર અને ઇંદ્રિયોને ત્યજીને જ્ઞાનાદિની સહાયતાથી પોતે એકલો તરવા ધારે તો તેને ઇંદ્રિયો શાપ આપે છે.

૮. યોગીનું પણ મન માત્ર જ શુદ્ધ થાય છે, જો તે દયાના પ્રભુનું ધ્યાન ધરતો હોય તો જ. બાકી તેનું શરીર તો નખથી શિખાપર્યંત અસ્થિ, ચર્મ વગેરે અનેક દુર્ગંધયુક્ત પદાર્થોથી ભરેલું હોય છે, વધારે તો શું પણ પ્રભુ સેવા વિના તે મડદાં જેવું જ છે.

સહુ સહ ભક્તે ભજનાનંદજી, આશિશ દે તનને ગોવૃંદજી;
ત્યાં પણ સેવા અવર નતૃષ્ણજી,પરલોકે પણ ભજવા કૃષ્ણજી.૨

ઢાળ.

શ્રીકૃષ્ણની સેવા કરે કર ચરણ દર્શન થાય;
નેત્ર તો નટવર છબિ નિહાળે શ્રવણ કૃષ્ણકથાય. ૩
વર્ણન કરે વાણી હરિ ગુણ પદ કમળ મન ધ્યાન;
ઘ્રાણને પુષ્પ પ્રસાદિ તુલસી ચરણોદક મુખપાન. ૪
શિર નમે હરિ ગુરુ સંત દંડવત્, સર્વાંગે પ્રણામ;
સહુ સમરપી દાસ થઇ માગે ભક્તિ સુંદર શ્યામ. ૫
ભક્તિનું ફળ ભગવંત નિજ જ્ઞાનાદિનું ફળમોક્ષ;
રસિક ને રૂપ રસાળ પ્રિય નિર્વાણ ન રુચે રૂક્ષ. ૬

---

૧-૨. ભગવદ્દભક્ત પોતાના સંગીને તો અવશ્ય તારે છે જ. રસિક ભગવદીયો ભગવદ્રસપાન કરતી વેલાએ જીવને વળગેલા દેહાદિ અળગા નથીજ કરતા. સર્વદેહપ્રાણેન્દ્રિયાદિ સાથેજ ભજનાનંદનો અનુભવ કરે છે, તેથી જ ગો-ઇદ્રિયો, તેનો વૃન્દ-સમૂહ તેને આશિષ આપે છે. કવિ કહે છે કે આપણને તો સેવાસિવાય અવર તૃષ્ણા જ નથી. આ લોકમાં તો શું પણ પર લોકમાં પણ કૃષ્ણભજન વિના ઇતર કાંઇપણ ન જોઇએ.

૩-૪-૫-૬. હાથ શ્રીકૃષ્ણસેવા કરે. ચરણ શ્રીકૃષ્ણનાં દર્શન માટે દોડે. નેત્ર તો જગત્ માત્રને નચાવનાર અને પોતે પણ મનુષ્યનાટ્ય કરનાર સાક્ષાત્ નટવરની મનોહર છબીને જ નિહાળે. કર્ણ કૃષ્ણકથાશ્રવણમાં તત્પર બને. વાણી હરિ ગુણ ગાનમાં મસ્ત થાય. મન કૃષ્ણચરણારવિંદનું ધ્યાન ધરે. નાસિકા પ્રસાદી પુષ્પ તુલસીની અલૌકિક સુગંધ લઇને જ કૃતાર્થ થાય. જીહ્વા પ્રભુના ચરણોદકનો સ્વાદ લે. મસ્તક ભગવાન્, ગુરુ અને ભગવદીયને

એ ભક્તિના બે પુત્ર છે જ્ઞાન વૈરાગ્ય કહાવે;
જ્યાં ગાય ઘરમાં આવી સહેજે વત્સ ચાલ્યાં આવે. ૭
કર્તવ્ય કશું તેહને નથી મળી પ્રેમભક્તિ અનૂપ;
જન દયાપ્રીતમ કૃષ્ણમનમોહિની રાધારૂપ. ૮

---

જ નમે. સર્વ અંગો પ્રભુને દંડવત્ પ્રણામ કરવામાં વિનિયુક્ત થાય. આ પ્રમાણે સર્વ સમર્પી દાસ થઇને ભગવાન્‌ની ભક્તિ માગે તો જ મળે. ભક્તિનું ફલ તો સાક્ષાત્ ભગવાન્ જ છે, અને ભગવાન્‌ના જ્ઞાનનું ફલ મોક્ષ છે, જે ભક્તિ પાસે તુચ્છ છે એમ પહેલાં કવિશ્રીએ પ્રતિપાદન કર્યું છે. રસિક ભગવદીયને રસાનન્દઘન પ્રભુનું સ્વરૂપમાધુર્ય જ પ્રિય છે, લુખ્ખું મોક્ષાત્મક સુખ નથી ભાવતું. સર્વ ઇંદ્રિયોનો વિનિયોગ ભગવત્સેવાપરત્વે અંબરીષ રાજાએ કરેલો છે, એમ શ્રીભાગવતમાં વર્ણન છે. કવિશ્રી એ જ વાક્યોનું રહસ્ય અત્ર ઉતારે છે. જેમકે— स वै मनः कृष्णपदारविन्दयोर्वचांसि वैकुण्ठगुणानुवर्णने करौ हरेर्मन्दिरमार्जनादिषु श्रुतिं चकाराच्युतसत्कथोदये, मुकुन्दलिङ्गालयदर्शने दृशौ तद्भृत्यगात्रस्पर्शेऽङ्गसङ्गमम्, घ्राणं च तत्पादसरोजसौरभे श्रीमत्तुलस्या रसनां तदर्पिते, पादौ हरेः क्षेत्रपदानुसर्पणे शिरो हृषीकेशपदाभिवन्दने, कामं च दास्ये न तु कामकाम्यया यथोत्तमश्लोकजनाश्रया रतिः। नवमस्कंधचतुर्थेऽध्याये.

૭. ભક્તિના જ્ઞાન અને વૈરાગ્ય એ બે પુત્રો છે. જ્યાં ભક્તિરૂપ ગાય ઘરમાં આવી કે ત્યાં તુરત જ્ઞાન અને વૈરાગ્યરૂપ વાછડાં વગર તેડાવે આવે જ આવે. શ્રીમદ્ભાગવતમાહાત્મ્યમાં ભક્તિનું વચન છે કે—अहं भक्तिरिति ख्याता इमौ मे तनयौ मतौ, ज्ञानवैराग्यनामानौ कालयोगेन जर्जरौ.

૮. જેને અનુપમ પ્રેમલક્ષણા ભક્તિ પ્રાપ્ત થઈ છે, તેને

પદ ૫૮ મું.

શિષ્યબોલીયોસુણીશુચિવાણીજીગુરુભક્તિસહુથીવખાણીજી;
તે ભક્તિનું કહો મુને રૂપજી, અંગઅધિકારી ભૂષણુ અનૂપજી,૧
શ્રીગુરુ બોલ્યા સાંભળ તાતજી, કહું વિસ્તારી પૂછી વાતજી;
પ્રેમસહિતછેદશધાભક્તિજી, વ્યસનપછીપહેલીઆંસક્તિજી.૨

---

કાંઈ બીજું કર્તવ્ય બાકી રહેતું નથી. ભક્તિ દયાના પ્રીતમ કૃષ્ણનાં મનને પણ મોહ કરનારી મુખ્ય સ્વામિની શ્રીરાધાસ્વરૂપ છે.

૧. ગુરુજીની શુચિ–નિ:સંદિગ્ધ શુદ્ધ વાણી સાંભલીને શિષ્ય બોલ્યો, કે હે ગુરો! આપે જ્ઞાન, કર્મ, ઉપાસના વગેરેથી પણ ભક્તિને ઘણી જ વખાણી, તો તે ભક્તિનું સ્વરૂપ મને કહો. વળી ભક્તિનાં અંગો, તેમ જ અધિકારી અને તેનું અનુપમ અલંકરણ શું છે તે પણ વર્ણવો.

૨. શ્રીગુરુજી શિષ્યનાં પ્રશ્નનું ઉત્તર આપતાં કહેવા લાગ્યા કે હે તાત! તેં જે વાત પૂછી તેનું ઉત્તર હું વિસ્તારથી આપું છું. ભક્તિ સામાન્યત: નવ પ્રકારની છે, પણ પ્રેમલક્ષણા સાથે દશ પ્રકારની છે. પ્રેમ પછી આસક્તિ થાય છે, અને આસક્તિ પછી વ્યસન પ્રાપ્ત થાય છે. વ્યસન પહેલાં આસક્તિ. પ્રેમ પછી વ્યસનાવસ્થા છે. પ્રથમ નવધા ભક્તિ, પણ દશમી પ્રેમલક્ષણા પ્રાપ્ત થયા પછી આસક્તિ અને [1]વ્યસનાવસ્થા પ્રાપ્ત થાય છે. આવા વિશુદ્ધ અર્થને તર્કપંકાકીર્ણ કરીને 'રસિકવલ્લભના વિદ્વાન્ ટીકાકારે' અને તેને અવલંબીને ચાલતા સ્વ. સા. ગોવર્ધનરામે એક નવો જ સિદ્ધાંત ઉપજાવ્યો છે. 'વિદ્વાન્ ટીકાકાર' લખે છે કે 'ભાગવતાદિ

---

૧. विशेषेणास्यन्ते देहादिधर्मा यत्रेति व्यसनम् । આ વ્યુત્પત્તિથી એમ સિદ્ધ થાય છે કે દેહાદિ ધર્મ પ્રભુમાં જ લાગે ત્યારે વ્યસનાવસ્થા થઈ કહેવાય.

ઢાળ.

**આસક્તિ રાખી શ્રવણ કર છે શ્રવણ પહેલી ભક્તિ;**
**કીર્તન સ્મરણ પછી પાદસેવન અર્ચન વંદન વ્યક્તિ. ૩**
**દાસત્વ ભક્તિ સખ્યતા આત્મનિવેદન નામ,**
**તે ઉપર દશમી પ્રેમભક્તિ અતિપ્રિય ઘનશ્યામ. ૪**
**પરીક્ષિત શુક પ્રહ્લાદ શ્રીપૃથુ અક્રૂરને હનૂમાન;**
**અર્જુન વળી શ્રીગોપીજન અનુક્રમે ભક્તિદાન. ૫**

---

ગ્રંથોમાં "श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पादसेवनं. अर्चनं वन्दनं दास्य सख्यमात्मनिवेदनं" એવી નવપ્રકારની ભક્તિ કહેલી છે છતાં દશમા પ્રેમભક્તિની શી જરૂર છે? તો તેના સમાધાન માટે કહે છે કે વ્યસન ઇત્યાદિ. પહેલી આસક્તિ (પ્રીતિ-પ્રેમ) થાય પછી તેનું વ્યસન થાય." 'વિદ્વાન્ ટીકાકાર' પ્રશ્નનું ઉદ્ઘાટન કરીને સમાધાન કરવા મથે છે, પણ તે સમાધાન અને પ્રશ્ન અત્ર પૂર્વોક્ત રીત્યા ગ્રંથલાપન કરતાં અસ્થાનેજ થઈ પડે છે. વળી આસક્તિનો જ અર્થ પ્રેમ અથવા પ્રીતિ થતો હોત તો કવિશ્રી પ્રેમ અને આસક્તિ એમ બે ભિન્ન અવસ્થા કલ્પત જ શામાટે? અત્ર થોડી પણ મતિનો વ્યય કરવામાં આવ્યો હોત તો કવિના હાર્દનું વિપરીત ભાન ન જ થાત.

૩-૪. શ્રીમદ્ભાગવતના સપ્તમ સ્કંધમાં નિર્દિષ્ટ નવધાભક્તિની પરિગણના શુરુ કરે છે. કહે છે કે, હું જે કહું તે આસક્તિ રાખીને-એકાગ્રચિત્તે સાવધાન થઇને સાંભળ-૧. શ્રવણ, ૨. કીર્તન, ૩. સ્મરણ, ૪. પાદસેવન, ૫. અર્ચન, ૬. વંદન, ૭. દાસ્ય, ૮. સખ્ય, ૯. આત્મનિવેદન. છેલ્લી દશમી પ્રેમલક્ષણાભક્તિ શ્યામસુંદર શ્રીકૃષ્ણને અત્યંત પ્રિય છે.

૫. દશ પ્રકારની ભક્તિ પરીક્ષિદાદિ દશવિધ ભક્તોને પ્રાપ્ત

**તે ઉપર આવે આસક્તિ પછી વ્યસનાવસ્થા થાય;**
**તે ઉપર તન્મયતા ખરી વળતી ન કાંઇ કહેવાય. ૬**

થઈ છે, તેનો કવિ નામનિર્દેશ કરે છે. પરીક્ષિતે શ્રવણ ભક્તિ સિદ્ધ કરી છે. શુકજીએ કીર્તન કર્યું છે. પ્રહ્લાદજીએ સ્મરણ સંપાદન કર્યું છે. શ્રીલક્ષ્મીજીએ પાદસેવનમાં પ્રવીણતા પ્રાપ્ત કરી છે. પૃથુ અર્ચનભક્તિમાં અગ્રેસર ગણાયો છે. અક્રૂર વંદનમાં વિશિષ્ટ કહેવાયો છે. હનૂમાનજી દાસ્યમાં દૃષ્ટાંતરૂપ છે. અર્જુને સખ્ય સિદ્ધ કર્યું છે. બલિરાજાએ આત્મનિવેદન કરીને અહંતા મમતાનો સર્વાંશે ત્યાગ કર્યો છે. શ્રીગોપીજનો પ્રેમલક્ષણા ભક્તિથીજ પરિચિત થયાં છે. આ ભક્તિ—નવવિધ ભક્તિના સંગ્રહનો શ્લોક નીચે પ્રમાણે છે:—

श्रीविष्णोः श्रवणे परीक्षिदभवद् वैयासकि: कीर्तने,
प्रह्लादः स्मरणे तदंघ्रिभजने लक्ष्मीः पृथुः पूजने ।
अक्रूरस्त्वभिवन्दने कपिपतिर्दास्येऽथ सख्येऽर्जुनः
सर्वस्वात्मनिवेदने बलिरभूद् कृष्णाप्तिरेषां परम् ।

૬. નવધાભક્તિ પછી પ્રેમ, આસક્તિ અને વ્યસન એ ત્રણ અવસ્થા થાય છે. વ્યસનાવસ્થા પછી તન્મયતા પ્રાપ્ત થાય છે, પછી કાંઈ અવશિષ્ટ રહેતું નથી. આવા જ ભાવાર્થનું ઉદ્ઘાટન ભગવદ્વદનવૈશ્વાનર શ્રીમદ્વલ્લભાચાર્યજીએ સ્વકૃત भक्तिवर्धिनी ગ્રંથમાં કર્યું છે. તેઓશ્રી ઉપદેશે છે કે—व्यावृत्तोऽपि हरौ चित्तं श्रवणादौ यतेत् सदा, ततः प्रेम तथासक्तिर्व्यसनं च यदा भवेत्, बीजं तदुच्यते शास्त्रे दृढं यन्नापि नश्यति, स्नेहाद्रागविनाशः स्यादासक्त्या स्याद् गृहारुचिः, गृहस्थानां बाधकत्वमनात्मत्वं च भासते। यदा स्याद्व्यसनं कृष्णे कृतार्थः स्यात्तदैव हि ।

પ્રેમની અવસ્થા ચાર છે આસક્તિ ત્રણ વિવેક;
છે વ્યસનની બે અવસ્થા પછી તન્મયતાની એક. ૭
એ દશ અવસ્થા થઇ તેનાં પ્રકટ ભાખું નામ;
જન દયાપ્રીતમ કૃષ્ણહેતુ ભોગવી છે વ્રજવામ ૮

---

૭-૮. પ્રેમ, આસક્તિ, વ્યસન અને તન્મયતા એ મુખ્ય ચાર અવસ્થાની કેટલીક અવાંતર અવસ્થાઓ પણ છે. તેની સંખ્યા કવિ ગણાવે છે. પ્રેમની ૪ અવસ્થા, આસક્તિની ૩, વ્યસનની ૨, અને તન્મયતાની એક. આ દશે અવસ્થાઓનો અનુભવ શ્રીકૃષ્ણ માટે વ્રજવામાઓએ–શ્રીગોપીજનોએ જ કર્યો છે. અક્ષરદેહમાં આલેખાયું છે કે, ' દયારામને જેમ વર્ગીકરણની શુદ્ધતાઉપર દૃષ્ટિ નથી તેમ જ ક્રમશુદ્ધિ ઉપર પણ દૃષ્ટિ નથી. એકવાર આસક્તિ, વ્યસન, અને તન્મયતા એવો ક્રમ ( र. व. पद ५७, ६ ) દર્શાવી તરતજ એ ત્રણના પ્હેલાં પ્રેમાવસ્થા મૂકે છે. ' આ ટીકા કવિશ્રીના કાવ્યનું હાર્દ નિર્ધારવાની શકિતના અભાવથી જ ઉદ્ભવી છે, એ અભ્યાસીઓને જણાવવું પડે તેમ નથી. શ્રવણાદિ નવ ભકિત પછી પ્રભુ કૃપાથી જ પ્રેમ, આસકિત, વ્યસન અને તન્મયતા પ્રાપ્ત થાય છે આ સ્વચ્છ ભાવ નજર આગળ તરી આવે છે, છતાં ટીકાકારની દયારામભાઈનાં કાવ્યોનો આત્મા સમજવાની ' દૃષ્ટિ ' સદાને માટે બંધ પડેલી હોય તો તે પ્રભુ જાણે! ' વિદ્વાન્ ટીકાકાર ' ને પગે ચાલતાં સાક્ષર ટીકાકાર પણ યોગ્ય વિચારને વિસારી મુકીને કવિ ઉપર દોષારોપણ કરવા તૈયાર થયા છે. આવી સહેલી બાબત પણ ' ગુજર સાહિત્ય ના ગણાતા 'ચંદ્ર' ન સમજી શકયા તે આશ્ચર્યકારક છે. કવિશ્રી આ વિષયને વધારે સરલ અને સ્પષ્ટ રીતે સૂક્ષ્મમા ભકિતપોષણમા દર્શાવે છે–

શ્રવણ, કીર્તન શ્રીકૃષ્ણનું, સ્મરણ સેવન અર્ચન;

પદ ૫૯ મુ.

દૃગરુચિ સ્મૃતિ અભિલાષોદ્વેગજી, પ્રેમાવસ્થા એ ચો નેગજી;
આસક્તિ વ્યાધિ પ્રલાપજી, ઉન્માદસહ ત્રીજી આલાપજી. ૧
વ્યસનાવસ્થા જડતા એકજી, અપર મૂરછનારહિત વિવેકજી
તન્મયતાની અવસ્થા એહજી, મૃત્યુસદૃસ પણ છૂટે ન દેહજી. ૨

---

વંદન, દાસત્વ, સખ્યતા, વળી આત્મનિવેદન,
આત્મનિવેદન નવધા કહીએ. પ્રેમલક્ષણા દશમી લહીએ;
એ ભક્તિ સહુ સાધન તાજ, જે પામે વન થાય વ્રજરાજ.
શ્રવણ પરીક્ષિત શુક કરી, કીર્તન સ્મરણ પ્રહ્લાદ;
શ્રી સેવન પૂજન પૃથુ, વંદન અક્રૂર આહ્લાદ;
આહ્લાદ માન્યો કપીશ કિંકરતા, સખ્યતાભક્તિ સુભદ્રાભર્તા;
આત્મનિવેદન બલિયે કીધી, ગોપીજને પ્રેમલક્ષણા લીધી.

× × × ×

પ્રેમ, આસક્તિ, વ્યસન એ, ત્રણે રૂપ સ્નેહનાં લહીએ;
તે ઉપર ચોથી તન્મયતા, તે થકી કાંઇએ ન કહીએ;
કહીએ પ્રેમનું લક્ષણ એહ, જ્યારે મળે ત્યારે તેનો તે સ્નેહ;
વિયોગ થાય ત્યારે તપે તન, ત્યાંનું ત્યાં વળગી રહે મન.
એકવાર પણ આખા દિવસમાં, મળ્યા વિના ન રહેવાય;
ને ન મળે તો વિકલ થાય, આસક્તિ એ કહેવાય;
કહેવાય વ્યસન આવું જ્યારે જ્યાં એ, સામાસામી રૂપ આવી ધાય;
તન્મયતા તે મૃત્યુસમાન, એ ચારે આવે આપે હરિદાન.

જે દષ્ટાંતો આપીને દયારામભાઈની વર્ગીકરણના શુદ્ધતા ઉપર સદ્ગતે શંકા કરી છે, તેમાં લેશ પણ સંશયનું સ્થાન નથી, એ તટસ્થને ખાતરી કરાવવાને આથી વિશેષ શું દર્શાવાય ?

૧-૨. દગ્રુચિ-દર્શન કરવાની ઇચ્છા, સ્મૃતિ-વારંવાર સ્મરણ, અભિલાષા-મિલનની તીવ્ર ઉત્કંઠા, જ્યારે તે પાર ન પડે

ત્યારે ઉદ્વેગ થાય, 'ક્યારે મળશે' એવી ચિન્તા, વિરહનું પ્રથમ રૂપક ઉદ્ભવે, આ ચાર પ્રેમની અવસ્થાઓ છે. નેગ–નિશ્ચિત છે. આસક્તિની ત્રણ અવસ્થાઓ છે. ૧ વ્યાધિ, ૨ પ્રલાપ, ૩ ઉન્માદ. આલાપ એટલે કહે. વ્યસનની અવસ્થાઓ બે છે. તેમાં એક તે જડતા, અને બીજી વિવેકશૂન્ય મૂર્છા. તન્મયતાનું ચિહ્ન એજ કે મરણાવસ્થામાં જ તે રહે, પરંતુ દેહ છૂટે નહિં. શાંડિલ્યમહર્ષિ ભક્તિની અવસ્થાઓમાં મુખ્ય દશ અવસ્થાઓ આ પ્રમાણે ગણાવે છે. ૧ સન્માન, ૨ બહુમાન, ૩ પ્રીતિ, ૪ વિરહ, ૫ ઇતરવિચિકિત્સા, ૬ મહિમખ્યાતિ, ૭ તદર્થપ્રાણધારણ, ૮ તદીયતા, ૯ સર્વતદ્ભાવ, ૧૦ પ્રાતિકૂલ્ય. આ ઠેકાણે એટલું જ લક્ષ્યમાં રાખવાનું છે કે, આ અવસ્થાઓ ભક્તિની છે, ઉત્તમોત્તમ, ભગવદનુગ્રહમાત્રલભ્ય, શુદ્ધ પ્રેમલક્ષણા ભક્તિની છે. એના અધિકારી પણ માત્ર વ્રજભક્ત–શ્રીગોપીજન જ છે, અન્ય નથી. તેઓ સર્વ નિષ્કામ હતાં, એમનો નિરુપધિ–નિઃસ્વાર્થ પ્રેમ, અને તેની અવસ્થાઓનું વર્ણન અત્ર કવિવર આપે છે. આ અવસ્થાઓ સાહિત્ય દર્પણમાં વર્ણવેલી 'કામાવસ્થા' ઓ જેવી જ ભાસે છે, પરંતુ તેમાં અને આમાં ઘણો જ ભેદ છે. બન્નેને કશો સંબંધ નથી. તે (સાહિત્યમાં બતાવેલી) અવસ્થાઓ ત્યાજ્ય છે, જ્યારે આ અવસ્થાઓ તો કોઇ વિરલ જ અનુભવવા ભાગ્યવાન્ બને છે. આ સમજના અભાવે જ 'વિદ્વાન્ ટીકાકારો' એ પણ ગોથાં જ ખાધેલાં જણાય છે. દયારામભાઈને વર્ગીકરણ ઉપર દૃષ્ટિ નથી, તેના બદલામાં આપેલું ઉદાહરણ અને તેમાં ઉત્પન્ન થયલી ભ્રાન્તિ સ્પષ્ટ થઇ. હવે સદ્ગત લખે છે કે દૃગ્રુચિ કોને કહેવી તેનું સ્પષ્ટીકરણ દયારામમાં નથી. 'અને બીજી રીતે ક્રમ ફેરવે છે' અર્થાત્ દયારામભાઇને નથી કાંઈ ક્રમનું ભાન અને પોતે જે કાંઇ લખે છે તેનું સ્પષ્ટીકરણ કરવાનું નથી જ્ઞાન! આવો ગંભીર

આરોપ મુકતાં પહેલાં સાક્ષરે કાંઇક વિચાર કરવો જોઇતો હતો. આ ક્રમ કવિ આ જ ગ્રંથમાં મુકે છે, એમ નથી; પરંતુ ભક્તિ પોષણમાં તે જ ક્રમ સ્વીકારે છે—

'પ્રેમલક્ષણા વળી દગ્રુચિ, સ્મૃતિ, અભિલાષા, ઉદ્વેગ ચાર;
વ્યાધિ, પ્રલાપ, ને ઉન્માદ, ત્રણે આસક્તિના પ્રકાર;
પ્રકાર વ્યસન તણા બે કહીએ, જડતાને વળી મૂર્ચ્છા લહીએ;
તન્મયતાનુ લક્ષણ એક, મૃત્યુસદશ પણ મરણ ન છેક."

શ્રીમદ્ભાગવતના દશમસ્કંધનાં ફલપ્રકરણમાંથી આ અવસ્થાઓ તારવેલી છે. ક્રમ ઘણો જ સુઘટિત છે. પ્રાકૃત–લૌકિક નાયકનાયિકાના સંબંધનાં જણાવેલો ક્રમ અત્ર નિર્ણાયક ન જ હોઇ શકે. તેથી કવિવર પ્રથમ દગ્રુચિ મૂકે છે. દગ્રુચિ એટલે વારંવાર દર્શન કરવાની ઇચ્છા. પહેલાં કહ્યું તેમ આ અવસ્થાઓ શ્રીગોપીજનોએ જ અનુભવી છે, એટલે મર્હુમ સાક્ષરના નીચેના તર્કને અવકાશ નથી મલતો. સદ્ગત લખે છે કે, "મનને અગોચર પ્રભુના સંબંધમાં સામાન્ય ભક્તમાં પ્રથમ તડાકે જ આવો ચક્ષુરાગ થવો અશક્ય છે અને તે પ્રેમદશાનુ પ્રથમ નહિ પણ છેલ્લું પગ થીયું હોય તો જ તેમાં કાંઈ સંભવ અને ઉચિતતા આવે" આ તર્ક ઉત્પન્ન થવાનું કારણ એ જ છે કે, કવિશ્રીએ વર્ણવેલા ભક્તિના પ્રકારો અને તેનું શુદ્ધ, સરલ વર્ગીકરણ સદ્ગત થોડું પણ સમજી શક્યા નથી. વ્રજાંગનાઓને સાક્ષાત્ પ્રભુનાં દર્શન થયાં હતાં, ત્યાર-પછી જ દગ્રુચિ, જેને સાક્ષર ચક્ષુરાગ કહીને તેને પ્રેમની છેલ્લી દશામાં મુકવાનું કવિશ્રીના દષ્ટિબિંદુથી વિરુદ્ધ સાહસ કરે છે, તે પહેલાં ઉદ્ભવી છે. કવિનું સ્પષ્ટ કથન પણ સમજ્યા વિના સ્વ-ભ્રાન્તિનો કવિ ઉપર આરોપ કરવો, એને કોણ યુક્ત કહેશે? વળી સદ્ગત સાક્ષર નવધા ભક્તિનું પૃથક્કરણ કરવામાં પણ

તવો જ છણરકો વાળે છે. [1]નવધા ભક્તિ પ્રેમલક્ષણામાં સાધનભૂત છે. ગોપીજનોને નવધા ભક્તિની જરૂર જ ન હતી, કેમકે તેમને તો પ્રભુના જ અનુગ્રહબલથી પ્રેમલક્ષણારૂપ ઉત્તમ ભક્તિ પ્રાપ્ત થઈ હતી. સાધારણ ભકતોને તો નવધા ભક્તિ સિદ્ધ થયા પછી જ ભગવદનુગ્રહથી જ પ્રેમલક્ષણા સિદ્ધ થાય છે. આ સ્પષ્ટ ક્રમને સમજ્યા વિના સાક્ષર એવો તો ઘોટાળો ઉભો કરે છે કે, કવિનું હાર્દ સમજવામાં જાણે સાક્ષર વળખાં મારતા જ રહ્યા હોય, તેમ અનુભવાય છે સાક્ષર કવિના કાવ્યોનાં કેટલાક ભગ્ના અક્ષરોથી એવી કલ્પના કરે છે કે, 'શ્રવણ, કીર્તન અને સ્મરણ એ ત્રણમાં જેવી આસક્તિ બલરૂપ છે અને પાદસેવન અને અર્ચનમાં વ્યસન બલરૂપ છે તે જ ન્યાયે તે પછીના ચાર ભક્તિપ્રકારમાં એટલે વંદન, દાસત્વ, સખ્ય અને આત્મનિવેદનમાં પ્રેમ બલરૂપ છે.' આ કપોલકલ્પનામાટે આધારો પણ કપોલકલ્પિત જ છે! રસિકવલ્લભ-

---

૧. શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન, વંદન દાસ્ય, સખ્ય અને આત્મનિવેદન એમ ભક્તિના નવ પ્રકારો છે. આ નવ પ્રકારની ભક્તિમાંથી કોઈએક પ્રકારની ભક્તિ અથવા નવે પ્રકારની ભક્તિ સારી પેઠે સિદ્ધ થાય તો તે પ્રેમલક્ષણાને સિદ્ધ કરવામાં સાધન બની શકે છે. નવ ભક્તિમાંની પહેલી ત્રણ સેવ્યસ્વરૂપ વિના પણ જીવ સિદ્ધ કરી શકે છે. પાદસેવન સેવ્યસ્વરૂપ હોય તોપણ થાય અને ન હોય તોપણ થાય, કેમકે ભગવાનના મંદિરે દર્શનાર્થે જવામાં પાદનો ઉપયોગ થતો હોવાથી તે પણ પાદસેવન ભક્તિ ગણી શકાય. અર્ચન, વંદન અને દાસ્ય સેવ્ય સ્વરૂપની અપેક્ષા રાખે છે. આ સાત પ્રકારની ભક્તિ સેવ્ય સ્વરૂપમાં ચૈતન્યનો પ્રાદુર્ભાવ ન અનુભવાયો હોય તોપણ સિદ્ધ થાય છે. પરંતુ સખ્ય અને આત્મનિવેદન તો સેવ્ય ભગવત્સ્વરૂપમાં પ્રભુનાં પ્રાકટ્યનો સાક્ષાત્ અનુભવ થયા પછી જ થાય છે. સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો અર્જુન અને બલિરાજ પેઠે પ્રભુ સાક્ષાત્ આજ્ઞા કરે ત્યારે જ થાય. આ નવ પ્રકારની ભક્તિ પછી પ્રભુના અનુગ્રહથી પ્રેમ, આસક્તિ, તન્મયતા પ્રાપ્ત થાય છે.

ના અભ્યાસીઓ જાણી શકે એમ છે કે, દરેક પદમાં પ્હેલાંની બે ટૂકો પછી ઢાળ આવે છે, અને છેલ્લી (બીજી) ટૂકમાંના છેલ્લા શબ્દો ઢાળના પ્હેલા કવિ મૂકે છે. જેમ કે ૫૯ પદમાં–'છૂટે ન દેહજી' એ છેલ્લી કડીમા છેટલો દેહ શબ્દ છે, તે જ શબ્દ ઢાળના આરંભમા કવિ મૂકે છે, જેમ કે—' દેહ છૂટે નહિ એ....' એ પ્રમાણે ૫૮ પદમા છેલ્લો શબ્દ આસક્તિ હોવાથી 'આસક્તિ રાખી શ્રવણ કર' એમ ઢાળનો આરભ થાય છે. સાક્ષર આ ટૂકનો આધાર બતાવીને અને આસક્તિ શબ્દ મોટા ટાઇપમા મૂકીને એમ બતાવવા મથે છે કે શ્રવણ, કીર્તન અને સ્મરણ આસક્તિથી થાય છે! આ ઠેકાણે આસક્તિ શબ્દ શામાટે મુકાયો છે અને તેનો શો અર્થ છે, એ વાચકોના ધ્યાનમા આવી જ ગયો હશે. એ સ્થલે આસક્તિ શબ્દ પ્રેમ પછીની એક અવસ્થાને નથી જણાવતો, પરંતુ શિષ્યને ગુરુ કહે છે કે હું જે તને કહું તે આસક્તિ રાખીને સાભળ,–એકાગ્ર થઇને શ્રવણ કર. સાક્ષરની કલ્પના આસક્તિ શબ્દ ઉપર મદાર બાધીને એટલે સુધી આગળ વધે છે કે કવિશ્રીના પ્રેમ, આસક્તિ, વ્યસન એ ક્રમનો પણ લોપ થઈ ગયો અને પહેલા આસક્તિ આવી ગઈ, પછી વ્યસન અને છેટલો પ્રેમ! 'તે ઉપર આવે આસક્તિ પછી વ્યસનાવસ્થા થાય ' એ શબ્દો પકડીને આગળ પાછળના અર્થને તિલાંજલિ આપીને સાક્ષર પોતાના મનોવિલાસ ને મજબૂત કરવા મથે છે. સાક્ષરને ખ્યાલ નથી રહ્યો કે, 'તે ઉપર દશમી પ્રેમભક્તિ' અને તે પછી કવિવર કહે છે કે 'તે ઉપર આવે આસક્તિ! પ્રેમ પછી આસક્તિ જ છે એમ કવિ વર્ણવે છે. વળી પોતાના માનસતર્કમાં એમ પણ આધાર મૂકે છે કે, 'પ્રેમની અવસ્થા ચાર છે.' આ કડી લખીને એમ સિદ્ધ કરવા ધારે છે કે પ્રેમની ચાર અવસ્થા તે વંદન, દાસત્વ, સખ્ય, આત્મનિવેદન છે. આસક્તિની શ્રવણ, કીર્તન અને સ્મરણ એ ત્રણ અવસ્થા છે.

વ્યસનની અર્ચન અને પાદસેવન એમ બે અવસ્થાઓ છે. એમ નવે ભક્તિનો 'સરવાળો' સાક્ષરે કરી નાખ્યો છે. પણ તે કડીની નીચે કવિશ્રી લખે છે કે 'તન્મયતાની એક,' તે અવસ્થા. કઈ તે મહુમ સાક્ષર જણાવતા જ નથી! આ વિષયમાં સાક્ષર એટલા તો ભ્રમમાં પડયા છે કે તેમને કાંઇ સુઝયું જ નથી. કવિશ્રીની 'પ્રેમની અવસ્થા ચાર છે' એ ટ્રક પ્રેમ વગેરેની કેટલી અવસ્થા છે, તેની સંખ્યા માત્ર બતાવે છે. પ્રેમાદિની ચાર અવસ્થાઓનાં નામ તો કવિ 'દગ્રુચિ' વગેરે ગણાવે છે તે જ છે. એથી કવિશ્રી ઉપરની ટ્રક પછી તુરત જ લખે છે કે 'એ દશ અવસ્થા થઇ તેનાં પ્રકટ ભાખું નામ' તે પ્રકટ નામ પચ્મા પદમાં કવિ વર્ણવે છે. આવા સુગમ વિષયને આવા વિદ્વાનો ન સમજી શકે, એ વાત પ્રભુનું 'લીલાવૈચિત્ર્ય'જ સિદ્ધ કરે છે. સાક્ષરની એક શંકા અવશિષ્ટ રહી, તે એ જ કે પ્રેમલક્ષણા વાળા ભક્તને 'પ્રથમ તડાકે' દગ્રુચિ અથવા ચક્ષરાગ કેમ થાય? પ્રથમ જણાવવામાં આવ્યું છે કે આ અવસ્થાઓ વ્રજભક્તની છે. વ્રજભક્તો ભગવદવતારદશામાં હોવાથી પ્રભુના સાક્ષાત્ દર્શન તેમને થાય એ તો નિર્વિવાદ જ છે, એટલે તેમને તો 'પહેલે જ તડાકે' ચક્ષરાગ થવાનું મરહુમ સાક્ષરથી પણ નાકબુલ કરી શકાય તેમ હતું જ નહિ; તેથી તેનો નિર્દેશ ન કરતાં સાક્ષર સાધારણ ભક્તને તેવો ચક્ષૂરાગ કેમ થાય? એ પ્રશ્ન કરે છે. ઉપર જણાવ્યા પ્રમાણે 'સામાન્ય ભક્ત પ્રેમ લક્ષણાનો અધિકારી જ નથી. પ્રેમલક્ષણા ભક્તિ બહુ જ ઉચ્ચ છે. અર્જુન તથા બલિરાજા જેવી સખ્ય અને આત્મનિવેદન ભક્તિ સિદ્ધ થયા પછી જ પ્રેમલક્ષણા પ્રભુકૃપાથી થાય છે. ત્યારે જેને નવધાભક્તિ સિદ્ધ થઇ છે, તે પ્રેમલક્ષણાના અધિકારીઓ છે. સખ્ય એટલે પ્રભુ સાથે મિત્રતા થવી તે. તે અને તેના પછાની આત્મનિવેદન ભક્તિ સિદ્ધ થયા પછી ચક્ષૂરાગ થવામાં કાંઇ આ-

દેહ છૂટે નહિ એ દશ અવસ્થા કેહેવાય;
જો વિસ્તારી વર્ણન કરૂં તો ગ્રંથ વાધી જાય. ૩
જળ સ્વાતિ ચાતક પ્રેમ છે આસક્તિ ચન્દ્ર ચકોર;
છે વ્યસન વારિ મત્સ્ય ત્રણુ ઉદાહરણુના ઠોર. ૪

---

શ્રયનો લેશ પણ હોઇ શકે ? વળી પુષ્ટિમાર્ગમાં તો જે સ્વરૂપો બિરાજે છે, જેની ફ્લાત્મક સેવાનો અનુભવ યોગ્ય અધિકારીઓ કરે છે, તે સેવ્ય સ્વરૂપનાજ દર્શનથી પ્રભુના કૃપાપાત્ર જીવને ચક્ષૂરાગ ઉદ્દભવે છે. તેમ જ દયારામભાઇ જેવા વિરલ પરમ ભગવદીય મહાનુભાવીઓને શ્રીવલ્લભવંશના શ્રીગોસ્વામિબાલકોમાં પણ ભગવદ્રૂપ સ્વરૂપોના જેવો જ ચક્ષુરાગ ઉદ્દભવે છે. આ વાત માત્ર દૈવ સ્નેહાંકુરિત ભગવદનુગૃહીત હૃદયો જ સમજી શકે છે, તેથી અલમતિપલ્લવિતેન

૩-૪. ત્રીજી કડી સ્પષ્ટ છે. વાધી-વધી જાય. પ્રેમ, આસકિત અને વ્યસન એ ત્રણેનાં ઉદાહરણો બતાવે છે. પ્રેમનું ઉદાહરણ ચાતક પક્ષી છે. ચાતક પક્ષી માત્ર સ્વાતિ નક્ષત્રમાં પડેલાં જલબિંદુનું જ ગ્રહણ કરે છે, એ અનુભવસિદ્ધ છે, તેથી પણ આસક્તિની દશા શ્રેષ્ઠ છે. જેમ ચંદ્ર પ્રતિ ચકોરની આસકિત છે. રજની ચકોરની વૈરિણી હોવાથી, તેનો નાશ ચંદ્રમા કરે છે, તેથી ચકોર ચંદ્રથી અત્યંત પ્રફુલ્લિત થઇને તેને ભેટવા જતો હોય તેમ તેના ભણી ઉડતો જાય છે, તેથી પણ ઉત્તમોત્તમ અવસ્થા વ્યસનાવસ્થા છે. જેમકે જલ અને મત્સ્ય માછલું જલ વિના ક્ષણભર પણ રહી શકતું નથી. જલથી વિયુક્ત થતાં જ પ્રાણથી પણ વિયુક્ત થાય છે. તેમ પ્રભુથી 'ક્ષણમાત્ર પણ' અળગાપણું વ્યસનાવસ્થા અનુભવતો ભકત સહી શકતો નથી. આ સ્થલે પણ મર્હુમ સાક્ષરે

હવાં કહું અતિસંક્ષેપ શ્રવણાદિક ક્રમ કરી માહાત્મ્ય;
અણુ માત્ર અંતર ઉતરે તો પ્રસન્ન થાય પરમાત્મ. ૫
એક વાર નામ કરણવિષે શ્રીકૃષ્ણ પડતાં માત્ર;
જયમ શરદ સંગે જળ અમલ ત્યમ સદ્ય શુચિજન ગાત્ર.૬

---

કવિએ વર્ણવેલા ક્રમનો લોપ કરીને વિચિત્ર જ તરગો ઉત્પન્ન કર્યા છે. પોતાના મનઃકલ્પિત ક્રમ પ્રમાણે જ કવિના સુઘટ ક્રમનું અવહેલન કરીને પહેલાં આસક્તિને મુકે છે આસક્તિની ત્રણ અવસ્થાઓ વ્યાધિ, પ્રલાપ અને ઉન્માદને શ્રવણ, કીર્તન, અને સ્મરણ સાથે મેળવીને નવો 'સરવાળો' ઉભો કરે છે! પણ તેમને ખબર નથી કે શ્રવણ, કીર્તન અને સ્મરણને સંપૂર્ણ સિદ્ધ કરનારા પરીક્ષિત, શુક અને પ્રહ્લાદને ક્રમશઃ વ્યાધિ, પ્રલાપ અને ઉન્માદાવસ્થા પ્રાપ્ત થયલી કોઇપણ પુરાણોમાં વર્ણવેલી જોવામા આવેલી નથી. તેમ જ વ્યસન અને પ્રેમની અવસ્થાઓને. ભક્તિસાથે કરી નાંખેલો સાક્ષર સરવાળો પણ ભ્રાન્તિજનિત જ છે. ગ્રન્થ વધી જવાના ભયથી વિશેષ વિસ્તાર કરવો ઉચિત લાગતો નથી.

૫. કવિશ્રીએ શ્રવણાદિક દશધા ભક્તિ તો બતાવી; પરંતુ તેનું સ્પષ્ટીકરણ બરાબર કર્યું નહિ, એમ કોઇ ન્યૂનતા લાવે તો તેનું સ્પષ્ટીકરણ અહિંથી કવિ કરે છે. તેપણ ઘણા સંક્ષેપથી કહે છે. શ્રવણાદિક ભક્તિનું કવિશ્રીએ વર્ણવેલું સશાસ્ત્ર માહાત્મ્ય કોઈના હૃદયમાં થોડું પણ ઉતરે તો પ્રભુ પ્રસન્ન થાય અને તેનું કામ થઈ જાય.

૬. શ્રવણભક્તિનો મહિમા કવિવર કવે છે. અમલ-નિર્મલ -સ્વચ્છ. સદ્ય-તત્કાલ. શુચિ-પવિત્ર. ગાત્ર-શરીર સરખાવો— यन्नामश्रुतिमात्रेण पुमान् भवति निर्मलः । એ શ્રીભાગવતના ૯ સ્કંધના ૧૬ શ્લોક સાથે.

હોય શ્વાદ તદપિ દીક્ષિતનો અધિકાર તેને થાય;
શ્રીભાગવતમાં કહ્યું છે જો કદી શંક ભરાય. ૭
વળી વદ્યાં શ્રીમહાલક્ષ્મીજી શ્રવણુ માહાત્મ્ય અપાર:
જન દયાપ્રીતમ કૃષ્ણુ એટલું સાંભળ્યું એકવાર. ૮

પદ ૬૦ મું.

જપ ગાયત્રી કોટિ એકજી, દાન સોલ સહિત વિવેકજી;
ક્રતુ શત કોટિ કર્યા અવેધજી, સહસ્ર કર્યા તેણે હયમેધજી.૧
પરિક્રમ ભૂ પંચ લાખ હજારજી, કરી તેણે જાણે શતવારજી;
સુણ્યું એકજેણેહરિનુંનામજી, વચનરમાનુંસહુશ્રુતિધામજી.૨

ઢાળ.

શ્રુતિ શિખરનું સિદ્ધાંત કલિ શ્રીકૃષ્ણુ કીર્તન સાર;
જેથકી વણુશ્રમ અગમ ભવ તરી સર્વ પામે પાર. ૩
કલિકાલ મહદાશુચ નહિ કો કર્મનો અધિકાર;
શ્રીકૃષ્ણુ નામ અડે નહિ આનંદમય ઉચ્ચાર. ૪

---

૭-૮. શ્વાદ-ચાડાલ. દીક્ષિત-સોમયાગ કરનાર. સરખાવો શ્રીભાગવતના તૃતીયસ્કંધના ૩૩ શ્લોક સાથે-यन्नामधेयश्रवणानु कीर्तनाद्यत्प्रह्वणाद्यत्स्मरणादपि क्वचित् । श्वादोऽपि सद्यः सवनाय कल्पते कुतः पुनस्ते भगवन्नु दर्शनात् । શ્રીમહાલક્ષ્મીજીએ શ્રવણુનું મહાત્મ્ય ઘણુંજ વર્ણવ્યું છે, રા. નાથજીભાઈ તે દર્શાવતા નથી.

૧-૨. ક્રતુ-યજ્ઞ. અવેધ-અપૂર્ણ નહિ, પણુ સંપૂર્ણ. હયમેધ-અશ્વમેધ યજ્ઞ. પચાસ કરોડ યોજન જેટલો જેનો વિસ્તાર છે, એવી પૃથ્વીની સો વાર પ્રદક્ષિણા એણે કરી. શ્રુતિના-વેદના વિશ્રામરૂપ.

૩-૪. અહિંથી કીર્તન ભક્તિનું માહાત્મ્ય કવિવર વર્ણવે છે. શ્રુતિશિખર-વેદમૂર્ધન્ય ઉપનિષદ્-વેદાન્ત. જુઓ કલિસન્નિગ્તણોપ.

સાધન સકલ શિર મુકુટમણિ શ્રીકૃષ્ણ અપર સ્વરૂપ;
હરિથકી પણ બળ અધિક કરુણાવંત અભય અનૂપ. ૫
મહાપાપ અકથિત તાપ અખિલ સમૂળ ભસ્મીભૂત;
કરી કરે પરમાનંદ પ્રિય હરિ નામ પાવન પૂત. ૬
મન કામના પરિપૂર્ણ ચિન્તામણિ અધિકું એહ;
મુખ રટણ નિશદિન કરે હરિ મળશે નથી સંદેહ. ૭
મહા અધમથી પણ અધમ જેની નહિ ગતિ કોકાલ;
ગતિ તેની કરતા દયામભુ નામ શ્રીગોપાલ. ૮

---

નિષદ્દ. અગમ-ન ગતિ પહોચે તેવો ભવ-સંસાર. મહદ્દશૌચ-અત્યંત અપવિત્રતા જેમાં છવાઈ રહેલી છે એવા કલિયુગમાં કયા વૈદિક તાંત્રિક કર્મનો અધિકાર છે ? એકે નહિ. કારણ એ સર્વને દેશકાલના દોષો બાધ કરે છે, પરંતુ શ્રીકૃષ્ણ નામને કોઇ પણ દોષ અડી શકે એમ નથી.

૫-૬. અપર-જેનાથી પર કોઇપણ સ્વરૂપ નથી એવું શ્રીકૃષ્ણસ્વરૂપ. પ્રભુનું નામ પોતે પણ બીજું પ્રભુનું પ્રભુની અધિક બલવાળું સ્વરૂપ છે. તે સ્વરૂપ કરુણાયુક્ત છે, નિર્ભય કરે છે, તે અનુપમ છે. ન કહી શકાય એવાં સમગ્ર મહાપાપો અને તાપોનો પણ વાસના સાથે હરિનામ બાળી મુકે છે, અને પ્રભુને પ્રિય કરે છે. વધારે તો શું પણ-नाम्नोऽस्ति यावती शक्तिः पापनिर्दहने हरेः, तावत् कर्तुं न शक्नोति पातकं पातकी नरः । પૂત-સ્વતઃ શુદ્ધ.

૭-૮. ચિંતામણિ કરતા પણ મનોરથ પૂર્ણ કરવામાં નામ અધિક છે, નિરંતર મુખથી તેનો જો ઉચ્ચાર કરે તો ખચિતજ ભગવત્પ્રાપ્તિ થાય. મહાનીચથી પણ નીચની ગતિ પ્રભુ પોતાના નામથીજ કરે છે.

પદ ૬૧ મું.

કૃષ્ણ કહે કહો એક જ વારજી, તેના મહિમાનો નહિ પારજી;
ગંગાદિ સૌ તીર્થ મહાનજી, કલ્પ ત્રિશત લખી કરતાં સ્નાનજી.૧
શુચિ જેવું તેથકી હોય ગ્રાતજી, તેવું શુચિ એક હરિવચ માત્રજી;
હરિયશ હેતે ગાયજ્યાં દાસજી, સકળતીર્થનો ત્યાંજ નિવાસજી.૨

ઢાળ.

છે નિવાસ તીર્થ અખીલનો હરિચરણપંકજ માય;
તે આપોપે ઉભા રહે, જન ગાય ગુણ નિજ જયાંય. ૩
હરિ સ્મરણ કરતાં માત્રમાં બંધન ટળે સંસાર;
આનંદમંગળ નિત્ય નિર્ભય પુણ્યનો નહિ પાર. ૪
શ્રીલાભ જય જશ શુભ સકલ હોય અમંગળ ટળી જાય;
તે સમય સહુ સવળું વિમુખ યદા હરિ સમરાય. ૫

---

૧-૨ઃ ભગવાનનાં નામનો મહિમા તો ઠીક; પરંતુ માત્ર એક જ વાર જે તેનાં નામનો ઉચ્ચાર કરે છે, તેનું શરીર સર્વ તીર્થમાં ત્રિશ કલ્પસુધી સ્નાન કરીને પવિત્ર થયલાં શરીર જેવું થાય છે. એક ભગવન્નામમાં એટલું સામર્થ્ય સમાયલું છે. છેલ્લી કડી સાથે સરખાવો–सर्वाणि तीर्थानि वसन्ति तत्र यत्राच्युतोदार-कथाप्रसङ्गः ।

૩. સર્વ તીર્થો પ્રભુના ચરણારવિંદમાં રહે છે. તે પ્રભુ પોતાના ગુણ જ્યાં ગવાતા હોય ત્યાં આવી ઉભા રહે છે, તો સર્વ તીર્થ ત્યાં હોય તેમાં આશ્ચર્ય શું?

૪-૫. ૪ થી કડી સ્પષ્ટ છે. વિમુખ દુઃખ, દુઃખ જે સન્મુખ હોય તે વિમુખ થાય, અર્થાત્, તેનો નાશ થાય. પાંડવગીતાના लाभस्तेषां जयस्तेषां એ જ શ્લોકનું અક્ષરશઃ અનુરણન.

ભય કંસ દ્વેષે ચૈદ્ય કુબ્જા સ્મરણ હરિ સ્મરભાવ;
તદપિ થયું શિવ તો કહે કો સ્નેહસ્મરણ પ્રભાવ. ૬
જો નિમિષ વા નિમિષાર્ધ ચિંતન ચતુર્ભુજનું થાય;
તો યજ્ઞ કોટિ હજારનું ફળ શાસ્ત્ર તેને ગાય. ૭
સહુ શાસ્ત્ર ફરી ફરી વિચારે મુનિ નિકળ્યો એ સાર;
જન દયાપ્રીતમ ધ્યાન ધરવું નિત્ય નંદકુમાર. ૮

પદ ૬૨ મું.

છેલ છબીલા નટવરલાલજી, સુંદર નવઘનશ્યામતમાલજી;
લલિત ત્રિભંગી મદનગોપાલજી, ત્રિભુવનમંગલ રૂપરસાળજી.૧

---

૬ સ્મરભાવ-કામભાવ. કુબ્જા-કંસની દાસી. શિવ કલ્યાણ. ભયદ્વેષાદિથી કલ્યાણ થાય તો સ્નેહપૂર્વક સ્મરણનો પ્રભાવ કેવો હોય? પ્રમાણ માટે જુઓ પૃષ્ઠ ૩૨.

૭. પાંડવગીતાના શ્લોકનો અનુવાદ. નિમિષ-પલકારો

૮. आलोड्य सर्वशास्त्राणि विचार्य च पुनः पुन इदमेकं च निष्पन्नं ध्येयो नारायणः सदा એ પાંડવગીતાના શ્લોકનો અનુવાદ. કડીમાં મુનિ શબ્દ શિષ્ય માટે હોવાનું આપણા 'વિદ્વાન ટીકાકાર' જણાવે છે, પરંતુ તે તદ્દન અઘટિત છે, કેમકે દયારામભાઇ 'મુનિ' થવા માગતા નથી. એ તો મૂલ પ્રમાણના જ ઉલ્લેખને લઇને એમણે 'મુનિ' શબ્દ યોજ્યો છે.

૧.-૨. સ્મરણ કેવી રીતે કરવું એવી જીજ્ઞાસા થતાં ગુરુચરણ કહે છે,, 'સુંદર નવઘનશ્યામતમાલ'-આ સર્વ વિશેષણ મહાનુભાવી શ્રીગોપાલદાસજીકૃત શ્રીનવાખ્યાનનાં પ્રારંભમાં જ છે. નવો જે મેઘ, તેવા સરખા શ્યામ. શ્યામ શબ્દ દેહલીદીપક-

મદનમનોહરનખશિખશોભાજી,નરનારીસહુજગમનલોભાજી;
અમિતમાધુરી છે પ્રતિઅંગજી,જે પર વારૂં અનંત અનંગજી.૧

ઢાળ.

વારૂં અનંત અનંગ મસ્તક મયૂર મુકુટમણિ જડયો;
અવતંસ મુક્તાદિક મનોહર કુટિલ ભ્રૂકુટિ જઇ અડયો. ૩
કેસરી તિલક સુભાલ મુક્ત સુઢાળ નાકે લટકતું;
અડિ અધર બનિયું બિંબસૂં જે પર રસિક મન ભટકતું.૪
રત્નાળી રસ ભરી આંખડી અણિયાળી મન્મથબાણ;
ભ્રૂકુટિકમાન સમાન કુટિલ કટાક્ષ પ્રોય જ પ્રાણ. ૫

---

ન્યાયથી તમાલ સાથે પણ જોડાય. એટલે તમાલસદૃશ શ્યામ. લલિતત્રિભંગીરાયજી—શ્રીઠાકુરજી. રસો વૈ સ એ શ્રુતિથી આપનું સ્વરૂપ અલૌકિક રસાત્મક છે. આપનાં શ્રીઅંગમાં પ્રત્યેક અંગે અત્યંત માધુર્ય રહેલું છે, જેના ઉપર હું અસંખ્ય કામો ઓવારી નાંખું.

૩. મયૂરપિચ્છનો મણિથી જડેલો મુકુટ શ્રીમસ્તકે વિરાજે છે. મોતીનો લર ( અવતંસ;) કુટિલ-વાંકી ભ્રુકુટિ ઉપર આવી રહી છે.

૪. કેસરી તિલક અને નાસિકામાં નીચે સુંદર એક મોતી લટકે છે, જેને અધરની લાલકાન્તિ લાલ બનાવી દે છે, તેથી તે બિંબફલ જાણે હોય તેવું લાગે છે. જેના ઉપર રસિક ભગવદીયોનું મન ભટક્યા કરે છે.

૫. આંખડી અણીવાળી હોવાથી કામબાણરૂપ છે. ભ્રુકુટિ કમાનની ગરજ સારે છે. જ્યારે તે સર્વનો ઉપયોગ થાય છે, ત્યારે કુટિલ કટાક્ષ પ્રાણને પ્રોયણ-પરોવનાર છે. ' વિદ્વાન ટીકાકાર

શ્રુતિકુંડળ ઝળક કપોળમાં વેલિયૂ વારુ સોહે;
મુખપર અલક લટ વાંકડી મન્મથનું મન મોહે. ૬
ચારુચિબુક ચોરે ચિત્તઅમૃત વચન લટક નિહાળીએ;
શશી શરદપરણ કોટિ કંદર્પ મોહન મુખ પરવારીએ.૭
તાંબૂલ લાલી કુંદ કલિદ્વિજ અધર ઓપ અનૂપ;
જન દયાપ્રીતમ કૃષ્ણ અલબેલોજી આનંદરૂપ. ૮

પદ ૬૩ મું.

દુલરીકંઠે નિર્મળમોતીજી,કૌસ્તુભમણિની જલહલજ્યોતિજી;
વિશાળ વક્ષઃસ્થલ હરિભવ્યજી, ભૃગુપદ શ્રીવત્સલક્ષ્મ
અસભ્યજી. ૧

---

પ્રેયણનો અર્થ નહિ સમજેલો હોવાથી 'પ્રિય જ' એવો અસંગત પાઠ કલ્પે છે!

૬. કર્ણમાંના કુંડલની ઝલક-કાન્તિ કપોળમા પ્રસરી રહી છે વેળીયું-એ નામનું આભૂષણ. શ્રીમુખ ઉપર અલક-કેશની વાંકડી લટ એવી તો શોભી રહી છે કે કામનું મન પણ મોહી પડે છે.

૭-૮. ચારુ-સુંદર. ચિબુક-નીચેના ઓઠ નીચે ધરાવાતું આભૂષણ. શારદ ચંદ્ર અને કોટિકામો માત્ર શ્રીમુખ ઉપર જ ઓવારી નાંખીએ. કુંદ-મોગરાની કળી સરખા દ્વિજ-દંત, અને અધર ઉપર બીરીની લાલી અદ્ભુત રીતે ઓપી રહી છે. વધારે શું કહું દયાનો પ્રિયતમ તો અલબેલો ઠાકુર છે, અને આનંદમય છે.

૧-૨. દુલરી-લર-સેર-જેમાં બે હોય તે દુલરી-બે સેરની

કટિ કૃશ પીતાંબર પટ ભ્રાજેજી,રસના તે ઉપર અતિ રાજેજી;
મણિ મુક્તા કંચન સ્રક શ્યામજી, વૃંદાવન માલા રતિ દામજી.૨

ઢાળ.

રતિદામ વિઠ્ઠલ વૈજયંતી અંગદ ભુજ અતિરૂપ;
કર કંકણુ કંચન મુદ્રિકા ગ્રહિ મુરલી અતિ અનૂપ. ૩
વર વાઘો અદ્દભુત ઉપરણો નૂપુર ઝમક જુગ પાય;
ચારુ ચિહ્ન પટ દશ તે તલે ધરે ધ્યાન યોગીરાય. ૪
સ્વસ્તિ કોણુ ને જંબુ જવ પવિ ધ્વજ સુઉર્ધ્વરેખ;
અંકુશ અંબુજ દક્ષિણાંઘ્રિ નવ ન ન્યૂન વિશેષ. ૫

મોતીની માલા. તેના મોતી પણુ નિમલ સ્વચ્છ છે. કૌસ્તુભમણિ પણુ વક્ષઃ સ્થળ ઉપર શોભે છે. અપસવ્ય–જમણી તરફ ભૃગુ ઋષિના ચરણનું ચિહ્ન છે, કટિ કૃશ છે તે ઉપર પીતાંબર શોભી રહ્યું છે. તે ઉપર સોનાનો કંદોરો ( રસના ) અત્યંત શોભે છે મણિ, મોતી, અને કંચનની માળાઓ શ્યામને અંગે શોભે છે. વૃંદા–તુલસી સુક્ત વનમાલા રતિદામમા (સ્નેહરૂપ દોરીમાં)પરોવેલી ધારણ કરેલી છે.

૩. અંગદ–બાજુબંદ. મુદ્રિકા–વીંટી.

૪. વર–સુંદર વાઘો ધર્યા છે, તે ઉપર ઉપરણો પણ અદ્ભુત રીતે સોહી રહ્યો છે. યુગપાય–બન્ને ચરણારવિંદમા નૂપુરની ઝણુક થઈ રહે છે. ખટ–દશ ૧૬ ચિહ્ન ચરણુમાં છે. તેનું ધ્યાન યોગિરાજો ધરે છે.

૫. ૧૬ ચિહ્ન ગણાવે છે. જમણા ચરણુમાં નવ ચિહ્ન છે. ઓછાં કે વધતાં નથી. ૧ સ્વસ્તિ–સાથીઓ. ૨ અષ્ટકોણુ–આઠ

મત્સ્ય ત્રિકોણ ધનુષ મઘવા કલશ મંડલ નામ;
ગોચરણ ને અ  ચંદ્રમા છે લક્ષ્મ સપ્ત પદ વામ. ૬
લીલા કમલ કર ફેરવે ભવ રમણ હેતુ જેહ;
ઇત્યાદિ સાભિપ્રાય સહુ ધરિ વસ્તુ હરિજન સ્નેહ. ૭
એ રૂપનું ચિંતન કર્યે ઉર વસે એ જ સ્વરૂપ;
જન દયાપ્રીતમ શ્રીપુરુષોત્તમ અખિલ વ્રજના ભૂપ. ૮

પદ ૬૪ મું.

કૃષ્ણ ચરણમાં મન એકવારજી, જો દિધું મધ્યે અવતારજી;
તો સ્વપ્ને યમદૂત ન જોયજી, પ્રકટ પેખવા કયાંથી હોયજી.૧

---

ખુણા વાળું ચિહ્ન. ૩ જંબુ-જાંબુ. ૪ જવ. ૫ પવિ-વજ્ર. ૬ ધ્વજ-ધ્વજા. ૭ સુઉર્ધ્વ-સારી પેઠે ઉંચી રેખા. ૮ અંકુશ. ૯ અંબુજ-કમલ. એ નવ ચિહ્ન દક્ષિણાંઘ્રિ-દક્ષિણ (જમણા) અંઘ્રિ (ચરણ) માં છે.

૬ વામ (ડાબા) ચરણારવિંદમાં ૭ ચિહ્ન છે. ૧ મત્સ્ય. ૨ ત્રિકોણ. ૩. ધનુષ મઘવા-ઇંદ્રધનુષ. ૪ કલશ. ૫ મંડળ નામ (આકાશ) ૬ ગોસ્પદ ન.મનું ચિહ્ન. ૭. અર્ધ ચંદ્ર. લક્ષ્મ-ચિહ્ન.

૭. શ્રીહસ્તમાં કમલ ફેરવે છે. તેનો મુદ્દો એ છે કે પ્રભુ પોતે જગદ્રૂપે થઇને ખેલે છે. ઈત્યાદિ સર્વ વસ્તુ અભિપ્રાયથી ધરી છે, તે વસ્તુઓ હરિજને-ભક્તે સ્નેહથી પ્રભુને ધરાવી છે. પ્રભુનાં ચરણચિહ્નનું તાત્પર્ય શું છે તે જાણવું હોય તો વાંચો શ્રીહરિરાયજીનો 'ભગવચ્ચરણચિહ્નવર્ણન' નામનો ગ્રંથ.

૮. ઉપસંહાર કરે છે કે, એ સ્વરૂપનું ચિંતન કરે તો પૂર્ણ પુરુષોત્તમ પ્રભુ વ્રજના નાથ હૃદયમાં વસે.

૧. સ્પષ્ટ છે. ભા. ૫. સ્કં. ના નીચેનાજ શ્લોકનો અનુવાદ.

સદા કરે ચિંતન પ્રભુ કેરૂંજી, તે જન દામોદરનૂં ડેહેરૂંજી;
સહજ સદા શ્રીજીમાં મનજી, સકલ સફલ પૂરણ સાધનજી ૨

ઢાળ.

સાધન પૂરણ સ્નેહ સહિત જો બને શ્રીહરિ સેવા;
તે અગ્ર સર્વે મંદ દિનકર ઉદે દીપક જેવા. ૩
સાધન અવર શિવ આપણું પણ શ્રીજીને શું સુખ;
શુશ્રૂષામાં ઉભય આનંદ માટે ભજન મુખ્ય. ૪
સર્વાત્મભાવે પ્રભુ સુખી કયમ થાય એ અભિલાષ;
સેવાનું ફલ સેવા જ ઇચ્છે સુખ અવર નહિ આશ, ૫

---

सकृन्मनः कृष्णपदारविन्दयोर्निवेशितं तद्गुणरागि यैरिह । न ते यमं पाशभृतश्च तद्भटान् स्वप्नेऽपि पश्यन्ति हि चीर्णनिष्कृताः ॥ અહિંથી પાદસેવન ભક્તિ સમજવી.

૨. ડેહેરું-મંદિર. શ્રીદામોદરપ્રભુના નિવાસનું સ્થાન ભગવચ્ચરણારવિંદનું નિરંતર જો ચિંતન રહે તો સર્વ સાધનો સફલ થયાં સમજવા.

૩. સંપૂર્ણ સ્નેહસાથે પ્રભુસેવા જો બને તો બધા સાધનો સિદ્ધ થયાં એમ સમજવું. સેવા આગળ બીજાં સાધનો મંદ -તુચ્છ છે. દિનકર-સૂર્યનો ઉદય થતાં જ દીવા જેમ ઝાંખા પડી જાય છે તેમ અહિંથી અર્ચન ભક્તિ સમજવી.

૪. અવર-બીજાં સાધનથી તો આપણું જ શિવ-કલ્યાણ થાય, તેમાં પ્રભુને શું સુખ? શુશ્રૂષામાં-સેવામાં તો આપણને પણ સુખ અને પ્રભુને પણ સુખ. માટે જ જ્ઞાન કરતાં અને બીજા સર્વ આનંદાભાસ કરતાં સેવાનંદ-ભજનાનંદ જ મુખ્ય છે.

૫-૬. સેવા સ્વતઃ ફલરૂપ છે, માટે સેવાનું ફલ બીજું કાંઈ

**મન લોક વેદની લાજ નહિ એક કૃષ્ણ પ્રિયસું પ્રેમ;**
**પતિની પ્રસન્નતા સાધવી અચલિત ઉર એ નેમ. ૬**

ન ઇચ્છતાં સેવાની ઇચ્છા રાખવી, મુખ્ય ભજનાનંદ પ્રાપ્ત થયા પછી બીજાં તુચ્છ સુખની આશા શા માટે? સર્વાત્મભાવથી પ્રભુ સુખી કેમ થાય એજ નિરંતર મનમાં અભિલાષા રહે. સર્વાત્મભાવ—પ્રભુમાં નિરુપધિ સ્નેહ-ભક્તિ તેનો એક પ્રકાર તે સર્વાત્મભાવ ભાવ એટલે રતિ-સ્નેહ रतिर्देवादिविषया भाव इत्यभिधीयते । भावो रतिः, आत्मनो भावः आत्मभावः । પોતાના આત્મામાં પોતનો સ્નેહ નિઃસ્વાર્થ છે. नृप स्वात्मैव वल्लभः, न वारे पुत्राणां कामाय पुत्राः प्रिया भवन्ति વગેરે વચનોથી સિદ્ધ થાય છે કે પોતાનાં જે ભાવ હોય છે, તે નિરુપાધિ છે. તેવો સ્નેહ પ્રભુમાં થવો જોઈએ. જેવો સ્નેહ આત્મામાં છે, તેવો પરમાત્મામાં થવો આવશ્યક છે. તેવો આત્મભાવ પ્રભુમાં થતાં, તિરોધાનરૂપ અવિદ્યા નષ્ટ થઈ જવાથી સર્વ પદાર્થમાત્રમાં વસ્તુસ્વરૂપ ભાસે છે. અર્થાત્ પદાર્થમાત્ર ભગવદ્રૂપ છે, તે અજ્ઞાનદશામાં ભગવદ્રૂપ ભાસતા નથી, તે આત્મભાવ પ્રભુમાં થતાં ભગવત્ સ્વરૂપ ભાસવા લાગે છે, એટલે सर्वस्मिन् आत्मभावः સર્વ ભગવદ્‌ભાવ સિદ્ધ થતાં જ સર્વાત્મભાવ થયો કહેવાય છે. શ્રીધર સ્વામી કહે છે કે, सर्वात्मभाव एकान्तभक्तिः અંબરીષ રાજા સર્વાત્મભાવ રાખીને જ પૃથ્વીનું શાસન કરતો હતો. सर्वात्मभावं विदधन्महामिमां—એ શ્રીભાગવત-વાક્યથી એમજ નિશ્ચય થાય છે. આ ઠેકાણે એટલું લક્ષ્યમાં રાખવું કે આ સર્વાત્મભાવ સાધન દશાનો છે, નવધા ભક્તિમાંનો છે. નવધા ભક્તિ પછી પ્રભુકૃપાથી પ્રેમાદિ અવસ્થાઓ પ્રાપ્ત થતાં જે સર્વાત્મભાવ સિદ્ધ થાય છે, જેવો શ્રીવ્રજાંગનાઓને થયો હતો, તે સર્વાત્મભાવ તો

માનસી સેવા મુખ્ય પણ મન વ્યસન ઉપજે થાય;
ત્યાં સાધન બલ પહોંચે નહિ ફલ કૃપા જો ગુરુ રાય. ૭

અતિવિલક્ષણ અનુભવ માત્રગમ્ય છે. ૬ થી ૬ઠી સાથે સરખાવો. न लोके वेदसापेक्ष्यं सर्वथा यत्र वर्तते । सापेक्षना स्वामिसुखे पुष्टिमार्गः स कथ्यते॥ કૃષ્ણ–પ્રાણેશ સાથે પ્રેમકરતાં લોકવેદની શરમ ન જ રાખવી. કારણકે પ્રભુ જ આજ્ઞા કરે છે કે, वशीकुर्वन्ति मां मत्तया सत्स्त्रियः सत्पतिं यथा । એક કવિ કહે છે કે, 'જાકો મન હરિસંગ બસ્યો, લોકલાજ કુલ ત્યાગ; ઔર તાહિ સૂઝે નહિ, જ્યોં જહાજકો કાગ.' ઉર–હૃદયમાં એવો જ નિશ્ચય રાખવો કે, ગમે તે ઉપાયે પતિ શ્રીકૃષ્ણની પ્રસન્નતા સાધવી.

૭. જો કે આ અર્ચનભક્તિરૂપ સેવા મુખ્ય નથી મુખ્ય તો માનસી સેવા જ છે. चेतस्तत्प्रवणं सेवा એ વાક્યથી, શ્રીવલ્લભાધિએ માનસી સેવાનું સ્વરૂપ બતાવેલું છે, માનસી સેવા તનુજા અને વિત્તજા એ બે સેવાથી સિદ્ધ થાય છે તે સેવા તો નવધાભક્તિ પછી થતી પ્રેમ, આસક્તિ અને વ્યસન એ ત્રણ અવસ્થાઓમાંની છેલ્લી અવસ્થામાં સિદ્ધ થાય છે. વ્યસનનું સ્વરૂપ કવિશ્રી આગળ કહે છે જ. અહિં વાચકોએ 'વિદ્વાન્ ટીકાકાર'ની ભ્રાન્ત ટીકાથી દોરાઈને એમ સમજવાનું નથી કે, માનસી સેવામાં પ્રતિમાદિની સેવા નથી. વસ્તુતઃ આ માર્ગમાં મૂર્તિપૂજા શબ્દ જ નથી, પરંતુ ભગવત્સેવા શબ્દ છે. જેની સેવા થાય છે, તેને પ્રભુની મૂર્તિ ન માનતાં તે સાક્ષાત્ શ્યામસુંદર શ્રીકૃષ્ણપ્રભુ છે એમ નિર્ધારવામાં આવે છે. પ્રભુનાં એ સ્વરૂપને–સેવ્ય–સ્વરૂપને સાક્ષાત્ પ્રભુ જ સમજીને તેમના સુખનો વિચાર કરીને તે સ્વરૂપની સેવા કરવામાં આવે છે. જ્યાંસુધી ઉત્તમ અધિકાર પ્રાપ્ત થયો નથી, ત્યાંસુધી સેવાના પરિકરમાં, અલૌકિક ભગવન્મંદિર અને તદંતસ્થ દિવ્ય પદાર્થોનું આધિદૈવિક સ્વરૂપ ભાસતું નથી, તે ભાસવામાં કાંઈ સા-

સેવા ન કહાવે સ્નેહવણ પૂજન વેદ પ્રમાણ;
લહિં દયાપ્રભુમય જગત્ સહુ સંતોષ અર્ચન જાણ. ૮

ધનનું અલપણ પહોંચે તેમ નથી, તે તો જો બ્રહ્મસંબંધ કરાવનાર શ્રીગુરુ ગોસ્વામિકુલની કૃપા હોય તો જ ભાસે છે, અને ત્યારે જ માનસી સવા સિદ્ધ થાય છે. માનસી સેવા એટલે સેવોપયુક્ત પદાર્થોમાં દિવ્યતા, આધિદૈવિકતા સ્ફુરે એજ માનસી સેવા. માનસી સેવા એટલે 'મનવડે સેવા કરવી' તે, એવો અર્થ ન જ સમજવો.

૮. સેવામાત્ર ભાવથી, સ્નેહથી જ થાય છે, તે જો ન હોય તો સેવા કહેવાય નહિ. પૂજા વેદના મંત્રોથી થાય છે, તે જો વેદ વિના કરવામાં આવે તો પૂજા પણ કહેવાય નહિ. માટે જગત્‌ને દયાના પ્રભુસ્વરૂપ સમજીને પ્રભુની સવામાં સર્વ સુખ છે, એમ સમજ. અર્થાત્ પ્રભુસેવાથી, પ્રભુને સંતોષવાથી સર્વને સંતોષ્યા એમ નિરધારી લે. 'વિદ્વાન્ ટીકાકાર' અને તેને પગલે ચાલતા સાક્ષર ટીકાકાર આ આખું પદ જ સમજ્યા નથી. કવિશ્રીનું તાત્પર્ય એજ છે કે, મૂલનાં જ સિંચનથી જેમ શાખાપત્રાદિને પણ જલ પહોચે છે, તેમ સર્વમૂલભૂત પ્રભુનાં સંતોષથી સર્વને સંતોષ થાય છે સાક્ષર કલ્પે છે કે સઉને સંતોષ આપવો એ હરિસેવા છે. 'સહુ સંતોષ અર્ચન જાણ' એનો અર્થ એવો જ સમજી ગયા છે કે 'કોઇપણ દેહીને સંતોષ આપવો તે જ હરિપૂજન છે.' પણ આ અર્થને દયારામભાઈનાં વક્તવ્યને કાંઈ પણ લાગતું વળગતું નથી. તેમનું કહેવું એવું છે કે પ્રભુનાં અર્ચનમાં સર્વનો સંતોષ આવી જાય છે. પદ ૨૦–કડી ૮ માં કવિશ્રી એમ જ કહી ગયા છે કે, "સુખદ્વાર ઇંદ્રિય તૃપ્તિ સહુ, તરુતૃપ્તિ જેમ જડી પોષ; તેમ દયા પ્રીતમ કૃષ્ણ પૂજે પામે સહુ સંતોષ." કોઇએક દેહીને સંતોષ

હરિનું પૂજન સહુ સંતોષજી, તે મહાસેવા વૈષ્ણવતોષજી;
શ્રીહરિશ્રીગુરુસંત સમાનજી, જ્યમત્રયગંગાત્યમ અનુમાનજી.૧
જન્મ ધરી એકોજ પ્રણામજી, જેણે કીધો સુંદર શ્યામજી;
તેથી ઓછા દશ હયમેધજી, સંસૃતિ છૂટે નહિ એ વેધજી. ૨

ઢાળ.

વેધ તો સર્વ નિષેધ ન મને માયા કાલ ન ત્રાસ;
જે પ્રણામી શ્રીકૃષ્ણનો નહિ જનનિ જઠર નિવાસ. ૩

---

વાથી પ્રભુને સંતોષ થાય એ કવિનું લક્ષ્ય નથી, જેને સાક્ષર મોટા ટાઈપમાં મુકીને કવિનું હૃદય સ્પષ્ટ આલેખવાનો દાવો કરે છે.

૧. ભગવત્સેવાથી જ સર્વને સંતોષ થાય છે. તે સેવા પણ સાધારણ છે. જ્યારે પરિપૂર્ણ વૈષ્ણવ, જેનું સ્વરૂપ કવિવર આગળ ઉપર બતાવે છે, તેની જો સેવા કરે તો મહાસેવા થાય. વસ્તુતઃ, પ્રભુ, ગુરુ અને વૈષ્ણવ એમાં ભેદ જ માનવો એ ઉચિત નથી. ગંગાજીનાં પ્રવાહ ત્રણ કહેવાય છે. એથી જ .ત્રિસ્રોતસ એમ ગંગાજીનું નામ પણ છે. ત્રણ જેના સ્રોતસ્ એટલે પ્રવાહ, તે ત્રિસ્રોતસ્, જેમ પ્રવાહ ત્રણ જુદા છે, પરંતુ તે ગંગાસ્વરૂપ જ છે, તેમ હરિગુરુ ભગવદીય એ ત્રણે એક સ્વરૂપ જ છે. અત્ર ગંગાજીનું ત્રિવિધત્વ સમજ્યા વિના 'વિદ્વાન્ ટીકાકાર' કલ્પના-તાંડવ જ કરતા રહ્યા છે, તે જોવાથી જ સમજાય એમ છે.

૨. પાંડવગીતાના શ્લોકનો જ અનુવાદ-एकोऽपि कृष्णस्य कृतप्रणामो दशाश्वमेधावभृथेन तुल्यः। दशाश्वमेधी पुनरेति जन्म कृष्णप्रणामी न पुनर्भवाय। હયમેધ-અશ્વમેધ યજ્ઞ. સંસૃતિ અહંતામમતા. વેધ-બંધન.

૩-૪. વંદનભક્તિનું વર્ણન. પ્રભુને નમન કરવાથી સર્વ

કર્મ વચન મન હરિ નમન કરતાં સકલ સાધન પૂર્ણ;
હરયે નમઃ મુખ ઉચ્ચરે ચોવિધિ પાતક ચૂર્ણ. ૪
શુભ કીર્તિ કેરી અવધિ જગ શ્રીકૃષ્ણ કહાવ્યો દાસ;
સૌભાગ્ય સઘળું દાસ્ય પદમાં રહ્યું પૂરિ વાસ. ૫
સૌભાગ્યનું લેખું નહિ વ્રજભક્ત પરમ પવિત્ર;
જે તણા પરણ બ્રહ્મ પરમાનંદ અચ્યુત મિત્ર. ૬
અર્જુન ઉદ્ધવ ગુહ નૃપ સુગ્રીવ સખા જગખ્યાત;
પણ સખ્યતા વ્રજવાસિજન હરિ વિલક્ષણ બહુવાત. ૭

---

બંધનોનો નિષેધ થઇ જાય છે. જઠર–ઉદર–શ્રીકૃષ્ણને પ્રણામ કરનારને ફરી માતાના ઉદરમાં આવવું પડતું નથી. મનસાવાચાકર્મણા શ્રીહરિને નમન કરવાથી સર્વ સાધન પૂર્ણ થયાં સમજવાં. हरये नम इत्युच्चैः मुच्यते सर्वपातकात् એ શ્રી બ્રહ્માજીનાં વચન સાથે સરખાવો ઉત્તરાર્ધ.

૫. દાસ્યભક્તિ સ્પષ્ટ કરે છે. નીચેના શ્લોકનો અંશતઃ અનુવાદ. विद्या भागवतावधिः सुकविता गोविन्दगानावधिः कीर्तिर्दासकथावधिः चतुरता श्रीकृष्णसेवावधिः । लाभः सत्प्रणयावधिर्मधुरिमा श्रीमत्किशोरावधिः भक्तिः काप्यनुरागिणी व्रजपतेः श्री विट्ठलेशावधि । દાસ્યપદ–દાસત્વનુ સ્થાન.

૬. ૯૦મા પૃષ્ઠમાં ૧૨–૧૩ પંક્તિ ઉપરનાં પ્રમાણોનો જ ભાવાર્થ.

૭. સખ્યભક્તિ વિશદ કરે છે. અર્જુનાદિને સખ્યભક્તિ સિદ્ધ થઈ છે, પરંતુ વ્રજવાસીજનોને જેવો સખ્યનો આનંદ મળ્યો છે, તેવો આનંદ તેઓને નથી મળ્યો. એ વાત બહુ જ વિલક્ષણ ગુપ્ત છે.

આત્માસહિત સહુ અર્પિને સેવે સતત થઈ દાસ;
જનદયાપ્રીતમ કૃષ્ણ વણ આશા ન કહિં વિશ્વાસ.

પદ ૬૬ સું.

આત્મનિવેદન જેણે કીધુ જી, પદ પરમાનંદ જીતી લીધું
ચિંતાસઘળીપ્રલય પામીજી, પતિપૂર્ણાનંદશિરપરસ્વામ
સર્વાત્મભાવે પિયુ ટેહેલજી, વિધિનિષેધની છૂટી ગેલજી
સહજ પતિસું પ્રકટયો પ્રેમજી, શાંતિ પામે સર્વે નેમ

---

૮. આત્મનિવેદનની વ્યાખ્યા આપે છે. આત્મા-
પ્રભુમા જ સર્વ વિશ્વાસ. પોતાનું જે કહેવાતું હોય તેના
પ્રભુની સત્તા સ્થાપીને પ્રભુસેવામાં પરાયણ થવું.

૧. પ્રભુસમક્ષ જેણે આત્મનિવેદન કર્યું, તેણે પરમાનં
સ્થાન જીતી લીધુ. અથવા તો ક્રમશઃ સાધનરૂપ શ્રવણાદિ
વિધ ભક્તિ સિદ્ધ થયા પછી પરમાનંદ-પૂર્ણ પુરુષોત્તમનાં ધા
પ્રાપ્તિ થાય છે. પછી વિશેષ અનુગ્રહ થતાં અક્ષરબ્રહ્મમાંથી
જીવનો ઉદ્ધાર થાય છે, અને બ્રહ્માનંદ કરતાં શતગુણ વિ
ભજનાનંદ તે જીવને પ્રાપ્ત થાય છે. આત્મનિવેદન થયા પછી ચિંત
પ્રલય જ થઈ જાય છે. ચિંતાનું મૂલ 'મારું તારું' છે, તે
નષ્ટ થયું ત્યા ચિન્તા ક્યાંથી રહેવાની ? કેમ પોતાને
સાક્ષાત્ પૂર્ણ આનંદમય ધણી બિરાજે છે. આ વિષય કલેશ
રમાં કવિશ્રીએ સારી પેઠે સમજાવ્યો છે.

૨. સર્વાત્મભાવથી પ્રિયની ટહેલ-સેવા કરવી. એથી
વિધિનિષેધનો ગેલ-માર્ગ છુટી જાય છે. આત્મનિવેદનથી સેવ
અધિકાર પ્રાપ્ત થાય છે, માટે પ્રભુની સેવા કરવાનો કવિ ઉપ
કરે છે. સ્ત્રીપ્રાયમિતરત્ સર્વં વગેરે વાક્યને અનુસરીને કવિ

ઢાળ.

સૌ નેમ નાશે પ્રેમ પ્રકટયે અનાદિ એ રીત્ય;
તે અનુભવ્યો રસ ગોપીજન પળ પળે નૂતન પ્રીત. ૩
આહીર અબલા અધમ જાતિ સકલ સાધન હીન;
અહો પ્રેમ બલ જે અજીત ઈશ્વર તે તણે આધીન. ૪
એકપ્રેમ આસક્તિ વ્યસન તન્મયપણું મળી ચાર;
યો સ્નેહ કેરી અવસ્થા કાંઇ કથું બીજીવાર. ૫

---

છે કે, પુરુષોત્તમ તો સહજ પતિ છે, પુરુષ છે, જીવોના સ્વામી-પતિ છે. એ પતિને વરીને-આત્મનિવેદન કરીને તેની ટહેલ-સેવા કરવી. જેમ કન્યા પતિને વરીને પતિની પરિચર્યા કરે છે, તેમ જ જીવે પણ આત્મનિવેદનાત્મક વરણ સિદ્ધ થયા પછી પ્રાણનાથની ટહેલ કરવી. તેમ કરવાથી પ્રેમલક્ષણાભક્તિ સિદ્ધ થાય છે. પ્રેમ પ્રકટ થતાં સર્વે નિયમો-બંધનો શાંતિ પામે છે, તુટી જાય છે.

૩-૪. એ રીત આજકાલની નથી, પરંતુ અનાદિકાલથી ચાલી આવે છે. એ રસ શ્રીગોપીજનોએ અનુભવ્યો છે. જો કે તેઓ સર્વ વાતે સાધનશૂન્ય હતાં, પરંતુ તેમનું પ્રેમબલ એટલું બલવત્ હતું કે તેણે અજીત ઈશ્વરને વશ કરી લીધા હતા.

૫. પહેલાં વર્ણવેલી પ્રેમાદિ ચાર અવસ્થા ફરીને સ્પષ્ટ કરે છે. વારંવાર ક્રમ બતાવ્યાં છતાં કવિશ્રી-ઉપર ક્રમ શુદ્ધિ ન હોવાનો દોષારોપ કરવો એ એક પ્રકારનો માત્સર્યયુક્ત પ્રમાદ જ છે.

તન તપે બહુજ વિયોગથી રતિ તેની તે અતિ દીન;
એ પ્રેમલક્ષણ કહ્યું કિંચિત્ ત્યાંનું ત્યાં રહે મંન. ૬
એકવાર આખા દિવસમાં વણ મળે નવ રહેવાય;
કદિ ના મળે તો વિકલ થાય આસક્તિ એ કહેવાય. ૭
ઉર પરસ્પર વિંધાય નવ ખસી શકે કો અણુમાત્ર;
જન દયાપ્રીતમ કૃષ્ણ કરુણા તે વ્યસન રસ પાત્ર. ૮

પદ ૬૭ મું.

અતિ દુર્લભ છે એવી ભક્તિજી,જેની દાસી ચારે મુક્તિજી;
આચરણ વય વિદ્યારૂપ કોયજી;ધન જાતિ બલહરિ નવ જોયજી ૧
રાધાવર ભક્તિરસ ભીંજેજી,નિર્મળ રતિ પાખ્યે નવ રીઝેજી;
પારધિ કયાં આચરણ પ્રતિપાલજી, વ કયાં હ તૂં ધ્રુવજીબાળજી. ૨

---

૬. જુઓ ભક્તિપોષણ. પ્રેમાવસ્થાનું વર્ણન. રતિ તેની– તેની જ, પ્રેમપાત્રની, લગની લાગી રહે.

૭–૮. વિકલ–આકુલવ્યાકુલ બને. વ્યસનાવસ્થામાં પરસ્પર તેવો ભાવ ઉદ્દભવે જેમ જલમા મત્સ્ય. આસક્તિનું સ્વરૂપ અટાતિ યદ્ભવાનહ્નિ કાનનં ત્રુટિર્યુગાયતે ત્વામપશ્યતામ્.

૧. સાલોકય, સાર્ષ્ટિ, સામીપ્ય, સારૂપ્ય એ ચાર મુક્તિ ભક્તિની દાસી છે. પ્રભુ આચરણાદિને જોતા નથી, માત્ર પ્રેમ જ જુએ છે.

૨–૩–૪. શ્રીકૃષ્ણ ભક્તિરસથી જ ભીંજે છે. શુદ્ધ સ્નેહ વિના એ રીઝતા નથી. પારધિ. પોતાના ચરણારવિંદમાં જ બાણ મારનાર પારધિ. આચરણનું એ ઉદાહરણ છે। વયનું ઉદાહરણ ધ્રુવ છે. હાથીમાં વિદ્યા ન હતી. કુબ્જામાં રૂપ કયાં હતું ? સુદા

ઢાળ.

ધ્રુવ બાલ ગજ વિદ્યા કશી કુબ્જા હતું કયાં રૂપ;
ધન સુદામાને કયાં હતૂં વિદુર શી જાતિ અનૂપ. ૩
પુરુષાર્થ શું ઉગ્રસેનમાં નિરખિયો નંદકિશોર;
રિઝિયા કેવલ ભકિતથી એક એજ હરિ ચિત્તચોર. ૪
હરિભજનમાં પ્રતિકૂલ હોય તેને તજ્યે દોષ ન કોય;
જનનિ જનકસુત ભ્રાત ભર્તા ગુરુ આદિક કદિ હોય. ૫
માતા ભરત પ્રહ્લાદ પિતુ તજ્યો ઉગ્રસુત મતિવક્ર;
બંધુ વિભીષણ કાંત ઋષિપત્નિઓ બલિ ગુરુ શુક્ર. ૬

---

માજીને ત્યાં ધન કયાં હતું ? વિદુરજીની મતિ ક્યાં ઉત્તમ હતી ? ઉગ્રસેનમાં પુરુષાર્થનું બળ પણ કયાં હતું ? માત્ર પ્રભુ ભક્તિથી જ પ્રસન્ન થાય છે. સરખાવો—

> व्याधस्याचरणं ध्रुवस्य च वयो विद्या गजेन्द्रस्य का ?
> कुब्जायाः किमु नामरूपमधिकं किं तत्सुदाम्नो धनम् ?
> वंश: को विदुरस्य यादवपतेः उग्रस्य किं पौरुष्य ?
> भक्त्या तुष्यति केवलं न तु गुणैर्भक्तिप्रियो माधव. ॥

૫. ભગવદ્ભજનમાં જે પ્રતિકૂલ હોય તેનો ત્યાગ કરવાથી કોઈપણ પ્રકારનો દોષ પ્રાપ્ત થતો નથી. પછી તે માત, પિતા, પુત્ર બંધુ, ગુરુ કે ગમે તે હોય.

૬. બધાનાં ક્રમશઃ દૃષ્ટાંત આપે છે. શ્રીરામચંદ્રજીના પરમ ભરતે માતા કૈકેયીનો ત્યાગ કર્યો, પ્રહ્લાદે સ્વપિતા હિરણ્યકશિપુનો, ઉગ્રસેને પોતાના મતિવક્ર-વાંકી બુદ્ધિવાળા પુત્ર કંસનો, વિભીષણે રાવણનો, ઋષિપત્નિઓએ પોતાના પતિઓનો, બલિ રાજાએ કુલગુરુ શુક્રનો કરેલો ત્યાગ પ્રસિદ્ધ છે.

તે પરમ પ્રિય પ્રમાણવા જે ભજાવે ભગવંત;
શત્રુ સમ તે સમજવા પ્રભૂથી ચળાવે ચંત. ૭
ચુલમાં પડી ચતુરાઇ સૌ અવગુણ સમજ ગુણ જેહ;
જન દયાપ્રીતમ કૃષ્ણ શું જો નથી સાચો સ્નેહ. ૮

પદ ૬૮ મું.

તેજસ્વીહોય સૂર્યસમાનજી,ગણપતિ સરખોમહામતિમાનજી;
આનંદ શીતલ સમ ચંદ્રજી, વૈભોગી તો બીજો ઇંદ્રજી. ૧
દ્રવ્યવંત તો તુલ્ય કુબેરજી, અચળપણામાં તુલના મેરુજી,
રૂપવંત તો જેવો કામજી, અર્જુન સરખો ધીર સંગ્રામજી. ૨

---

૭–૮. ભગવદીયનાં સગાવહાલાંની ટુંકીને ટચ વ્યાખ્યા કવિ આપે છે. પ્રભુભક્તિમાં સહાયભૂત બને તે પ્રિય. અને પ્રભુ ભક્તિથી વિમુખ કરે તે દુશ્મન. ચતુરાઈ ગઈ ચુલામાં, અને ગુણ પણ થયા અવગુણ, જો દયાના પ્રિયતમ શ્રીકૃષ્ણથી સાચો સ્નેહ ન રાખ્યો તો.

૧–થી–૬. કડીનો સંબંધ એક છે. આનંદદ–આનંદ આપનાર. વૈભોગ–ઇંદ્ર જેવો વૈભવ ધરાવતો હોય. મેરુ–મેરુપર્વત જેવા અચલ–સ્થિર–ઠરેલ–મક્કમ વિચારનો. સંગ્રામ–રણમાં અર્જુનજેવો હોય. સુરગુરુ–બૃહસ્પતિ. સંગ્રામવાદે વાદવિવાદના રણક્ષેત્રમાં. જનક જેવો પૂર્ણ જ્ઞાની જીવન્મુક્ત હોય ક્ષમી–ક્ષમાવાળો. રોમહર્ષણ મુનિ જેટલી આવરદાવાળો. નૃગરાજા અને કર્ણરાજાજેવો દાનેશ્વરી. સમુદ્ર સરખો ગભીર. શિબિરાજા અને નલરાજા, ગમે તેવો હોય. અનંત ગુણો ધરાવતો હોય તોપણ, સારું કુલ, સારો જન્મ, સારાં લક્ષણ, કશી વાતની ન્યૂનતા ન હોય તોપણ, એક શ્રીમજેચના શુદ્ધ પ્રેમવિના સર્વ શ્રીસંપત્તિ અસ્ત–નકામી છે એમ સમજવું.

ઢાળ.

સંગ્રામવાદે સુરગુરુસમ જનક જ્ઞાને પૂર;
દેવી ક્ષમા સરખો ક્ષમી મુનિ રોમ હરષાપૂર. ૩
નૃગ કર્ણ સમ દાનેશ્વરી ગંભીર સિંધુસમાન,
વિક્રમ સરખો યશસ્વી સત્યવાદી શિબિ નલસમાન. ૪
કવિ શુક્ર સમ ધર્મી યુધિષ્ઠિર વાયુસમ બલવંત;
સમ સિદ્ધ સહસાર્જુન ઇત્યાદિક સુગુણ અનંત. ૫
સત્કુલ જન્મ સત્કર્મ લક્ષણ ન્યૂન નહીં કશી વસ્ત;
એક શ્રદ્ધાભક્તિ પ્રેમ વ્રજપતિ વિના સહુ શ્રીઅસ્ત. ૬
ચો ચૌદ ષટ નવ અષ્ટ દશ ભણી કર્યું સઘળું ટોલ;
શ્રીકૃષ્ણ ભક્તિ નથી તો સમજવો દ્વિજ ચંડાલ. ૭
નહીં વેળુ પીલે તૈલ કદિ જલ મથે નવનીત ન્હોય;
ત્યમ દયાપ્રીતમ કૃષ્ણભક્તિ વિના ભદ્ર ન જોય. ૮

પદ ૬૯ મું.

સ્પર્શ મણિનું પૂર અભિરામજી, ચિંતામણિમય રચિયું ધામજી;
કામધેનુ ઘેર અક્ષય પાત્રજી, વાડ વાટિકા સુરદ્રુમ માત્રજી. ૧

---

૭. ચો–ચાર–વેદ. ચૌદ–વિદ્યા. ષટ્–શાસ્ત્ર. નવ–જ્યોતિષ (?) અષ્ટાદશ–અઢાર પુરાણ. એ સર્વનું અધ્યયન કરીને આડંબર તો કર્યો, પરંતુ જો ભગવદ્‌ભક્ત ન બન્યો તો તે બ્રાહ્મણ ચાંડાલ જાણવો.

૮. વેળુ–રેતી. નવનીત–માંખણ. ભદ્ર–કલ્યાણ.

૧–૨. સ્પર્શમણિનું–પારસમણિનું. પુર–નગર. અભિરામ–મનોહર. ચિંતામણિથી જડેલું ઘર હોય. કામધેનુ ગાય હોય.

નવગ્રહ સિદ્ધિસહુ આધીનજી,સહુજગ જેની આગળદીનજી;
જો નથી ભક્તિ નંદકુમારજી, તો એ પામ્યું સહુ ધિક્કારજી.૨

ઢાળ.

ધિક્કાર ઇત્યાદિ કલિમલ તુલ્ય વહે હરિ ભક્ત;
જે ભૂલ્યા સકલ પ્રપંચ દૃઢ શ્રીકૃષ્ણરૂપાસક્ત. ૩
જ્યમ જીવે ફણી મણિ જોઇને જલ મગ્ન જીવે મચ્છ,
તેવિના પ્રાણ ટકે ન ક્ષણ એવી અનન્ય પ્રીતિ સ્વચ્છ. ૪
નવધા ખરી પણ પ્રેમભક્તિ તણું બલ છે અત્ય;
તે વિના રસિકચૂડામણિ હરિ વશ ન થાય એ સત્ય. ૫
જ્યમ પુષ્પ નાના જાતિપર ટકી મધુપ લે ક્ષણ ગંધ;
પણ કમલવણ બંધન ન કહું એમ સમજ ઉભય સંબંધ. ૬

---

અક્ષત્રપાન ઘરમાં હોય. વાડીની વાડ સુરદ્રુમ કલ્પવૃક્ષની હોય. નવગ્રહ, નવનિધિ સર્વ સ્વાધીન હોય, પણ જો નંદરાજકુમારની ભક્તિ નથી, તો એ સર્વ મળેલાને ધિક્કાર છે.

૩. એ સર્વ સિદ્ધિને હરિભક્ત કલિરૂપ તુચ્છ સમજે છે' જે ભક્તો શ્રીકૃષ્ણસ્વરૂપમાં આસક્ત થઇને સર્વ પ્રપંચને ભૂલી ગયા છે.

૪. ફણી-સર્પ. મણિના જ પ્રકાશથી સર્પ ભક્ષ મેળવે છે, સ્વચ્છ-નિર્હેતુક અનન્ય પ્રીતિ થવી જોઇએ.

૫. નવધાભક્તિ ઠીક; પરંતુ પ્રેમભક્તિની તો બલિહારી છે. તેના વિના રસિકશિરોમણિ કદી વશ થાય નહિ.

૬. નાના-અનેક જાતના પુષ્પ ઉપરથી ભ્રમરો ગંધ લે છે, પણ જો બંધાયલો હોય તો તે કમલથી, નહિ કે કોઇ ઇતર પુષ્પથી. તેવો સંબંધ પ્રભુસાથે થવો ઇષ્ટ છે.

જીત્યો અજિત બાંધે અબધ્ બલપાશ અતિશયપ્રેમ;
હરિ ક્રીડામૃગ પ્રેમી કર્યા ભૂલવ્યાં, વચન શ્રુતિ નેમ. ૭
કદિ ત્રુટે વજ્રની શૃંખલા પણ પ્રણયપાશ ન તૂટે;
જ્યાં દયાપ્રીતમ કૃષ્ણને મન બેહુનું બલ ખૂટે. ૮

પદ ૭૦ મું.

શિષ્યવદેશ્રીગુરુમનેકહીએજી,એવીભક્તિતેકયમલહીએજી;
તેનો છે કંઈ સરલ ઉપાયજી, દુર્લભ વસ્તુ પ્રાપ્તિ થાયજી. ૧
શ્રીગુરબોલ્યા વચન અભંગજી,ઉપાય એનોએક સત્સંગજી;
કૃષ્ણ કૃપાએ તે પણ લાધેજી,પછી પદ તેહના નિત્યઆરાધેજી.૨

---

૭-૮. પ્રેમનું બલ વર્ણવે છે. અજીત-ન જીતાય તેવાને તે જીતે, અબાંધે એવું-ન બંધાય તેવાને. પ્રેમપાશનું બલ ઘણુંજ છે. પ્રેમપાશે પ્રભુના ક્રીડામૃગ કરી મુક્યા. શ્રુતિનાં-વેદનાં વચનો અને નિયમોને પણ ભૂલાવી દીધા. જેમ પાશમાં સપડાયલો મૃગ મનુષ્યને આધીન થાય છે. વજ્રની શૃંખલા-સાંકળ કદિ તુટવાનો સંભવ, પરંતુ પ્રેમપાશ તો તુટેજ નહિ. દયાના પ્રિયતમ અને મનનું બલ પણ ખુટી જાય તોપણ પ્રેમપાશ તુટે નહિ. આ સરલ અર્થ વિદ્વાન્ ટીકાકારને સુઝ્યો નથી.

૧. શિષ્ય પ્રશ્ન કરે છે કે, શ્રીગુરો, આપ જે ભક્તિ વર્ણવો છો, તે ભક્તિ કેમ પ્રાપ્ત થાય? તેનો કાંઈ સરલ ઉપાય છે? કે જેથી દુર્લભ વસ્તુની પ્રાપ્તિ થાય.

૨. શ્રીગુરુ અભંગ-નિર્દોષ વચન બોલ્યા કે, હા, તેનો સરલ ઉપાય માત્ર સત્સંગ છે. તે પણ પ્રભુકૃપાએ મળી આવે. પછી તે ભગવદીયનાં ચરણનું નિત્ય સેવન કરવું.

ઢાળ.

આરાધન શ્રદ્ધા સહિત દીનતા મનમાં લાવે;
જોઇ કૃપા ઉપજે ભકતને તવ પ્રેમ ભકિત આવે. ૩
તે વેશધારી ઘણા પણ અનુભવી વિરલ જ હોય;
જે તાદ્રશી કહેવાય દર્શન થતા અઘ દુઃખ ખોય. ૪
તેતણાં લક્ષણ સૂણ કહું જે કહ્યાં શાસ્ત્ર પુરાણ;
પ્રભુ પ્રાણાધિક જેને પ્રિય પ્રભુને અધિક તે પ્રાણ. ૫
શ્રીમદાચાર્યનો દ્દઢાશ્રય ઉર અન્યાશ્રય નહિ નામ;
નિરપેક્ષ વર્જિત કામ લોભે સેવે સુંદર શ્યામ. ૬
માત્સર્યરહિત વિરક્ત તત્પર સદા પર ઉપકાર;
હોય વ્યસન સેવા કથા કીર્તન સતત નંદકુમાર ૭

---

૩. ભગદીયની આરાધના શ્રદ્ધાપૂર્વક મનમાં દીનતા લાવીને કરવી. તેમ કરતાં જો તેમની કાંઈ કૃપા થઈ તો પ્રેમભક્તિ પ્રાપ્ત થાય.

૪. તેમાં એટલો ખ્યાલ રાખવો કે, નામના ભગવદીયો વેષ ધારી થઇને ઘણા ફરે છે, તેમાં અનુભવી તો કોઈ વિરલ જ મળ વાનો. અઘ–પાપ.

૫. ભગવદીયનું સ્વરૂપ આલેખે છે. अहं स च मम प्रिय એ ભગવદ્વાક્યાનુસાર જેને ભગવાન્ પ્રાણથી પણ પ્રિય હોય અને જે પ્રભુને પ્રાણાધિક પ્રિય હોય તે ભક્ત.

૬. શ્રીવલ્લભાધીશ્વરનો જ દ્દઢ આશ્રય. અન્યાશ્રયનું નામ કે નિશાન નહિ. કોઈપણ જાતની અપેક્ષા ન રાખે. કામ લોભથી રહિત. બીજું સ્પષ્ટ છે.

૭–૮. નિરંતર પરોપકારમાં તત્પર હોય. હિતકારી અને

શુભ સત્ય મિષ્ટ સુહિતકરણ વાક્ય વદે હરિયુક્ત;
જન દયાપ્રીતમ કૃષ્ણ વલ્લભ સંત જીવન મુક્ત. ૮

પદ ૭૧ મું.

તે ભગવદીય દાસાનુદાસજી, થાતાં ઉર હોય ભક્તિ નિવાસજી;
સત્સંગતનું માહાત્મ્ય અપારજી, હરિ મળવાનો સત્ય ઉપચારજી.૧
ઉદ્ધવ પ્રત્યે શ્રીહરિ વાણીજી, તે કહું કિંચિત્ ઇંહાં વખાણીજી;
ઉદ્ધવ મુજને ન રોધે યોગજી, સાંખ્ય ધર્મના કર્મપ્રયોગજી. ૨

ઢાળ.

ન પ્રયોગ ન સ્વાધ્યાય તપ દક્ષિણા દાન ન ત્યાગ;
વ્રત નેમ યમ તીર્થાટને ન રોધાઉં નાના યાગ. ૩
રોધાઉં નહિ વેદાધ્યયન આદિવિના સત્સંગ;
વણ ધર્મસાધન થાઉં વશ હું જો સુસંગે રંગ. ૪
બહુ દૈત્ય રાક્ષસ ખગ મૃગ ગાંધર્વ અપ્સરા નાગ;
જન સિદ્ધ ચારણ વિદ્યાધર ગુહ્યક કપિ સદરાગ. ૫
સ્રી વૈશ્ય શૂદ્ર ને અંત્યજ જાતિ રજ તમ પ્રકૃતિ સપાપ;
તે તે સર્વ મુજ પામિયાં કેવલ સુસંગ પ્રતાપ. ૬

---

પ્રિય-મીઠું, અને સત્ય બોલે. અને તેમાં પણ હરિનામ હોવું જ જોઈએ. તેવાં લક્ષણવાળો તે જ ભગવદીય અને સંત, અને તે જ જીવન્મુક્ત.

૧. એવા જીવન્મુક્ત પરમ ભગવદીયના દાસાનુદાસ થતાં હૃદયમાં ભક્તિનો નિવાસ થાય છે. સત્સંગનું માહાત્મ્ય અપાર છે. પ્રભુને મળવાનો સાચો રસ્તો સત્સંગ જ છે.

૨ થી ૮. સુધી અને ૭૨ પદની-૨-કડી સુધી શ્રીમદ્

તે કોણ કોણ કહું સુણો પ્રહ્લાદાદિક બલિ ભૂપ;
વૃષપર્વા વૃત્રાસુર બાણાસુર તર્યા ભવકૂપ. ૭
હનુમાન સુગ્રીવ અંગદાદિક તથા જાંબુવાન;
તે સહુ દયાપ્રભુ પદ લહ્યું સત્સંગ શક્તિ મહાન. ૮

પદ ૭૨ મું.

ગજસગ્રાહને ગીધખગજાતિજી, વ્યાધવળી કુબ્જા જગખ્યાતિજી;
યજ્ઞપત્નિયો સહુ વ્રજગોપીજી, ભક્તમણિ સત્સંગે ઓપીજી. ૧
પ્રકટયો ઇત્યાદિક હરિ રંગજી, પ્રભુ પામ્યા કેવળ સત્સંગજી;
સંગ સંતનો વ્યર્થ ન જાયજી, અલ્પમાત્રપણ અતિ ફળદાયજી. ૨

---

ભાગવતના એકાદશસ્કંધના ૧૨મા અધ્યાયના પ્રારંભના નીચેના શ્લોકોનો અનુવાદ છે.

न रोधयति मा योगो न सांख्य धर्म उद्धव । न स्वाध्यायस्तपस्त्यागो नेष्टापूर्तिर्न दक्षिणा ॥ व्रतानि यज्ञश्छन्दांसि तीर्थानि नियमा यमाः । यथावरुन्धे सत्सङ्ग· सर्वसङ्गापहो हि माम् । सत्सङ्गेन हि दैतेया यातुधाना खगा मृगाः । गन्धर्वाप्सरसो नागा सिद्धाश्चारणगुह्यका· ॥ विद्याधरा मनुष्येषु वैश्या शूद्रा स्त्रियोन्त्यजा· । रजस्तम·प्रकृतयस्तस्मिंस्तस्मिन् युगेऽनघ ॥ बहवो मत्पदं प्राप्तास्त्वाष्ट्रकायाधवादय । वृषपर्वा बलिर्बाणो मयश्चाथ विभीषणः ॥ सुग्रीवो हनूमानृक्षो गजो गृध्रो वणिक्पथ । व्याधः कुब्जा व्रजे गोप्यो यज्ञपत्न्यस्तथापरे ॥ तेनाधीतश्रुतिगणा नोपासितमहत्तमा । अव्रतास्तप्ततपस सत्सङ्गान्मामुपागता ॥

આ વાક્ય ઉદ્ધવપ્રતિ પ્રભુએ ઉપદેશ્યાં છે. મરહુમ સાક્ષર ગણાવે છે કે, 'એવો ઉચ્ચાર કવિ હરિમુખમાં મુકે છે.' સાક્ષરની આ ભાગવતધર્મની અનભિજ્ઞતા ઉપહાસપાત્ર જ ગણાશે. યોગ-હઠયોગાદિ. સાંખ્યપ્રકૃતિપુરુષવિવેક. કર્માનુષ્ઠાન. સ્વાધ્યાય-વેદ. તીર્થાટન. ખગ-પક્ષી. સમાપ-માપવાળાં. ઇતર સર્વ સ્પષ્ટ છે.

ઢાળ.

ફળ અતિ સહજ સત્સંગથી તરીયો અજામિલ પાપી;
સુત નામ નારાયણ ધરાવી ભુક્તિ મુક્તિ આપી. ૩
પતન વીથિ ઉદક અતિ અશુચિ જહાં મળ્યું જઇ જળગંગ;
ગંગા થયું તે સહજ સદ્ય જ જો બલ મહદ્ પ્રસંગ. ૪
હરિ સંગી સંગ સમાન લવ સુખ નાક નહિ નિર્વાણ;
તો મૃત્યુલોકનું મૃષા સુખ તે કરે કથન કોણ. ૫
સુરદ્રુમ હરે દારિદ્રતા શશિ તાપ ગંગા પાપ;
તે ત્રણે સાધુસંગ સદ્ય હરે જ અતુલપ્રતાપ. ૬
હોય વૈષ્ણવ વૃક્ષ સમાન ગુણ પરસુખ કરે સહિ ક્લેશ;
નખશિખ લગી પરમાર્થ સહુ સ્વાર્થ નહિ લવલેશ. ૭

---

૧-૨. સગ્રાહ-મગર સાથે. ગજ-હાથી. ભક્તમણિ-શ્રીવ્રજ. ગોપી. થાડો પણ સત્સંગ થયો હોય તોપણ અતિફલદરૂપ છે.

૩. થોડા જ સત્સંગથી અજામિલ જેવો મહાપાપી તરી ગયો. સુત-પુત્રનું નામ નારાયણ હતું, તે જ મરતી વેળાએ એણે કહ્યું, તેને પ્રભુનું નામ ગણીને મુક્તિથી તેને મોક્ષ મળ્યો.

૪. પત્તન-શહર-ની વીથી-શેરીમાંથી નિકળેલું ઉદ-ઉદક-જલ. અશુચિ-અપવિત્ર. ગંગાજીના મહત્પ્રસંગથી જ તે અપવિત્ર જલ પવિત્ર થયું.

૫. ભગવાનના સંગી બનેલા ભાગ્યશાળીના લેશપણ સમાગમમાં જેટલું સુખ સમાયલું છે, તેટલું નાક-સ્વર્ગમાં નથી. નિર્વાણ-સુખ. મૃષા-મિથ્યા. કથની-વાત.

૬. સુરદ્રુમ-કલ્પવૃક્ષ. શશી-ચંદ્ર. સદ્ય-તત્કાળ. અતુલપ્રતાપ-જેનો પ્રતાપ કોઇના સરખો નથી.

લવણ વાંક દે દુઃખ દુષ્ટ મારે દુર્વચન ઉર બાણ;
સ્તવી દયાપ્રીતમ કૃષ્ણ માગે તેનું પણ કલ્યાણ. ૮

પદ ૭૩ મું.

ગુણ સાધુના હોય જ એવાજી, પરોપકારી ચાહે ન સેવાજી;
દોષ કરે બહુ પરના પાનજી, પ્રકટ કરે ગુણ અલ્પ મહાનજી. ૧
ગરલ દોષ સાગર શિવ પીધોજી, ચંદ્ર ચતુર્થી ભાલે દીધોજી;
દુર્લભ સાધુ મળવા એવાજી, મળે પ્રસન્ન જો હોય હરિદેવાજી. ૨

ઢાળ.

હરિદેવની કરૂણાબલે ભગવદીય એવા ભેટે;
ભક્તિ ઉદયે અનપાયિની દુષ્કૃત દુઃખ સહુ મેટે. ૩

---

૭-૮. લવલેશ-થોડો યત્કિંચિત્ પણ નહિ. વાંકવિના કોઈ દુષ્ટ દુઃખ દે, હૃદયને બાણરૂપ થઈ પડે તેવાં દુર્વચનો કહે તો પણ અનન્ય ભગવદીય તો તેવા 'દુષ્ટનું પણ કલ્યાણ જ થાઓ' એમ પ્રભુ પાસે માગે. આજના ભગવદીયોને સરખાવો !!

૧-૨. गुणदोषौ बुधो गृह्णन्निन्दुक्ष्वेडाविवेश्वरः । शिरसा श्लाघते पूर्वं परं कण्ठे नियच्छति ॥ એ સાહિત્યના શ્લોકનું વિવરણ આ બે કડીમાં છે. સાધુ પુરુષના ગુણો કાંઈ પણ સેવાને-બદલાને ચહાતા નથી, પરોપકાર જ કરેછે. પરના-પારકાના. અલ્પ-થોડા ગુણ હોય તોપણ મહોટા કરીને પ્રકટ કરે. સમુદ્રના દોષ રૂપ ગરલ-જહરને શિવે પીધું. સમુદ્રને દીપાવનાર ગુણરૂપ ચંદ્ર તો મસ્તકે જ રાખ્યો. પ્રભુ પ્રસન્ન થાય તો જ તેવા સાધુ પુરૂષોનો 'સમાગમ' થાય.

૩. અનપાયિની-નહિ નાશ પામનારી. દુઃકૃત-પાપ. દુઃખં

એમ સુણી બોલ્યો શિષ્ય શ્રીગુરૂ મહાપ્રબલ સત્સંગ;
સત્સંગ કેટલા કરે જે પણ નથી ચઢતો રંગ. ૪

તેનું કશું કારણ હશે મહારાજ મુજને ભાખો;
શીપેર લાગે સંગ સજ્જન તે વિધિ કહિ દાખો. ૫

સુણ શિષ્ય પ્રતિઉત્તર કરૂં બોલિયા શ્રીગુરૂરાય;
છે ઓછચ એકેકી ઉભયમાં ટળે કારજ થાય. ૬

આતુર પરીક્ષિત શુદ્ધ શ્રોતા વક્તા શુક શુચિ ગ્રામ;
ફલીભૂત સંગતિ શીઘ્ર થઇ નૃપ મળ્યું અચ્યુત ધામ.૭

શ્રોતા તથા વક્તા બરોબર મળે ત્યાં શી વાર;
જન દયાપ્રીતમ કૃષ્ણપદપંકજ ઉભય ચિત્ત તાર. ૮

પદ ૭૪ મું.

તેં કથા સાંભળી બહુ જનજી, પણ પરીક્ષિત સરખું નહિ મનજી;
માટે ન થતું ફલ તતખેવજી, વકતા તેના તે શુકદેવજી. ૧

---

૪-૫. શિષ્ય પ્રશ્ન કરે છે. મહા પ્રબલ-બહુ જ બલવાન્. શી પેર લાગે-સત્સંગનો રંગ કેમ લાગે. કહો દાખો-કહી દેખાડો.

૬. હે શિષ્ય હું જે પ્રત્યુત્તર કરું છું, તે સાંભળ. એમ ગુરુજી બોલ્યા. શ્રોતા અને વક્તા બન્નેમાં એક એક ઓછપ-ન્યૂનતા છે, તે ટળે તો કાર્ય સિદ્ધ થાય.

૭. આતુર-ઉત્કંઠાવાળો. શુચિ ગ્રામ-પરમ પવિત્ર. શુક-શુકદેવજી. એ બન્ને ઉત્તમોત્તમ કક્ષાના શ્રોતા વક્તા હોવાથી સંગતિ તત્કાલ ફલી. અર્થાત્ રાજાને ભગવદ્ધામની પ્રાપ્તિ થઈ.

૮. બન્ને સુયોગ્યનો યોગ થાય તો વાર શાની લાગે ? કેમકે દયાના પ્રિયતમ શ્રીકૃષ્ણના ચરણકમલમાં જ બન્નેનાં ચિત્તનો એક તાર લાગી રહ્યો છે.

તરે તુંબિકા આશ્રિત તારેજી, અનુભવ સહુને શાસ્ત્ર પોકારેજી;
પણ જો ઉર હોય રહિત વિકારજી,તરે ન તારે લીલી લગારજી. ૨

ઢાળ.

લીલી ન તારે તુંબી ત્યમ ન ફલે સમલ જન સંગ;
ફરી તેનું તે જ કરે સુકાર્ય વિકાર થાતાં ભંગ. ૩

આર્દ્ર વસ્ત્ર અડે અવર ભીંજવે તે પણ વાસ;
અડયું વસન સૂકુ શુષ્કને ત્યાં નહિ શીતાભાસ. ૪

મલયાદ્રિદ્રુમ ચંદન સહુ પણ નહિ એરંડ ન વંશ;
ઉર ગ્રંથિયો તે માટે ત્યમ સત્સંગ ફલે ન નિસ્સંશ. ૫

---

૧—૨ તે જ કથા ઘણાઓએ સાંભળી છે, પણ પરીક્ષિત જેવું શુદ્ધ આતુર હૃદય ન હોવાથી તેનું કાંઇ ફળ પ્રાપ્ત થયું નહિ. બાકી વક્તા તો તેના તે જ છે. તુંબિકા–તુમડી પોતે તરે અને પોતાને આશ્રય કરીને રહેલાને તારે, પણ તે તુમડી સુકી હોય તો જ, લીલી ન જોઇએ. લીલી તો તરે નહિ, ને તારે પણ નહિ. તેમ વિકાર રહિત શ્રોતા વક્તા હોય તો જ તરે અને તારે.

૩. સમલ–વિકારરૂપમલથી સહિત–યુક્ત–જ્યાં સુધી વિકાર છે ત્યાં સુધી એ જ સુકાર્ય વારંવાર વિકાર ઉદ્ભવતાં ભગ્ન થાય છે.

૪. આર્દ્ર વસ્ત્ર–ભીનું લુગડું–બીજા સુકા લુગડાને અડે તો તેને ભીંજવી નાખે. વાસ–વસ્ત્ર સુંકું વસ્ત્ર સુકા વસ્ત્રને અડે તો ત્યાં કાંઇ શીતલતાનો ભાસ થતો નથી.

૫. મલયાચલના પવનના સ્પર્શથી બધાં વૃક્ષો ચંદન બની જાય છે, પરંતુ વંશ–વાંસડો અને એરંડો તો એવાને એવા જ રહે છે. કેમકે તેમને ઉરમાં–મધ્યમાં ગાંઠયો છે. તેમ જ જ્યાં સુધી વિષયવાસનારૂપ ગાંઠયો હૃદયમાં ઘર કરી બેઠી છે ત્યાંસુધી તેવા નૃશંસ–ક્રૂરને સત્સંગ ફલતો નથી.

શતકલ્પનીરનિમગ્ન ઉર પાષાણ આગ ન જાય;
કદિ અષ્ટ યામ ઉકાળિયે કાંગણું ન કોમળ થાય. ૬
જ્યમ ચિત્ર કેરા ચંદ્રથી નવ શમે તન પરિતાપ;
ત્યમ ગગનશશિથી પણ ન ઉભળે ચિત્ર ઉદધિઆપ. ૭
જીજ્ઞાસુ ઉપદેષ્ટા ઉભય હોય ઉચિત ટળે ભવ રોગ;
જન દયાપ્રીતમ કૃષ્ણકરુણા તવ મળે એ યોગ. ૮

પદ ૭૫ મું.

હિત હરિ જગવે સાચા સંતજી, તે જ દુષ્ટ ભુલવે ભગવંતજી;
હરિજનપાસે નિત્યે વસવુંજી, દુષ્ટ સંગથી દૂરે ખસવુંજી. ૧
દુષ્ટ સંગ પહેલો પરનારીજી નિજની પણ બહુ પ્રિય નહિ સારીજી;
કામ દામ બે માયા ધામજી, સદા અવિદ્યા ત્યાં વિશ્રામજી. ૨

---

૬. નીરનિમગ્ન—પાણીમાં ડુબેલા. આગ્ય—અગ્નિ પત્થરમાં અગ્નિ રહે છે. અષ્ટયામ—આઠપહોર.

૭. ચિતરેલા ચંદ્રથી શરીરનો પરિતાપ શમતો નથી તેમ જ આકાશના ખરા ચંદ્રથી ચિત્રમાનો દરિયો ઉભરાતો પણ નથી.

૮. માટે જીજ્ઞાસુ અને ઉપદેષ્ટા એ બન્ને ઉચિત—યોગ્ય હોય તો જ ભવરોગ—સંસારરોગ—ટળે. તેવો યોગ તો શ્રીકૃષ્ણની કરુણા હોય તો જ મળે છે.

૧—૨. સાચા સંતો હરિમાં હિત—સ્નેહ કરાવે છે. દુષ્ટ લોકો પ્રભુ સ્નેહને ભુલાવે છે. દુષ્ટ સંગ—મુખ્યત્વે કરીને પરનારીનો સમજવો. પોતાની નારી પણ બહુ જ પ્રિય હોય તે પણ ઠીક નહિ. પ્રેમ તો માત્ર પ્રભુમાં જ રાખવો કામ અને દામ એ માયાને રહેવાના ધામ—ગૃહ છે. ત્યાં માયા અવિદ્યા આવીને ઠરી છે.

ઢાળ.

વિશ્રામ જ્યાં નિત્ય અવિદ્યા ત્યાં સહુ અમંગલ હોય;
શ્મશાન સ્થળ ત્યાં પ્રેત હોય કૌતુક ન માને કોય. ૩

તરુણી જ માયા મોહિની તરવા ન દે જ્યાં સંગ;
અણ મળ્યા કો કદિ ઉગરે મળતાં સકલ બલ ભંગ. ૪

તે માટે એવું નાસવું જ્યમ છાયા સ્પર્શ ન થાય;
જ્યમ છાયા મગરી છાયા અડતાં કાયા કરડી ખાય. ૫

તરવાર સરખી તરૂણી શણગારી દિસે સારી;
ઉપર અનુપમ રૂપ મનોહર અંતરમાં હત્યારી. ૬

પચરંગી પ્રફુલ્લિત પુષ્પ સરખી મોહન નિરખે નાર;
મસળ્યા પછી મન ગ્લાનિ ઉપજે ચતુર ચિત્ત વિચાર. ૭

---

૩. અમંગલ-વિઘ્ન-દુઃખ સ્મશાનમાં પ્રેત હોય જ એમાં કોઇને આશ્ચર્ય લાગતું નથી.

૪. તરુણીનો સંગ કદી તરવા દેતો નથી. જે તેને મળ્યા નથી તે તો કદી ઉગરે-બચે છે, પણ જે તેને મળ્યા છે, તેના બલનો નાશ જ થઇ ગયો એમ સમજવું.

૫. વાસ્તે સ્ત્રીથી દૂર જ રહેવું. એટલેસુધી કે, તેની છાયાનો પણ સ્પર્શ ન થાય, છાયામગરી નામના જાનવરને છાયાનો સ્પર્શ થતાં જેમ શરીરને કરડી ખાય છે, તેમ સ્ત્રી પણ શરીરને ચુમી લે છે.

૬. સ્પષ્ટ છે. ૭. ઇંદ્રવાયણાનું ફુલ ઉપરથી તો બહુ જ દેખાવડું હોય છે, પણ તેની અંદર લહાળા જેવી શ્યામતા હોય છે, તે તેને મસળ્યા પછી સખ્ત ગ્લાનિ ઉત્પન્ન થાય છે.

દુઃખ દુષ્કૃત નરકની ખાણ સ્ત્રી ડરી પરિ ચિત્તથી કાઢ;
જન દયાપ્રીતમ કૃષ્ણ મળતાં મધ્ય મોટી આડ. ૮

પદ ૭૬ મું.

ધન પણ તેવું મન બગાડેજી પ્રભુમાં પહોચ્યું ખેંચી કાઢેજી;
અનર્થ જેમાં દશ ને પાંચજી, શ્રીમુખ ગાયા ભરીયાં આંચજી; ૧
સુદહ્રય સર્વેથી કલેશ કરાવેજી, પ્રાણ ખોય કે પ્રેત બનાવેજી;
હરિસેવામાંવા પરમાર્થજી, વિત્ત વવરાયું સફલિત અર્થજી. ૨

---

૮. ઉપસંહાર કરે છે. સ્ત્રીથી ડરીને તેને પરી કર–દૂર કાઢ. ચિત્તથી પણ તેને સંભાળ નહિ. પ્રભુને મળવામાં એ મોટી આડ ફાંસ જેવી છે. 'ખુદા ઔર ઇન્સાન કે બીચમેં દિવાર!' કવિશ્રીને 'છેલ, છબીલો, ફાંકડો' વગેરે વિશેષણો મુકીને કવિને એક મહાદૂષિત માનીને ગમે તેમ ગાડું ગબડાવતા સુધારકંમન્ય–સાક્ષરો–(કે રાક્ષસો?) આ પદ વાંચીને શું સમજ્યા હશે? જે લૌકિક વિષયમાં મસ્ત હોય તે આવાં ઉત્તમોત્તમ, વૈરાગ્યની પરમ કાષ્ઠા બતાવનારાં વાક્યો ઉચ્ચારે કે? આશ્ચર્ય તો એ છે કે કવિનું જીવનચરિત્ર આલેખતાં 'ડાહ્યાડમરા' સાક્ષરોએ પોતાનાં ડોઢડહાપણ સિવાય કવિનાં કાવ્યો શું કહે છે તે તરફ દૃષ્ટિ જ નથી કરી.

૧—૨. કામને માયાનું રહેઠાણ સિદ્ધ કરીને દામને પણ માયાનું ઘર કરીને કહે છે. ધનમાં દશને પાંચ–પંદર અનર્થ છે. આંચ–દેવતા–અર્થાત્ તાપથી ભરેલા છે. स्तेयं हिंसानृतं दंभः कामः क्रोधः स्मयो मदः । भेदो वैरमविश्वासः सस्पर्धा व्यसना नि च ॥ एते पञ्चदशानर्था ह्यर्थमूला मता नृणाम् । જો પ્રભુએ દ્રવ્ય આપ્યું હોય તો તેનો વિનિયોગ પ્રભુસેવામાં કરવો, તો જ તે સફલ થાય છે.

ઢાળ.

સફલિત કરવું અર્થ એમજ હોય જો કદિ પાસ;
નૂતન ઉપાર્જન કેરી હરિજને ન ધરવી આશ. ૩
મેલતાં દુઃખ દુઃખ રક્ષણે હાનિ થાતાં મહાદુઃખ;
પરવાર પ્રભુ ભજવા ન પણ રહે ચિત્ત કૃષ્ણ વિમુખ ૪
ભોજન વસન ચિંતા કરી વૈષ્ણવે ન થાવું ઉદાસ;
સહુ વિશ્વ પોપે વિશ્વંભર કયમ ભૂલશે નિજ દાસ. ૫
ગિરિ શિખર દ્રુમ સિંચે હરિ અનાયાસ અજગર પોખે;
દધિ મધ્ય શક્કરખોર ખગ સાકર વડે સંતોખે. ૬
જન્મતાં પહેલું જનનિસ્તન પય પ્રકટ કર્યું પ્રભુ પાસ;
ચુગણી રચ્યા પછી ચંચુ રચી જડ જીવ નથી વિશ્વાસ ૭

---

૩ ઉપાર્જન–મેળવવુ નવુ ધન મેળવવાની ઈચ્છા હરિજને કરવી નહિ,

૪. પરવાર–અવકાશ. अर्थस्य साधने सिद्धे उत्कर्षे रक्षणे व्यये । नाशोपभोग आयासत्रासश्चिन्ताभ्रमो नृणाम् ॥

૫. સરખાવો–भोजनाच्छादने चिन्ता वृथा कुर्वन्ति वैष्णवाः। योऽसौ विश्वम्भरो देव स किं भक्तानुपेक्षते ।

૬ પર્વતના શિખર ઉપરના વૃક્ષોને માણસ પાણી પાવા જતો નથી, તે વૃક્ષો માત્ર પ્રભુ ઉપર જ વિશ્વાસ રાખીને રહેલા હોવાથી લીલા જ રહે છે, જ્યારે વાડીમાના વૃક્ષો મનુષ્યની આશાએ સુકાઈ જાય છે, અજગર વગડામા એમને એમ પડયો રહે છે, તોપણ પ્રભુ એને પોપે છે, સમુદ્રમા જ્યાં સાકરનો સંભવ પણ ન જ હોય ત્યાં પણ સક્કરખોર નામના સાકરથી જ જીવનારા પક્ષીને સાકર આપીને પ્રભુ તેને સંતોષે છે.

૭. ચુગણી–ચવાણુ–અર્થાત્ આહાર જન્મ થતા પહેલા

છે અજબ ગુલમેરી ખગી તજી આહાર રટે મુખ રામ;
જન દયાપ્રીતમ ચંચુ કરી ચરણે ચતુર સુખધામ. ૮

પદ ૭૭ મું.

શિષ્ય વદ્યો એમ સુણી કરજોડીજી, સંશય મોટો નાખ્યો તોડીજી;
કામદામ મોટા અંતરાયજી, મળવા દે નહિ મોહનરાયજી. ૧
સમજે સહુ કો પંડિત પહેલાજી, તે પણ એ બેમાં કેમ ઘેલાજી;
ત્યાગી જ્ઞાની યોગ મળેલાજી, તે પણ મનમાં માયા ચેલાજી. ૨

ઢાળ.

ચેલા પ્રકટ કોઇ ગુપ્ત માયાથી બચ્યું નહિ કોય;
કયમ જાણીતા ભુલા પડે આશ્ચર્ય અતિશય હોય. ૩
એમ સુણી શ્રીગુરુ બોલિયા તુંને થઈ શંકા સત્ય;
એ કૃષ્ણ માયા અતુલ બલ અકલિત અટપટી અત્ય.૪

---

માતાના સ્તનમાં પ્રભુ એવો તો આહાર, મુકે છે, કે જે જીવને બહુ જ રુચિકર થઇ પડે, ચંચુ-મુખ. જડ જીવને તેવા સમર્થ વિશ્વંભરનો વિશ્વાસ નથી.

૮. અજબ ગુલમ્હેરી નામનું પક્ષી મુખથી આહાર ન લેતાં રામનું રટન કરે છે, ત્યારે તેનાં પોષણની ચિંતા કરનાર વિશ્વનાયકે તેના ચરણમાં ( ચાર-પગમાં ) મુખ કરેલું છે, જેથી તે ચાલતાં ચરી શકે.

૧-૨-૩. સ્પષ્ટ છે. કવિશ્રી પોતાનો અનુભવ વર્ણવે છે કે, ઉપર ઉપર તો ત્યાગી હોય, જ્ઞાની બની ગયલો કે ભક્ત જણાતો હોય પણ અંદરથી માયાના ચેલો, કામદામના કોઇ પ્રકટ તો કોઇ છુપો હોય છે તેનું કેમ ? જાણીતા પણ તેમાં કેમ ભૂલા પડે છે ?

નિજ કલ બળે નિકળાય નહિ વણ શરણ વિઠ્ઠલરાય;
ગજ પંકમાં મૃગ ફંદ ફસી બલ કરે બહુ જકડાય. ૫

ગુરૂદ્વાર શ્રીકૃષ્ણની શરણાગતિ ગ્રહે દઢ ટેક;
તે જીવ માયા જાળથી છુટે ઉપાય જ એક. ૬

તે અનન્યાશ્રય નિરંતર શ્રી નંદસુતનો ઝાલે;
તો માયા કાળાદિ પરમ બલ કોઇનુ નવ ચાલે. ૭

નહિ દેવ દેવી કોઇ હરિ અવતારનો પણ દાસ;
પતિ દયાપ્રીતમ કૃષ્ણ આશા એક દઢ વિશ્વાસ. ૮

પદ ૭૮ મું.

કશુ પછી કરવું ન રહ્યું તેનેજી, આશ્રર્ય પુરૂષોત્તમ એક જેનેજી;
વહે પ્રભુ તેનો યોગ ક્ષેમજી, નિજ જન જાણી દે નિજ પ્રેમજી.૧

---

૪–૫. ગુરુ કહે છે કે, તારી ચાકા ખરી છે. એ શ્રીકૃષ્ણની માયા છે. એ અઘટિતઘટનાપટીયસી–બળવતી શક્તિ છે. તેમાથી જીવ પોતાની અક્કલ ચલાવી છૂટવાનુ જોર કરે તો ન જ છુટાય, પરંતુ જો તેના સ્વામી,–પ્રભુને શરણે જાય તો તે માયાને તરે. मममाया दुरत्यया, मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते એ શ્રીગીતાવાક્ય અત્ર પ્રમાણ છે. મૃગો પારધિના ફંદમા–જાલમા, હાથી કાદવમા ફસાયો અને તે જો પોતાના બળથી નિકળવા જાય તો ઉલટા વધારે જકડાય, બહાર ન જ નિકળે.

૬. ગુરુદ્વારા–શ્રીવલ્લભકુલદ્વારા.

૭–૮. સ્પષ્ટ છે–અનન્યાશ્રય–બીજાનો આશ્રય ન કરતાં માત્ર પ્રભુનો જ હાથ ઝાલે તે. પ્રભુના બીજા અવતાર, કે દેવ દેવી, તેમાનાં કોઇના પણ દાસ ન થવું, અને પ્રભુ ઉપર સંપૂર્ણ ભરોસો રાખવો.

સર્વ સમર્પી થાવું દાસજી, હરિવણ આશા અવર ન ત્રાસજી;
સમર્થ સ્વામી બલ નિશ્ચયજી, સહુ કરતાં માને ભગવંતજી. ૨

ઢાળ.

ભગવંત એક દઢ ભરોંસો વણ કર્યે થયું સહુ પૂર્ણ;
ઉર આવ્યો અણવિશ્વાસ પતિ સહુ કર્યું સાધન ચૂર્ણ. ૩
ઇંદ્રજીતનું બ્રહ્માસ્ત્ર પણ વિશ્વાસ વ્યર્થ મહાન;
દઢ પ્રતીતે ચાતક અનાવૃષ્ટિમાં સ્વાતિ પાન. ૪

---

૧-૨. સ્પષ્ટ છે. પ્રભુ જ શ્રીમુખે આજ્ઞા કરે છે કે, अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते । तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् । નિજપ્રેમ-ભજનાનંદ. હરિ વિના બીજા તરફની કંઈ આશા કે ત્રાસ-ભય કાંઇ રાખવું નહિ. પોતાના સમર્થ સ્વામીનું બલ અગાધ છે, અને તે જ સર્વ કર્તા છે, એમ માનીને નિશ્ચિત થઈ જવું.

૩. ભગવાનનો દઢ ભરોંસો થયો તો બધાં સાધનો પૂર્ણ થયાં. પતિનો-સ્વામીનો થોડો પણ અવિશ્વાસ આવ્યો તો બધાં સાધનો નષ્ટ થયાં.

૪. ઇદ્રજીતે હનૂમાનને બાંધવાને બ્રહ્માસ્ત્ર માર્યું, જ્યાંસુધી તેના મનમા વિશ્વાસ હતો ત્યાંસુધી બ્રહ્માસ્ત્રે હનૂમાનજીને બાંધી રાખ્યા, પરંતુ જ્યારે ઇંદ્રજીતનો વિશ્વાસ રહ્યો નહિ, કે 'આવો મહાન્ વાનર આ અસ્ત્રથી કેમ બંધશે' ત્યારે હનૂમાનજી બંધનમુક્ત થઇ ગયા. વિશ્વાસ વિના મોટું સાધન પણ વ્યર્થ છે. દઢ વિશ્વાસના જ બલથી ચાતકપક્ષી વર્ષાદના અભાવમાં સ્વાતિ નક્ષત્રનાં મેઘજલને પીએ છે!

તે માટે એક જ વ્રજપતિ ભજી સ્મરવા ધરી ટેક;
સૌ દેવમાં પણ કૃષ્ણ જાણી ભજન વ્યર્થ વિવેક. ૫
પીયે શુદ્ધ સ્વાતિ જલ બપૈયો ગગન પડતી ધાર;
સરિ સરાહિ ન સ્વાતિ સંબંધે પીયે જયમ કો વાર. ૬
વણ સ્વાતિ બિન્દુ ન શીપ ગ્રહે ત્યમ સિંધુ જલ તલ્લીન;
ઉદ ઉદધિ સ્પર્શ ન ધાર યમુના વસે યમુના મીન. ૭
જો અમર નિજ જન પૂજતાં હોય પ્રસન્ન ગોકુલરાય;
તો દયાપ્રીતમ ઇંદ્ર યજ્ઞ હતી, ન દે શિક્ષાય. ૮

---

૫–૬ સર્વ દેવમાં શ્રીકૃષ્ણને જાણીને પણ તે દેવોને ભજવા નહિ. જેમ ચાતક આકાશમાંથી પડતી મેઘની ધારાને જ સ્વાતિ નક્ષત્રમાં પીએ છે; નહિ કે નદી, સરોવર વગેરેમાં સ્વાતિ નક્ષત્રમાં પડેલાં પણ પડેલાં જલને, તેમ જ મુખ્ય પ્રભુને જ ભજવા, નહિ કે તેમના બીજા અંશોને

૭. શીપ પણ સમુદ્રના જલમાં ડુબેલી છતાં (મેઘબિંદુવિના) સ્વાતિ નક્ષત્રમાં પણ સમુદ્રના જલને લેતી નથી. શ્રીયમુનાજી બીજી નદીઓની પેઠે સમુદ્રના જલ સાથે ભળી જતાં નથી. તે તો સૂર્ય લોક સુધી સ્વસ્વરૂપે જ છે. સમુદ્રમાં પણ તે જુદાં જ વહે છે, અને તે જણાવવા માટે સમુદ્રના અભાસ્વર જલમાં પોતાની શ્યામતા કાયમ જ રાખે છે, મીઠા પાણીનું માછલું ખારા પાણીમાં રહે નહિ, પરંતુ શ્રીયમુનાજીનું જલ સમુદ્ર સાથે મળતું નહિ હોવાથી તેમાં માછલાં પણ રહે છે. (સમુદ્રમાં મળેલાં પાણીમાં પણ !)

૮. જો પોતાના જનો બીજા દેવતાઓને પૂજે, અને તેથી પ્રભુ પ્રસન્ન થતા હોય તો ઇંદ્રનો યાગ છોડાવીને શ્રીગોવર્ધનનો યાગ કરવાને પોતાના વ્રજવાસીઓ પ્રેરત જ નહિ.

પદ ૭૯ મું.

સુણી એમ બોલ્યો શિષ્ય વચનજી, પ્રભુ એક સંશય મારે મનજી;
અનન્ય જનને હાર એક ભજવાજી, ઉચિત કહ્યું સુર અવર ન
ચજવાજી. ૧
પણ નહિ આશ્રય અન્ય અવતારજી, કેવલ ભજવા નંદકુમારજી;
તે કયમ કહીએ મતિ અધિપજી, તારતમ્ય શો વહ્નિ દીપજી. ૨

ઢાળ.

કહો દીપક વહ્નિ ભેદ શો સમજાવીએ મુજ સ્વામી;
સુણી આચાર્ય એમ વદ્યા સૂક્ષ્મ સમજી અંતર્યામી. ૩
સુણ શ્રીજીથી અવતાર સહુ પણ કારજ કારણ ભેદ;
કો કળા અંશાવેશ વિભૂતિ કૃષ્ણ અલમ્ કહે વેદ. ૪

---

૧-૨-૩. એકાન્ત ભક્તિવાળાએ એક જ પ્રભુને ભજવા એ તો આપે યોગ્ય જ કહ્યું, પરંતુ ભગવાનના ચોવિશ અવતારો માંના કોઇએક અવતારને ભજવાથી તો અન્યાશ્રય ન જ કહેવાય કેવલ નંદકુમાર જ ભજવા તે કેમ કહેવાય? મતિ અધિપ-મહા બુદ્ધિમાન ગુરો, આપ કહો કે અગ્નિમાં અને દીવામાં તારતમ્ય-એટલે ફેર શો? ચોવિશ અવતારો પણ તે જ પ્રભુના છે, તો તેને કેમ ન ભજવા? તે મને સમજાવો. શિષ્યનો ઉપરનો પ્રશ્ન સાંભળીને આચાર્ય-કવિને બ્રહ્મસંબંધ કરાવનાર ગુરુદેવ શ્રી-વલ્લભલાલજી મહારાજ, પોતે અંતર્યામી હોવાથી શિષ્યના પ્રશ્નની સૂક્ષ્મતા નિર્ધારીને કહેવા લાગ્યા.

૪. શિષ્ય સાંભળ, સર્વ અવતાર તો સવ કારણ શ્રીકૃષ્ણના જ છે, પરંતુ દરેકમાં કાર્યકારણ જુદાં જુદાં હોય છે. કોઇ અવતાર કલાથી જ થાય છે, કોઇ આવેશથી જ થાય છે, કોઇ વિભૂતિથી

જે પતંગ સરખા પ્રેમી અનલ ન જ્યોત વેહેરો કોય;
પણ રસિક ટેકી ચકોર વણ અંગાર તૃપ્તિ ન હોય. ૫
વળી ન્યૂનાધિક છે યજન ફળ ક્રમ ક્રમે શાસ્ત્ર પ્રમાણ;
તે કહું કિંચિત શ્રવણ કર વિધિ હોય જો તું અજાણ. ૬
જો જન્મ પંચ લગી ભજે અવતાર હરિના અન્ય;
તો હયગ્રીવ સ્વરૂપમાં ભક્તિ ઉપજે તે પુણ્ય. ૭
દશ જન્મ હયશિર ઉપાસનથી પ્રીતિ નરહરિ પામે;
જે રૂપ કૌસ્તુભ દયાપ્રીતમ સ્મરતાં ભય વામે. ૮

---

પ્રકટે છે. કૃષ્ણ અલંમ્-પરિપૂર્ણ તો શ્રીકૃષ્ણ જ છે, એમ વેદ કહે છે. જુઓ ગોપાલતાપિની ઉપનિષદ્ શ્રીભાગવત પણ કહે છે કે एते चांशकलाः पुंस: कृष्णस्तु भगवान् स्वयम् ॥

૫. જે પતંગીઆ સરખા પ્રેમી છે, તેમને તો અનલ-અગ્નિ અને જ્યોતિ-દીવા વચ્ચે ભેદ ન જ હોય, એ સ્વાભાવિક છે. પણ જે રસિક, ટેકી ચકોર જેવા છે, તેને તો અંગારા વિના તૃપ્તિ નથી થતી.

૬. સર્વ અવતારોનું યજન કરવાનું ફલ ક્રમશઃ ઓછુંવધતું છે. તેમાં શાસ્ત્રનાં પ્રમાણો અનેક છે. તે કાંઈક કહુંછું તે તું સાંભળ. જો તું તેથી અજાણ્યો હોય તો સાંભળ. વિધિ-શાસ્ત્રવાક્ય.

૭-૮. અહિંથી પદ્મપુરાણ અને કોઇક તંત્રાદિનાં વાક્યે.તે આધારે કવિ સિદ્ધાંત વર્ણવે છે. 'ગુજરાતી' પ્રેસના 'સંગ્રહ'માં આવા ભાવાર્થનું એક સ્વતંત્ર પદ પણ છે. તેના મૂલ પ્રમાણે રા. નાથજીભાઈ જોષી પોતે મૂલ પ્રત ઉપરથી નોંધેલાં પ્રમાણોમાં જણાવતા નથી. હયગ્રીવ-અશ્વનું મસ્તક જેને છે તેવો હયગ્રીવાવતાર. નરહરિ કૌસ્તુભસ્વરૂપ છે, તેને સ્મરતાં ભયનાસી જાય છે.

પદ ૮૦ મું.

સહસ્ર જન્મ સેવે નૃસિંહજી, પ્રકટે નારાયણમાં રંગજી;
ભજતાં નારાયણ ભવકોટિજી, શ્રીરઘુપતિઉદ્ભવરતિમોટીજી.
રઘુવર સેવ્યે જન્મઅનંતજી, તવ હોય શ્રીકૃષ્ણ ભક્તિવંતજી
શ્રીજી સેવ્યે પરમગતિ પામેજી, વૃંદાવન લીલા વિશ્રામેજી.

ઢાળ.

વિશ્રામ વૃંદાવિપિન જ્યહાં નિત્યે યુગલ રતિ રાસ;
તે વૃંદાવન ચંદ્રમા અવતાર અખિલ નિવાસ. ૩
શ્રીરાધાવરના હાસ્યથી પ્રકટિયા છે શ્રીરામ;
નરહરિ કૌસ્તુભમણિ છે ઉર સદા સુંદર શ્યામ. ૪
શ્રીવામનજી કટિમેખલા પૃથુ પીતાંબર પ્રભુરૂપ;
શ્રીઋષભદેવજી બાજુબંધતણું સ્વરૂપ અનૂપ. ૫

---

૧–૨. ભવ–જન્મ. રતિ–સ્નેહ. ઇતર સ્પષ્ટ છે. વૃન્દાવન લીલામાં નિવાસ તો પ્રભુસેવાથી જ થાય છે, માટે તે મુખ્ય વિદ્વાન્ ટીકાકાર કહે છે કે, 'પૃથ્વીપર જેવું વૃન્દાવન છે, તેવું જ ગોલોકમાં અખંડ વૃન્દાવન છે, તેમાં જવું એ મુક્તિ એમ વલ્લભી વગેરે મતવાળા માને છે.' આ લખવું ભ્રાન્તિજન્ય છે. પૃથ્વી પરનું જ વૃન્દાવન, તે જ અખંડ, તેમાં જે અખંડતાનો અને લીલાસ્થાનનો ભાસ નથી થતો એ આપણી અજ્ઞતા છે. વસ્તુતઃ પ્રભુ જ્યાં સાક્ષાત્ બિરાજે, તે જ ગોલોક અને વૃન્દાવન. આપણું ઘર પણ એક રીતે પ્રભુ બિરાજતા હોય તો વૃન્દાવનરૂપ છે, એમ ભગવદીયોનો અનુભવ છે.

૩. વૃન્દાવિપિન–વૃન્દાવન–અખિલ અવતારો શ્રીવૃન્દાવન ચંદ્રમાં છે, તે પુરાણોને આધારે ઘટાવે છે.

શ્રીવત્સલાંછન કૂર્મજી છે પાદપલ્લવ મચ્છ;
પ્રાદેશમાત્ર વરાહજી અવતાર શ્રીજી સ્વચ્છ. ૬

છે દત્તાત્રયજી ચતુર્ભુજ સનકાદિ આયુધ ચાર;
છે નૂપુર કંકણ મન્વંતર રક્ષક પ્રભુ અવતાર. ૭

મુદ્રિકા રૂપ મરાલ કુંડલ કિરીટ હય શિર રૂપ;
વનમાલાનો અવતાર હરિ દયાપ્રીતમ શ્રીવ્રજભૂપ. ૮

પદ ૮૧ મું.

અસિત કુટિલ કચ નંદકુમારજી, પરશુરામ તેનો અવતારજી;
સહજ સ્નિગ્ધતા કાંતિ કેશજી, ધન્વંતરીજી તેનો વેશજી. ૧

નરનારાયણ પ્રસન્નવદનજી, વરદ કમલ લોચન ુવ જનજી;
ચિંતાકૃતિ છે વેદવ્યાસજી, કલ્કી ઇશ્વરતાથી પ્રકાશજી. ૨

---

૪. થી ૮. ઉર-વક્ષઃસ્થલમાં-પૃથુરાજાનો અવતાર પીતાંબરથી છે. પાદપલ્લવ-ચરણરૂપ પલ્લવ-ચરણકમલ. 'ચરણની આંગળીઓ' એ અર્થ ભ્રાન્ત છે. પ્રાદેશ માત્ર, અંગુષ્ઠ અને તર્જની પહોળી કરતાં જે પરિમાણ થાય તે પ્રાદેશમાત્ર કહેવાય છે. ચતુર્ભુજમાં રહેલાં ચાર આયુધો સનક, સનંદન, સનાતન અને સનત્કુમાર એ ચાર ભક્તસ્વરૂપ છે. નૂપુરકિંકિણી-નૂપુરની-ઝાંઝરની ઘુઘરીઓ, મન્વંતર-અનેક મનુઓ છે. મુદ્રિકા-વીંટી-મરાલ હંસાવતાર. કુંડલ-કિરીટી-અર્જુનરૂપ છે. હયશિર હયગ્રીવાવતાર વનમાલાનો છે.

૧—૨. અસિત-શ્યામ-કુટિલ-વાંકડા-કચ-કેશ-તે પરશુરામાવતારનું કારણ છે. કેશની સહજ સ્નિગ્ધતા-લીસાપણું-તેને લઇને જે કાંતિ થાય, તેથી ધન્વંતરી પ્રકટે. વરદ-વરને આપનાર ચિંતાકૃતિ ચિંતાયુક્ત આકૃતિ-વેદવ્યાસસ્વરૂપ છે.

ઢાળ.

ભૂમા ક્ષીરાબ્ધિ આદિ વળી સત્ય શ્રીમન્નરનારાયણ;
પ્રદ્યુમ્ન અનિરુદ્ધ વાસુદેવ ચોથા વ્યૂહ શ્રીસંકર્ષણ. ૩
ગોલોક અક્ષર બ્રહ્મપૂર શ્વેતદ્વીપાદિ હરિ ઠામ;
જ્યહાં ગયે ના પડવાપણું, સ્વયં પૂર્ણ મહદ્ તે વામ.૪
ઐશ્વર્ય ષટ શ્રીકૃષ્ણનાં ષટ નારાયણનાં રૂપ;
છે ચતુષ્ટય અંતઃકરણો ચો વ્યૂહ શ્રીવ્રજભૂપ. ૫
સદ્રૂપ સમજ વિરાટ અક્ષર બ્રહ્મ ચિદ્ કહે છંદ;
છે નારાયણ આનંદમય શ્રીકૃષ્ણ પરમાનંદ. ૬

---

૩—૪. આ બે કીડીઓ ર. કાંટાવાળાના છાપેલા પુસ્તકમાં અને ભા. મા. વે. ભ. પંડિત ગટ્ટુલાલજીએ પ્રકટ કરેલા પુસ્તકમાં પણ નથી, આ બે કડી માત્ર અંશ-કળાની ગણના જ કરે છે. પ્રથમ કડીમાં નારાયણના છ નામનો નિર્દેશ છે, તે સ્ફુટ નથી, પરંતુ વસ્તુવૃન્દ દીપિકા ગ્રન્થથી તે સ્પષ્ટ થાય તેમ છે. છ નારાયણ—આદિ નારાયણ, શ્રીનારાયણ, શેષનારાયણ, સૂર્યનારાયણ, વેદનારાયણ, નરનારાયણ. વ્યૂહ ચાર છે. પ્રદ્યુમ્ન, અનિરુદ્ધ, વાસુદેવ અને સંકર્ષણ. ગોલોક અક્ષરબ્રહ્મપુર છે. શ્વેતદ્વીપાદિ દ્વીપો હરિધામરૂપ—અક્ષરાત્મક જ છે. જ્યાં ગયાથી પુનઃ પાત થતો નથી, તેવાં એ મોટાં ધામ છે.

૫. ઐશ્વર્ય, વીર્ય, શ્રી, યશઃ, જ્ઞાન અને વૈરાગ્ય એ છ એશ્વર્ય પ્રભુનાં છે, તેમાંથી છ નારાયણ થયા. મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર એ ચાર અંતઃકરણ (પ્રભુનાં) ચાર વ્યૂહરૂપ છે.

૬. પ્રભુમાં રહેલો સત્તાધર્મ વિરાટ્સ્વરૂપ છે, ચૈતન્ય ધર્મ અક્ષરબ્રહ્મરૂપ છે એમ છંદઃ-વેદ કહે છે, આનંદમય, ન્યૂન-ગણિત આનંદવાળા તે નારાયણ છે, અને પરમ-અગણિત આનંદવાળા તે સાક્ષાત્ શ્રીકૃષ્ણ છે.

સચ્ચિદાનંદ સ્વરૂપ તે સમજવું એણી રીત;
છે સદાનંદ શ્રીરાધિકાવર તે શું કરવી પ્રીત. ૭

પ્રાકૃત સકલ સુર બૃહદ્ગણિતાનંદ ભાખ્યું બ્રહ્મ;
જન દયા પ્રીતમ પૂર્ણાનંદ શ્રીકૃષ્ણ પુરુષોત્તમ. ૮

---

૭. પ્રભુનું સચ્ચિદાનંદ સ્વરૂપ એ પ્રમાણે સમજવું. શ્રીરાધિકાવરકૃષ્ણ સદાનંદ છે. कृषिर्भूवाचकः शब्दो णश्च निर्वृतिवाचकः। ઉપનિષદ્. 'કૃષ્' શબ્દથી સત્તા અને 'ણ' શબ્દથી આનંદ, મળીને સદાનંદ.

૮. प्राकृताः सकला देवा गणितानन्दकं बृहत्। पूर्णानन्दो हरिस्तस्मात् कृष्ण एव गतिर्मम ॥ એ શ્રીવલ્લભાધીશ્વરની આજ્ઞાનો અનુવાદ. બધા દેવો પ્રકૃતિ-જડ-સદ્રૂપમાંથી થયા છે, બૃહત્-બ્રહ્મ ગણિત આનંદવાળું છે. પૂર્ણાનંદ તો એક જ શ્રીકૃષ્ણ હોવાથી તેને શરણે જવું ઉચિત છે. આ અર્થ સમજ્યાવિના આપણા "વિદ્વાન્ ટીકાકાર" બે ઘડી ગમ્મત ઉપજાવે એવો અર્થ કરીને સ્વાજ્ઞતા પ્રકટ કરે છે ! સાક્ષર ટીકાકાર આ પદની છઠ્ઠી કડી અને ૪૬ પદની ૧-૨ કડી ટાંકીને લખે છે કે, "વર્ગીકરણ શુદ્ધિને માટે કવિને ઝાઝો આદર નથી." સાક્ષરનું વક્તવ્ય એ છે કે, કવિ એકવાર સચ્ચિત્ અને આનંદને બ્રહ્મના ગુણ તરીકે માને છે, કોઇવાર બ્રહ્મનાં રૂપ માન્યાં છે. સાક્ષરને વેદાન્તનું થોડું પણ જ્ઞાન હોત તો આ આશંકા ઉઠાવત જ નહિ. ગુણ અને ગુણીને વેદાન્તમાં જુદા માનવામાં આવતા નથી, જો કે નૈયાયિકો તેમ માને છે. સચ્ચિદાનંદ, એ બ્રહ્મના ગુણ છે, તે બ્રહ્મથી જુદા નથી, પરંતુ બ્રહ્મસ્વરૂપ જ છે. તેથી કોઈ ઠેકાણે તેને ગુણરૂપે શાસ્ત્ર વર્ણવે છે, અને કોઈ ઠેકાણે બ્રહ્મરૂપે પણ કથે છે. વળી 'નારાયણ અને કૃષ્ણ ઉભયે આનંદ છે.' એમ ફલિતને તારવી કાઢે છે, પણ તે ફલિતમાં

પદ ૮૨ મું.

કુટસ્થ લગી છે ગણિતાનંદજી, તો શું લેખું સુરસુખ મંદજી;
કહેશે ગણિત શી રીતે જાણુંજી, સુણ તે શ્રુતિનો અર્થ
વખાણુંજી. ૧
જેટલો આનંદ દેશાધિપજી, શત ગુણ તેથી નાયક દ્વીપજી;
ચક્રવર્તિને શતગુણ લહિયેજી, શત ગુણ તેથી સુરપતિ
કહિયેજી. ૨

ઢાળ.

લહી ક્રમે શતગણું સુખ મહર્જન તપવિધિ શિવલોક;
તેથકી છે શતગણો મોક્ષાનંદ અક્ષર ઓક. ૩

---

ગેરસમજ ભળી ગયલી છે. કવિનું કહેવું છે કે નારાયણ આનંદમય ખરા, પણ તેમનો આનંદ ગણિત છે, જ્યારે પૂર્ણપુરુષોત્તમ શ્રીકૃષ્ણ. તો અગણિત આનંદમય છે. કવિ સ્વવક્તવ્ય ઘણી જ સ્પષ્ટ અને. સરલ ભાષામાં પ્રકટ કરે છે, પરંતુ તેનો સર્વાંશે બોધ તો અધિકારીને જ થાય છે, દૈવસંપત્તિને જ થાય છે, ઇતરને નથી થતો, જેને માટે તટસ્થ વાચકોને ઉદાહરણ આપવાની જરૂર રહેતી નથી.

૧. કૂટસ્થ–અક્ષરબ્રહ્મ સુધી તો આનંદ ગણિત છે, અમુક સંખ્યાથી પરિમિત છે, તો પછી દેવતાઓનાં મંદ–હલકાં સુખનાં લેખાં શાં ? તું એમ કહીશ કે ત્યાં સુધી આનંદગણિત છે, એમ તમે કેમ જાણ્યું ? તે મેં શ્રુતિથી જાણ્યું છે, અને તે શ્રુતિનો–ઉપનિષદ્‌નો અર્થ તને કહી સંભળાવું છું.

૨–૩. જુઓ તૈત્તિરીયોપનિષદ્‌નો ૮ મો અનુવાક દેશાધિપ–અમુક પ્રાંતનો જ રાજા. દ્વીપ–સકલ દ્વીપનો નાયક–નિયન્તા. શતગુણ–સોગણો. સુરપતિ–ઇન્દ્ર. મહર્જન–મહર્લોક, જનલોક. તપવિધિ–તપલોક, સત્યલોક–બ્રહ્મલોક. અક્ષરઓક–અક્ષરરૂપ–ઓક

ગણુના થઈ તે માટ ગણિતાનંદ કૃષ્ણ સદન;
એ અધ્યાત્મિક શ્રીસ્વરૂપ છે જ્યહાં લીન મહામુનિજન.૪
છે તેથી પર શ્રીપુરુષોત્તમ જ્યહાં આદિ વૃંદાવન;
લીલા અચલના વિહારી જ્યહાં ગમ્ય નહિ ગો મન. ૫

---

–ધામ–ગૃહ. બૃહદારણ્યકોપનિષદ્‌માં પણ કહ્યું છે કે, स यो मनुष्याणां राद्धः समृद्धो भवत्यन्येषामधिपतिः सर्वैर्मानुष्यकैर्भोगैः सम्पन्नतमः स मनुष्याणां परम आनन्दःથી આરંભીને ये शतं प्रजापतिलोक आनन्दः स एको ब्रह्मलोक आनन्दः ઇત્યાદિ.

૪. ઉપર પ્રમાણે સર્વલોકના આનંદની ગણુના કરતાં અક્ષરબ્રહ્મના આનદની ગણુના પણ શ્રુતિમાં કરેલી છે, તે માટે શ્રીકૃષ્ણનું ધામ–સદન–ગૃહ એવું જે અક્ષરબ્રહ્મ તે ગણિતાનંદ છે. અક્ષરબ્રહ્મ એ શ્રીસ્વરૂપ–શ્રીકૃષ્ણનું આધ્યાત્મિક સ્વરૂપ છે. એ વિષે વિશેષ જીજ્ઞાસા હોય તો જુઓ શ્રીવલ્લભાધીશ્વરકૃત સિદ્ધાન્તમુક્તાવલી ગ્રન્થ. જેમ ગંગાનું આધિદૈવિક સ્વરૂપ–ભીષ્મને ઉત્પન્ન કરનાર સાક્ષાત્ શ્રીગંગાજીનું સ્વરૂપ, મકરવાહન વગેરે ચિહ્નયુક્ત છે. ગંગાજીનું આધ્યાત્મિક સ્વરૂપ તીર્થરૂપ છે. આધિભૌતિક સ્વરૂપ જલ પ્રવાહરૂપ છે. તેવી જ રીતે શ્રીકૃષ્ણ સ્વરૂપ તે આધિદૈવિક, અને અક્ષર આધ્યાત્મિક, તેમ જ જગત્ તે આધિભૌતિક.

૫. તે અક્ષરબ્રહ્મથી પણ પર શ્રીપુરૂષોત્તમ છે. यस्मात् क्षरमतीतोऽहं अक्षरादपि चोत्तमः । अतोस्मि लोके वेदे च प्रसिद्धः पुरुषोत्तमः એ ગીતાવાક્ય અત્ર પ્રમાણ છે. શ્રીપુરૂષોત્તમ જ્યાં બિરાજે છે, તે આદિ વૃન્દાવન કહેવાય છે. અર્થાત્ તે આધિદૈવિક વૃન્દાવન છે. આદિ વૃન્દાવનનો અર્થ નાથાશંકર એવો કરે છે કે, 'જેની પહેલાં કોઈ તુલસીનું વન થયું નથી, એવું વન.' અર્થાત્ વૃન્દાવન એટલે પહેલામાં પહેલું તુલસીનું વન. આ અર્થ કેવલ

અજ્ઞાનમૂલક છે. તેણે નથી વાંચ્યું ભાગવત કે નથી વાંચ્યા અન્ય ઉપનિષદાદિ ગ્રન્થો. વૃન્દાવન શબ્દ આ સ્થલે યૌગિક નથી, પરંતુ પારિભાષિક અથવા રૂઢ છે. તેનો અર્થ શ્રીકૃષ્ણોપનિષદ્‌માં કહ્યો છે કે, वृन्दा भक्तिः क्रिया बुद्धिः सर्वजन्तुप्रकाशिनी तस्माद्व भिन्नं नाभिन्नं आभिर्भिन्नो न वै हरिः ॥ લીલા અચલના-નિત્ય લીલાના વિહારી છે. જ્યાં મન અને ગો-ઇન્દ્રિયોની ગતિપણુ નથી. ૪-૫ ટુંકો સાથે સરખાવો શ્રીવલ્લભાખ્યાનની નીચેની પંક્તિઓ. 'વ્યાપક રૂપ અદ્વૈત બ્રહ્મ જે, તેજોમય કહેવાય; આર્યપંથ અધિકારી મુનિજન, તે માંહે લય થાય.' 'તેહ થકી પુરુષોત્તમ અળગા, લીલા અચલ વિહારી.' 'જ્યાં વૃન્દાવન આદિ અચલ.' ઇત્યાદિ. આ સર્વ સિદ્ધાંતનું મૂલ બૃહદ્વામનપુરાણમાં છે.

આ કડીનું રહસ્ય સમજાવવાને મર્હુમ સાક્ષરકોટિપ્રવિષ્ટ એક વિચિત્ર જ ભ્રાન્તિ-વીચિમાં વિહરે છે! કલ્પે છે કે, 'શ્રીકૃષ્ણને. સ્થૂલ દેહ આ પૃથ્વીના પરમાણુઓ ભેગો થઈ ગયો છે.' આ તે સાક્ષર બુદ્ધિની પરિસીમા! શ્રીકૃષ્ણ એ નિર્ગુણ પરબ્રહ્મ છે, અને તે માત્ર આનંદમય જ શ્રીઅંગથી યુક્ત છે. જેમ સાકરનાં નક્કર પૂતળામાં કશું હોય નહિ, તેમ શ્રીકૃષ્ણના આકારમાં આનંદવિનાઃ બીજું કાંઈ સંભવે જ નહિ. પંચમહાભૂતના શરીરોમાં સ્થૂલશરીર અને સૂક્ષ્મશરીર એવા વિભાગો છે, પણ તેથી પર અક્ષરબ્રહ્મનાઃ પણ સ્વામી-ઈશ પ્રભુ શ્રીકૃષ્ણનો સ્થૂલદેહ, અને પ્રકૃતિથી પર પ્રભુનો તેવો દેહ કલ્પીને પૃથ્વીના પ્રાકૃત પદાર્થ સાથે મેળવવો. એના જેવું ગીતા, ઉપનિષદ્, પુરાણ વગેરે ગ્રન્થોએ નિશ્ચિત કરેલા અર્થનું નિર્દય ખૂન કરનારું બીજું શું કાર્ય હોઈ શકે? શ્રીમુખે પ્રભુ ગીતામાં તેવા માણસોને માટે કહે છે કે, अवजानन्ति मां मूढा मानुषीं तनुमाश्रितम् । વળી માને છે કે ગોકુળ વૃન્દાવન વગેરે સ્થાન પણ અનિત્યતામાંથી ઉગરે તેમ નથી. આ બીજા નંબર ભ્રાન્તિ છે. ગોકુલ વગેરે સ્થલો માત્ર ભગવદ્રૂપ છે, આનંદ-

**શ્રીઅંગની સૃષ્ટિ જ્યહાં સામગ્રી સહુ નિજરૂપ;**
**આનંદમય ત્યાં અખિલ ક્રીડા નિત્ય અતિ અનૂપ. ૬**
**જે થકી શ્રેષ્ઠ ન કશું વ્યાપિવૈકુંડ વેષ્ટિત લોક;**
**જ્યાં થકી પુનરાવૃત્તિ નહિ નહિ જ્યાં સ્વપ્નામાં શોક. ૭**

---

મય છે. અત્યારે પણ ભક્તો તે સ્થલે જઈને કવિશ્રી જેવું વર્ણન આપે છે, તેવો જ અનુભવ કરે છે. પરંતુ જેમના હૃદયમાં કામ રૂપ દુરાસદ હૃદયને કોરી ખાનાર જહરી કીડો વસે છે, જેમના હૃદયો કુતર્કપંકાકીર્ણ થઈ ગયલાં છે, તેમને તે સ્થલનાં આધિદૈવિક સ્વરૂપનાં દર્શન ન થાય તેમાં કાંઈ આશ્ચર્ય નથી જ. આ સ્થલે એટલું ખાસ ધ્યાનમાં રાખવાનું છે કે, પ્રભુની સર્વ લીલા પ્રકૃતિથી પર છે, પ્રકૃતિને અને લીલાને કશો સંબંધ નથી. તેમ જ તે લીલાસ્થલો પણ અલૌકિક છે, છતાં જ્યાંસુધી ઉચ્ચ અધિકાર પ્રાપ્ત થતો નથી, ત્યાં સુધી તે સ્થલોમાં લૌકિકની જ ભ્રાન્તિ થાય છે. વળી શ્રીકૃષ્ણનું પ્રાકટ્ય એટલે તેમનું પ્રાકટ્ય લોકવત્ નથી, માત્ર સદ્રૂપે સર્વત્ર વ્યાપક, એ પ્રભુ પોતાનો અસાધારણ જે પરમ આનંદ, તેને ભક્તના હૃદયમાં ભાવનાયુક્ત થયલા આકારમાં પ્રકટ કરે તે જ તેમનો પ્રાદુર્ભાવ. તોપણ અસુર લોકોને મોહ પમાડવાને લોકાનુકૃતિ પણ પ્રભુ કરે છે.

૬. શ્રીઅંગની જ—પુષ્ટિસૃષ્ટિ જ્યાં છે. નિજરૂપ—સ્વસ્વરૂપ. ત્યાં અખિલ—સર્વ ક્રીડા આનંદમય જ છે, નિત્ય છે, અનુપમ છે. આમાં અખિલશબ્દ આવ્યો છે, તેથી આપણા સાક્ષર તેનો પહેલાં જણાવેલો 'સરવાળો' કર્યાવિના રહ્યા નથી.

૭. જેથી કાંઇ શ્રેષ્ઠ નથી, તે લોક વ્યાપિવૈકુંઠથી વેષ્ટિત છે. અર્થાત્ વ્યાપિવૈકુંઠ શબ્દ ભગવદ્ધામવાચક છે. નાથાશંકર 'વ્યાપી' એ શબ્દ જુદો પાડીને વૈકુંઠને વેષ્ટિત સાથે જોડીને અર્થ કરે છે,

હરહિરણ્યગર્ભાદિક ન માત જ્યાં સકલ સુંદરી ગ્રામ;
છે દયાપ્રીતમ પુરુષોત્તમ પુરુષૈક પૂરણકામ. ૮

પદ ૮૩ મું.

રમણિક શ્રીવૃંદાવનધામજી,નવદ્રુમવેલી અતિ અભિરામજી;
સ્વચ્છ મનોહર મૃદુમણિમય ક્ષમાજી, અચલાનંદમય
પૂરણ ચંદ્રમાજી. ૧
જ્યાં શ્રીયમુનાસરિતાકારજી,મણિપુરજટિત તટછબી સારજી;
યુગ્મ પુલિન સુંદર સોપાનજી, કમલ કુમુદનાનાં અલિગાનજી.૨

પણ તેનો સંબંધ કેમ ઘટયો હશે તે તો તે જ અને તેને અનુસરનાર જ જાણે! જ્યાં ગયા પછી પુનરાવૃત્તિ-ફરીને આ લોકમાં જન્મ ધારણ કરવો પડતો નથી. यद्गत्वा न निवर्तन्ते तद्धाम परमं मम એ ગીતાવાકય આ અર્થની સાક્ષી પૂરે છે.

૮. હર-શિવ. હિરણ્યગર્ભ-બ્રહ્મા-વગેરે. ગ્રામ-સમૂહ. પુરુષૈક-દયાના પ્રીતમ એકલા જ ત્યાં પુરુષ છે, બાકી બીજાં બધાં સુંદરી છે.

૧. રમણિક-મનોહર. અભિરામ-પરમ સુંદર. મૃદુ-કોમલ. મણિમય-મણી જડેલી. ક્ષમા-પૃથ્વી. અચલાનંદમય-નિત્યઅક્ષીણ અને આનંદમય ચંદ્રમા છે આ ચંદ્ર લૌકિક ચંદ્રથી જુદો સમજવો. શ્રીભાગવતમાં કહ્યું છે કે, अलौकिकमनश्चन्द्रप्रकाशधवलीकृता ॥

૨. સરિતાકાર-નદીના આકારથી તે પણ પૂર-પૂર્ણ છે. તેમના બે તટ મણિજટિત-મણિઆથી જડેલા છે. છબી સાર-બહુ જ સુંદર દેખાવ-દૃશ્ય થઇ રહ્યું છે. યુગ્મ-બન્ને તટ ઉપર સુંદર પુલિન-રેતીથી યુક્ત છે અને સુંદર સોપાન-પગથીઆંથી સુશોભિત છે. કુમુદ-રાત્રિવિકાસી કમલ-પોયણાં. અલિ-ભ્રમર. શ્રીગોપાલદાસજીનાં વચનો સાથે સરખાવો-' જયહાં રત્ન જટિત

ઢાળ.

કરે ગાન મધુકર મનોહર મન મત્ત મન મકરંદ;
ત્યાં ત્રિવિધિ પવન વહે સુખદ શીતલ સુગંધિ મંદ ૩
કુંચનલતા મલ્લિકા માલતી કેતકી રહી ફૂલી;
ચંપક બકુલ કહ્લાર પ્રફુલ્લિત વલ્લરી રહી ઝૂલી. ૪
મણિ રત્ન મય ગિરિરાજશ્રી શ્રીનાથ મન લોભાય;
અવ્યક્ત મધુર સુશબ્દ દ્વિજગણ શોભા કહી નવ જાય. ૫

---

તટ સરિતારે, નવપલ્લવ ભૂમિ હરિતારે.' 'જ્યાં સરિતા ચામીકર મણિગણ ઉભય બદ્ધ સોપાન; કમલ કુમુદ નાના અલિ સુંદર મધુર કરે ત્યાં ગાન.' એ સર્વનું મૂલ બૃહદ્વામનપુરાણ છે. જુઓઃ- यत्र निर्झरपानीया कालिन्दी सरितांवरा। रत्नबद्धोभयतटा हंसपद्मालिसङ्कुला।

૩.-૪. મધુકર-ભ્રમર. મકરંદના મદથી મત્ત-ઘેલા થઇને. સુખદ-સુખને આપનાર-સુખકર. ત્રિવિધિ-ત્રણ પ્રકારના મંદ સુગંધ અને શીતલ. કાંચનલતા-સુવર્ણવેલ. મલ્લિકા-મોગરવેલ. માલતી-જુઈની વેલ. કેતકી-કેવડો. ચંપક-ચંપો. બકુલ-બટમોગરો(?) કહ્લાર-એક જાતનાં પુષ્પ. વલ્લરી-વેલ. સરખાવો-'કનકલતા માલતી મલ્લિકા, વિવિધ કુસુમ મકરંદ; શીતલ પવન ઝકોરે લહરી, સ્પર્શે અતિ આનંદ.'

૫. यत्र गोवर्धनो नाम सुनिर्झरदरीयुतः। रत्नधातुमयः श्रीमान् सुपक्षिगणसंकुलः॥ એ વાક્યનો અનુવાદ અને સરખાવો 'પદ્મરાગ મરકત મણિ સ્ફાટિક, શ્રીગોવર્ધન સોહે; બ્રહ્મરુદ્ર ત્યાં કોણ બાપડા, શ્રીહરિનાં મન મોહે.' 'નાના પક્ષીની શબ્દ માધુરી. શોભા તણો નહિ પાર.' અવ્યક્ત-અસ્પષ્ટ-કાલા. દ્વિજગણ-પક્ષીઓનો સમૂહ.

શત પત્ર લોચન સુંદરી શ્યામાતણાં બહુ વૃંદ;
તે મધ્ય વિલસે લાલ નટવર રસિકમણિ ગોવિંદ. ૬
નિત્ય નવલ રાસ વિલાસ રચના કથનમાં કયમ આવે;
છે નિત્ય લીલા અપ્રાકૃત આનંદમય શ્રુતિ ગાવે. ૭
એ પુષ્ટિ સૃષ્ટિ સર્વની શ્રીઅંગથી ઉત્પત્ય;
જન દયાપ્રીતમ કૃષ્ણરૂપ વના ઠરે નહીં મત્ય. ૮

પદ ૮૪ સું.

મર્યાદા સૃષ્ટિ જે વખાણીજી, તેની હેતુ હરિની વાણીજી.
મનથકી ઉપની સૃષ્ટિ પ્રવાહજી, સહુનું કારણ રાધાનાહજી. ૧
પુષ્ટ સૃષ્ટિ સહુથી શ્રેષ્ઠજી, શ્રીપુરુષોત્તમ જેના ઇષ્ટજી;
તે શ્રીપુરુષોત્તમ સ્વયમેવજી, દ્વિજકુલ પ્રકટયા વલ્લભદેવજી. ૨

---

૬. 'શ્યામા શતદલનયન સુંદરી, યૂથ તણો નહિ પાર; અનેક રાસમંડલ રચના રચી, ખેલે શ્રીનંદકુમાર,' એનો જ પ્રતિધ્વનિ. શતપત્ર–સો પાંખડીવાળાં કમલ સરખાં જેનાં નેત્ર છે. વૃંદ–સમૂહ.

૭. નવલ–નવી જ. અપ્રાકૃત–અલૌકિક.

૮. પુષ્ટિ કાયેન નિશ્ચયઃ એ શ્રીવલ્લભાગ્નિના જ વચનનો અનુવાદ. પુષ્ટિસૃષ્ટિ મત્ય–મતિ શ્રીકૃષ્ણસ્વરૂપ વિના અન્યત્ર ઠરે નહિ.

૧–૨. વચસા વેદમાર્ગં હિ એ શ્રીમદાચાર્યવાક્યમૂલક કથન. વેદની મર્યાદાને અનુસરીને જ ચાલનારી સૃષ્ટિ તે માર્યાદિક. મનસા પ્રવાહં સૃષ્ટવાન્ હરિઃ એ વાક્યનું તાત્પર્ય. દ્વિજકુલ–બ્રહ્મના વંશમાં તે જ પુરુષોત્તમ શ્રીવલ્લભાધીશરૂપે પ્રકટયા.

ઢાળ.

શ્રીવલ્લભદેવાત્મજ સકલ શ્રીવિઠ્ઠલેશાચાર્ય;
પરબ્રહ્મ પૂરણ આપ પ્રકટયા દૈવી કરવા કાર્ય. ૩
પથ પુષ્ટિ પ્રગટ કર્યો પુનિત પૃથ્વીતલે પરમેશ;
કેવલ પ્રમેયબલે કરી તારવા દૈવી અશેષ. ૪

---

૩. શ્રીવલ્લભદેવના આત્મજ-પુત્ર શ્રીવિઠ્ઠલેશાચાર્યજી, તેપણ સકુલ-કુલસહિત, પરબ્રહ્મ પૂર્ણપુરુષોત્તમ છે, દૈવીજીવોનાં કાર્ય સારૂ જ આપ સ્વસ્વરૂપનું પ્રાકટ્ય કરે છે. દયારામભાઈ, પરમ ભગવદીય કવિવર ગોસ્વામિબાલકોને કેવી રીતે માનતા, તેનો સાક્ષાત્કાર કરવા આથી વધારે શું દેખાડાય? છતાં કાંટાવાળાના રસિક વલ્લભની પ્રસ્તાવનામાં એવું ચિતરવામાં આવ્યું છે કે, દયારામભાઈએ મહારાજાઓની ઝાઝી દરકાર કરી એમ લાગતું નથી. જો કે આ શબ્દો નર્મદના જ છે, પરંતુ ગ્રંથ ઉપર નોટ લખીને પંડિતમાં ખપનારે નર્મદના ઉપરના નિર્મૂલ વાક્યના ખંડનમાં આધાર સાથે લખવું જોઈતું ન હતું? વળી આથી જેઓ શ્રીવલ્લભકુલના સર્વ બાલકોની યોગ્યતા માપીને શ્રીમહાપ્રભુસિવાય સર્વ બાલકોને ક્રમશઃ ઉતરતા ગણીને તેમજ અધુના બિરાજતા બાલકોને તો તદ્દન સામાન્ય જીવસદૃશ જ ગણીને મુગ્ધવ્યામોહ કરે છે, તેઓને પણ આ ઉત્તમોત્તમ મહાનુભાવી પરમ ભગવદીય કવિવરનાં એતન્માર્ગનાં નવનીતરૂપ રહસ્યનો આસ્વાદ તો ઘેર ગયો, પણ તેનું દર્શન કરીને પણ કાંઈક ભાગ્યશાલી થવાની સૂચના કરવામાં આવે છે.

૪. પથપુષ્ટિ-પુષ્ટિમાર્ગ. પુનિત-પવિત્ર. પરમેશ-પૂર્ણ પુરુષોત્તમરૂપ શ્રીવલ્લભાગ્નિ. પ્રમેયબલ-માત્ર પોતાનાં જ સ્વરૂપબલથી જીવના-સાધનની અપેક્ષા વિના જ અશેષ-સર્વ.

સર્વાત્મભાવે શરણ ગ્રહી સેવવા સુંદર શ્યામ;
વિશ્વાસ દૃઢ હરિ સંત ગુરુ નહિ અવર સાધન કામ. ૫
અસમર્પિં વસ્તુ લે નહિ આશ્રય અનન્ય અખંડ;
તદર્થ સાધન સકલ શ્રીગુરુ કરે હતી સહુ દંડ. ૬.
શુભ કૃતિ સહુ સહજે બને બાલકૃષ્ણ કરુણાદૃષ્ટિ;
નિજ બલે લીલા નિત્ય આપે નંદસુત સુરસૃષ્ટિ. ૭
એ શ્રીવલ્લભકૃત પુષ્ટિપથ શિવ બ્રહ્માનો ન પ્રવેશ;
વણ શ્રમ મળે જન દયાપ્રીતમ શ્રીકૃષ્ણ રાધેશ. ૮

પદ ૮૫ મું.

નામનિવેદન એ કુલદ્વારાજી, કરી હરિ ભજવા ભાવે દારાજી;
પુષ્ટ ભક્તનો કરવો સંગજી, પ્રતિપલ વાધે પિયુસું રંગજી. ૧

---

૫. અવર–બીજાં. અસમર્પિં–પ્રભુને સમર્પ્યા વિનાની વસ્તુ. અનન્ય–અન્યનો આશ્રય ન કરતાં પ્રભુનો જ અખંડ આશ્રય. સાધન તો શ્રીગુરુદેવ જ કરે છે. , સર્વ દંડને–દોષને હતિ–હણીને. સ્વદાસાર્થકૃતાશેષસાધનઃ એ શ્રીવલ્લભાધીશનું નામ છે.

૭. સુરસૃષ્ટિ–દૈવ સૃષ્ટિની માત્ર ભગવત્કરુણા–દૃષ્ટિના જ બળથી સર્વે શુભ કૃતિ સહજમાં જ થઈ જાય છે. ઇતર સ્પષ્ટ છે.

૮. ‘ એવો માર્ગ શ્રીવલ્લભવરનો રે, જ્યહાં નહિ પ્રવેશ વિધિ હરનો રે. ’ એ શ્રીગોપાલદાસજીનાં વચનનો ઉપન્યાસ. વણશ્રમ–કોઈ પણ પ્રયાસ વિના જ.

૧. શ્રીવલ્લભકુલદ્વારા જ નામ અને નિવેદન, અર્થાત્, અષ્ટાક્ષરગ્રહણ અને આત્મસમર્પણ કરવું. ઇતર શ્રીવલ્લભાધીશના દત્તાધિકાર સમયના વૈષ્ણવોને બાદ કરતાં આધુનિક ચર્પણીઓને

સ્નેહ રાખવો પ્રભુપતિ જારજી, વાત્સલ્યતા તો બાલપ્રકારજી;
ભય પણ ધરવો ભૂપસમાનજી, નિશદિન કરવું હરિ ગુણગાનજી. ૨

ઢાળ.

ગુણ ગાન ગુરુ ગોવિંદનું ધરવો વૈષ્ણવ વેશ;
હરિચંદન ભાલ સુભાગ્ય ઊર્ધ્વપુંડ્ર વક્ર ન લેશ. ૩
તે મધ્ય મુદ્રા ગોપીચંદન ઉચિત દ્વાદશ અંગ;
શુભ કંઠ માલા તુલસીકાષ્ઠ પવિત્ર અચલ પ્રસંગ. ૪
શ્રીગુરુ ગોવિન્દચરણામૃત નિત્ય મહાપ્રસાદસું નેમ;
અતુલિત માહાત્મ્ય સુભાગ્ય માની સેવીએ સહપ્રેમ. ૫
શ્રીભાગવત શ્રીભગવદ્‌ગીતા વલ્લભી માર્ગ ગ્રંથ;
નિત્ય પઠન શ્રવણ સ્વમાર્ગોન્મુખ ટેક પુષ્ટિ પંથ. ૬

---

નામ કે નિવેદનનો બિલકુલ અધિકાર નથી. પુષ્ટ ભક્ત–ભગવદનુગૃહીત ભક્ત. વાધે–વૃદ્ધિ પામે ભાવે દારા–સ્ત્રીભાવથી પ્રભુનું ભજન કરવું.

૨. પ્રભુ પતિઉપર જાર સ્નેહ રાખવો. અન્યત્ર કવિવર ગાય છે કે, 'જીવ જાણી લે, જાર પ્રીત જગદીશ વિના ના સારી.' બાલભાવથી જ્યાં સેવા થતી હોય ત્યાં વત્સલતા–શ્રીયશોદાજીના જેવો સ્નેહ રાખવો. પણ તેની સાથે પ્રભુની મોટાઈ ભૂલવી નહિ. ભૂપસમાન–રાજાના જેવો.

૩. હરિચંદન–ભગવત્પ્રસાદી ચંદન વક્ર–વાંકું તેમાં ગોપીચંદનની મુદ્રા કરવી. દ્વાદશ અંગમાં તિલક કરવું.

૪–૫. સર્વ પ્રસંગે તુલસીકાષ્ઠમાલા ધારણ કરવી. સુનેમ એ શુભ નિયમનું પાલન કરવું. અતુલિત–જેની તુલના ન થઈ શકે તેવું.

ચિંતા ન કરી પણ રાખવી વિશ્વાસ દૃઢ નિજસ્વામી;
મારૂં ભલું પ્રભુ સઘળું કરશે ઈશ અંતર્યામી. ૭
ભર ભરોંસે ગુરુ સંત શ્રીજી ભજે તે વર ભક્ત;
જન દયાપ્રીતમ કૃષ્ણવલ્લભ સહજ સદા મતિ રક્ત. ૮

પદ ૮૬ મું.

શિષ્ય સાંભળી એ વિધિ વાણીજી, પુષ્ટ પ્રવરભક્તિ ઉર જાણીજી
સંશય છૂટ્યા સઘળા મનનાજી,તાપ નિવર્ત્યા ત્રિવિધ તનનાજી૧
વર્ત્મ વલ્લભી વહાલો લાગ્યોજી, પ્રતાપ દુસ્સંગનો ભાગ્યોજી;
નિજપ્રભુમળવાઆતુરતાજાગીજી, સકળકલ્પનાબીજીભાગીજી૨

ઢાળ.

ભાગી કલ્પના મારી સહુ સાંભળો મુજ સ્વામી;
શુભ રીતિ પુષ્ટિપંથની કહી આપ અંતર્યામી. ૩
પ્રભુ સંબંધી વસ્તુ સકલ પ્રભુરૂપ કહી છે પ્રાગ;
તદપિ કહો કંઇ માહાત્મ્ય સુણી ઉર ઉપજે અનુરાગ. ૪

---

૬. વલ્લભીમાર્ગી–ષોડશ ગ્રંથ વગેરે ગ્રન્થો, જે સ્વમાર્ગીય પુરુષ હોય તેનાં જ મુખથી શ્રવણ કરવા. એવો ટેક પુષ્ટિમાર્ગમાં છે. આ ટેક આજકાલ અનુભવાય છે ?

૭–૮. નિજ–પોતાના સ્વામીનો ભર–ઘણો જ. વર–શ્રેષ્ઠ શ્રીકૃષ્ણમાં જ જેની મતિ રક્ત–રંગાયલી છે.

૧–૨. એ વિધ–એ પ્રકારની પ્રવર–ઉત્તમોત્તમ. નિવર્ત્યા. પાછા થયા. ત્રયવિધિ–ત્રણ ત્રકારના. વર્ત્મ–માર્ગ–આરતિ–આર્તિ અત્યંત ઉત્કંઠા.

૩–૪. શિષ્ય કહે છે. પ્રાગ–પહેલાં. બીજું સ્પષ્ટ છે. તદપિ–તોપણ.

શ્રીસ્વામિનીજી સ્વરૂપ શું અતિ રતિ સુંદરશ્યામ;
વેદે વધા અદ્વિતીય પુરૂષોત્તમ આત્મારામ. ૫
શ્રીયમુનાજીશ્રીતુલસીજી ગૌ ગોપીજન પ્રિય અત્ય;
શ્રીકૃષ્ણને શામાટે છે કિંચિત્ કહો મુજપ્રત્ય. ૬
ચરણામૃત મહાપ્રસાદ માલા ઉર્ધ્વપુંડ્ર આદિક;
સમજવું જે કશું સંતને તે કહો પ્રીત અધિક. ૭
ચિંતા સમૂળી સહુ ટળે સંશે સહુ કયમ જાય;
જન દયાપ્રીતમ કૃષ્ણ શું વિશ્વાસ દઢ કયમ થાય ? ૮

પદ ૮૭ મું.

સુખદુઃખ કર્તા હર્તા કોણજી, અવર કોઇ કહે પુરૂષ પુરાણજી;
કર્મ કાલ ગ્રહ કેટલા કહે છેજી. મન સ્વભાવ જીવને પણ લેછેજી ૧
સંશય ટાળો નિશ્ચે થાયજી, એ ભ્રમ જાળે બહુ અથડાયજી;
એ વણુ વૈષ્ણવને જે લેવુંજી, તે સહુ વણ પૂછયે પણ કેવુંજી. ૨

ઢાળ.

કેવું ખરું સહુ સ્વલ્પમાં ને શુદ્ધ સ્ફુટ સહમજાય;
તે રીતથી મુજને કૃપા કરી કહો શ્રીગુરુરાય. ૩

---

૫. વેદ તો એમ કહે છે કે પુરુષોત્તમ તો આત્મારામ છે અને અદ્વિતીય ( એક ) જ છે, અને તેમને શ્રીસ્વામિનીજી સાથે અતિ-રતિ-સ્નેહ શી રીતે ઘટે છે ?

૬. થી ૮. સ્પષ્ટ છે. નોટની કાંઈ પણ જરૂર જણાતી નથી.

૧-૨-૩. સુદ દુઃખાદિના કર્તા અને હર્તા કોણ છે ? સાક્ષાત્ પ્રભુ જ કે કોઈ બીજા ? કેટલાક લોકો કર્મ, કાલ, ગ્રહ, મન, સ્વભાવ, જીવ વગેરેને તેના કર્તા હર્તા માને છે, તે કેમ ? ભ્રમ

એમ સુણી શ્રીઆચાર્ય વાયક ઉચ્ચર્યા પછી એહ;
સુણ પ્રતિ ઉત્તર ક્રમે કરી તેં પ્રશ્ન પૂછયાં જેહ. ૪
શ્રી સ્વામિની શું સ્વરૂપ તે સુણ કહું સહિત વિવેક;
શ્રીકૃષ્ણ રાધા નામ બે વસ્તુતઃ તો જોતાં એક. ૫
જ્યમ અગ્નિ જ્વાલા ચંદ્ર કૌમુદી સિંધુ ને વળી છોળ;
કહેવાય ભિન્ન અભિન્ન બંધે વસ્તુ એકજ ખોળ. ૬
જે એકમેવાદ્વિતીયબ્રહ્મ કહ્યું શ્રુતિ જુગ જાણી;
નહિ તો થયું ધ્રુવ એવ શબ્દે અદ્વિતીય શિદ વાણી.૭

---

જાલે-ભ્રમરૂપી પાશમાં બીજું પણ જે વૈષ્ણવને ઉપયોગી હોય તે પુછયા વિના જ આપે કહેવાની કૃપા કરવી. ૩. કડી સ્પષ્ટ છે.

૪. શિષ્યને પ્રશ્ન સાંભળીને આચાર્યશ્રી વાણી ઉચ્ચાર્યા. તારા પ્રશ્ન પ્રમાણે અનુક્રમે હું પ્રત્યુત્તર કહું છું, આ ઉપરથી એમ નિશ્ચય થાય છે કે, આ પ્રશ્નોત્તર કવિશ્રીને અને તેમને બ્રહ્મસંબંધ કરાવનાર તેમના ગુરુ દેવ શ્રીવલ્લભલાલજી મહારાજ સાથે જ થયલા કોઇ વૈષ્ણવ સાથે નહિ.

૫-૬. શ્રીસ્વામિનીજીનું સ્વરૂપ વર્ણવે છે. શ્રીકૃષ્ણ અને રાધા એમ બે નામ છે, પણ વસ્તુતઃ તે એક જ છે. અગ્નિ અને તેની જ્વાલા તે બે ભિન્ન નથી. તેમ જ ચંદ્ર અને કૌમુદી જ્યોત્સ્ના. સિંધુ-સમુદ્ર. તે ભિન્ન પણ કહેવાય અને અભિન્ન પણ કહેવાય. પણ ખોળ કરતા તો એક જ વસ્તુ છે. સરખાવો. यथा च चन्द्रिका चन्द्रे प्रभा भानौ हुताशने । यथा मधुरिमा नीरे स्पर्शन मारुते यथा । गन्ध पृथिव्यामनघ राधिकेयं तथा हरौ ॥

૭-૮. શ્રુતિનું રહસ્ય સમજાવે છે. एकमेवाद्वितीयं ब्रह्म-

ભાસે જુગલ વે એક બે મળી હેતુ એ પુનરુકિત;
જન દયાપ્રીતમ કૃષ્ણુ રહ્યા એક બે એ યુક્તિ. ૮

પદ ૮૮ મું.

એકચણોજયમદ્વિદળ મળીનેજી, સ્વતઃસિદ્ધજબે રહ્યાંહળીનેજી;
સત્ય ચણ્યો જયમ ભાસે એકજી, દ્વિદલાંતરમાં વિરલ વિવેકજી. ૧

---

एकम् (એક), एव (જ) अद्वितीयं (બીજા કોઇથી રહિત અર્થાત્ એક જ) ब्रह्म (બ્રહ્મ છે) આ શ્રુતિમાં એમ કહેવાયલું છે કે બ્રહ્મ એક જ છે. 'બ્રહ્મ એક જ છે' એટલુંજ જો કહેલું હોય તો एकमेव ब्रह्म એટલું જ લખતાં તેવો અર્થ પ્રાપ્ત થશે. अद्वितीयं એ પદની જરૂર શી? જરૂર નથી લાગતી, છતાં શ્રુતિ વેદ તેને કહે છે, તો તેનું તાત્પર્ય એ જણાય છે કે, પદાર્થ-બ્રહ્મ-સ્વરૂપે તો એક જ છે, પણ બે સ્વરૂપે ભાસે છે, જુગલ સ્વરૂપે ભાસે છે, જુગલ સ્વરૂપે દર્શન દે છે, બે મળીને એક સ્વરૂપે ભાસે છે, માટે પહેલાં 'એક જ છે' એમ કહીને બીજાં સ્વરૂપ માટે પણ શ્રુતિ કહે છે કે, તે પણ અદ્વિતીય છે, તે સ્વરૂપથી દ્વિતીય-ભિન્ન નથી. એ યુક્તિ સમજવી.

૧. ચણો આખો એક જ છે, પરંતુ તે બે ભાગમાં છે. ઘઉં એક જ છે, તેમાં ચણા જેવા બે ભાગ નથી. ચણો એક છે છતાં તે દ્વિદલ-બે ભાગ મળીને થયલો છે તે બે ભાગ સ્વાભાવિક રીતે સાથે જ મળી રહ્યા છે. સત્વચ-ત્વચા-ફોતરાં સાથેનો ચણો એકજ ભાસે છે, તેમાં બે દલ છે એવો વિવેક વિરલ જ કરવામાં આવે છે. 'સત્વચ' એ પાઠનું મર્મ સમજ્યા વિના નાથાશંકર સત્ત્વ પાઠ કલ્પિને જે મિથ્યા અર્થ ચડાવે છે, તે તદ્દન અસંબદ્ધ જ છે.

ત્યમ અક્ષર વેષ્ટિત જુગ રૂપજી, અનુભવી જાણેવાત અનૂપજી;
એકરૂપથી રમણ ન થાયજી, બીજું સમ ઇચ્છયું વ્રજરાયજી.૨

ઢાળ.

વ્રજરાય સમતા અવર નહિ નિજ સરીખા નિજ એક
સ્રીરૂપ નિજ આત્મા હૃદયમાં લીલા નિત્ય વિવેક. ૩

હુ વિદ્યમાન હતો ઉપસ્કર રસોદ્બોધક જેહ;
શ્રીસ્વામિની સહ પ્રકટ કીધો બાહ્ય ઇચ્છા તેહ. ૪

શ્રીરાધિકાથી રમણ અચલિત કરે સુંદરશ્યામ;
એ રીતે વેદ વચન સાચું કૃષ્ણ આત્મારામ. ૫

---

૨. તેવીજ રીતે યુગલસ્વરૂપ અક્ષરબ્રહ્મથી વિંટાયલું છે. તે વાત અનુભવી જ જાણે છે. एकाकी न रमते स द्वितीयमैच्छत्, એ બૃહદારણ્યક શ્રુતિનું વર્ણન કરતાં કવિવર કહે છે કે એક રૂપથી રમણ સિદ્ધ થતું નથી, માટે બીજું રૂપ પ્રભુ ઇચ્છે છે. નાથાશંકરે ઉપનિષદો વાંચેલા નહિ હોવાથી કવિના કથનને 'અનુભવ' જન્ય અનુમાન કહે છે, તે તેની મહાભ્રાન્તિ છે.

૩-૪. પ્રભુનાં રમણ બે પ્રકારનાં છે. ૧ આન્તર રમણ અને ૨. બાહ્યરમણ જ્યારે બાહ્યરમણ કરવાની જ્યારે ઇચ્છા કરે છે, ત્યારે પોતાનામાં રહેલું નિત્ય લીલોપયોગિ સર્વે સાહિત્ય બાહાર પ્રકટ કરે છે. પોતાની તુલ્યતા બીજામાં નથી. પોતાના સરખા તો પોતેજ છે, અવર નથી. સ્વહૃદયમાં સ્રીભાવ જે ગૂઢ હતો તે, અને સર્વ રસોદ્બોધક ઉપસ્કર બહીરમણાર્થે પ્રકટ કરે છે.

૫. પ્રભુ તો શ્રીસ્વામિનીજી સાથે અચલિત-નિત્ય રમણ કરે છે. આપનું રમણ નિત્ય છે. आत्मरतिरात्मक्रीड आत्ममिथुनः ઇત્યાદિ વેદવચનને પ્રભુ આત્મારામ હોઇને પણ સત્ય કરે છે.

ભાતી પટોળું રૂપ છાયા સંગ પ્રકટયા બેહ;
જયમ દીપક દીપકથી હવો સમરૂપ નિસ્સંદેહ 6
શ્રીકૃષ્ણ હોય કદિ રાધિકા થઇ જાય રાધા કૃષ્ણ;
ત્યાં કાર્ય કારણ કથન શું પૂરણ પરસ્પર તૃષ્ણ. 7
આત્મા વૈ રાધિકા પ્રોકતા વેદની શ્રુતિ એહ;
જન દયાપ્રીતમ કૃષ્ણ રાધા એક નિઃસંદેહ. 8

પદ ૮૯ સું.

સુમલ રૂપનું સ્મરશ્રમવારીજી, શ્રીયમુનાજી શુભકારીજી;
તુર્ય પ્રિયા શ્રીહરિનાં કહાવેજી, સ્વભાવ સમતા કોઈ ન આવેજી.૧
પિયુ આપે સૌને સુખરૂપજી, કોશ કૃપાના અત્ય અનૂપજી;
સ્વભાવ જીત્યાનો ન ઉપાયજી, તે જીતાવે યમુના માયજી. ૨

---

૬. ભાત અને પટોળુ, રૂપ અને છાયા, એ બન્ને સાથેજ પ્રકટે છે. તો પણ જેમ એક દીવાથી બીજો દીવો થયો તે પણ તેના જેવો જ થયો, તેમ, પ્રભુના જ સ્વરૂપમાંથી શ્રીસ્વામિનીજીનું સ્વરૂપ પ્રકટ થયું, તે પણ પ્રભુસ્વરૂપ જ છે એમ સમજવુ.

૭-૮. બન્ને કડી સ્પષ્ટ છે. કાર્ય અને કારણ એમ ભેદથી કહી શકાય તેમ નથી. પરસ્પર બન્ને પૂર્ણ કામ છે. 'શ્રીરાધિકાજી ભગવત્સ્વરૂપ જ છે, એમ શ્રુતિ પણ કહે છે.

૧-૨. સ્મરશ્રમજલાણુભિ' એ શ્રીવાગીશવચનામૃતાનુસાર શ્રીયમુનાજી યુગલ સ્વરૂપનું સ્મરશ્રમજલ છે. તે શ્રીયમુનાજી તુર્યતુરીય-ચતુર્થ પ્રિયાજી છે. 'તુર્ય' શબ્દનો અર્થ 'ચાર' એવો નથી થતો, પરંતુ 'ચતુર્થ-ચોથાં' એવો થાય છે. 'તુર્ય' શબ્દનો 'ચાર' એવો અર્થ કરીને નાથાશકરે નવી જ ભ્રાન્તિ ઉપજાવી છે. તે લખે છે કે, 'તુર્ય-ચાર પ્રિયા-સખા (સુદામા, સિદામો, અર્જુન અને ઉદ્ધવ.') આ એક 'ગમેતેમ લખી માર-

ઢાળ.

એ માય કૃષ્ણા કૃષ્ણરૂપિણી કરે ઉજ્જવલ દાસ;
સહજે થયું પયપાન પાપી તદપિ નહિ યમત્રાસ. ૩
જન સ્નાન સુકૃત નૂતન તનુ યોગ્યતા સેવન કૃષ્ણ;
અહો સપ્તસાગરભેદિની નિજજન પૂરક તૃષ્ણ. ૪

વાની ' અદ્દભુત યુક્તિ છે. બન્ને કડીમાં શ્રીયમુનાજીનાં સ્વરૂપનું, માહાત્મ્યનું વર્ણન છે તેમાં ચાર સખા . કયાંથી કુટી નિકળ્યા ? નાથાશંકરે નથી કર્યો પ્રસંગનો વિચાર કે નથી કર્યો પ્રકરણનો નિર્ધાર, અસ્તુ જેનો જેવો અધિકાર તેવું તે સમજે. કવિવર કહે છે કે શ્રીયમુનાજીના સ્વભાવતુલ્ય કોઈનો સ્વભાવ છે જ નહિ. શ્રીયમુનાજી મહાદયાલુ છે. પ્રિયતમ આદિને લઇને સર્વ યૂથને સુખરૂપ છે. દયાનો તો ભંડાર છે. स्वभावविजयो भवेत् એ શ્લોકથી, સ્વભાવનો વિજય કરવો હોય તો શ્રીયમુનાજીને હૃદયમાં પધરાવો એવો આદેશ શ્રીમહાપ્રભુજી કરે છે.

૩. કૃષ્ણા-શ્રીયમુનાજી. શ્રીયમુનાજી સ્વતઃ શ્યામ હોવાથી કૃષ્ણ નામ ધરે છે. પોતે કૃષ્ણા છે-શ્યામ છે, પરંતુ સ્વદાસને તો ઉજ્જવલ કરે છે. न जातु यमयातना भवति ते पय:पानत: એ શ્રીવાગીશવાણીનો જ અનુવાદ અડધી ટૂકમાં કવિશ્રી કરે છે. પયઃપાન-જલપાન.

૪. સકૃત્-માત્ર એક જ વાર જન-મનુષ્ય સ્નાન કરે તો નવીન દેહ પ્રાપ્ત થાય. તે દેહ ભગવત્સેવા કરવાનો અધિકારી થાય, જુઓ શ્રીયમુનાષ્ટક-ममास्तु तव सन्निधौ तनुनवत्वमेतावता न दुर्लभतमा रतिर्मुरारिपौ मुकुन्दप्रिये ॥ લીલોપયોગી અલૌકિક દેહ શ્રીયમુનાજી જ દાન કરે ત્યારે પ્રાપ્ત થાય છે. સપ્તસાગર-ભેદિની-સાતે સાગરને ભેદનારી. સર્વ નદીઓનો પતિ સમુદ્ર છે, તેથી સર્વ નદીઓ સ્વનામરૂપ ત્યજીને સમુદ્ર સાથે મળી જાય

સદ્ય સ્મરણ કરતાં માત્રમાં લય પાપ સહુ સંતાપ;
શ્રીયમુનાજી બીજાં નથી શ્રીકૃષ્ણ પરણ આપ. ૫
શ્રીતુલસીજી હરિ પ્રિયા તે પણ રાધા મૂલ સંબંધી;
શ્રીમુખ્ય સ્વામિની કેરડાં એ છે શ્રી અંગ સુગંધી. ૬
પતિવ્રતાપણું શું અન્ય ભક્તિ વલ્લભ શ્રીહરિ જેહ;
શ્રીવૃંદાજીની કૃપા વણ પ્રાપ્તિ ન કોઇને તેહ. ૭

---

છે, કહો કે સમુદ્રરૂપ થઇ જાય છે. શ્રીયમુનાજીના પતિ તો સાક્ષાત્ કોટિબ્રહ્માંડનાયક પૂર્ણ પુરુષોત્તમ પરબ્રહ્મ શ્રીકૃષ્ણ હોવાથી સમુદ્રમાં રહ્યાને પણ તદ્રૂપ થતાં નથી. હાલ પણ અનુભવીઓ અને જેઓએ તે દૃશ્ય પ્રત્યક્ષ કર્યું છે, તેઓ જણાવે છે કે, શ્રીયમુનાજી સમુદ્રમાં સ્વસ્વરૂપે રહી ને નિજ ધામમાં પધારે છે, તેથી જ સમુદ્રથી પોતે પૃથક્ રહે છે એમ દર્શાવવા માટે જ્યાં સંગમ થાય છે ત્યાંથી સર્વ સમુદ્રમાં પોતાની શ્યામતા દર્શાવે છે, તેથી સ્પષ્ટ જ નજરે પડે છે કે શ્યામ જલ શ્રીયમુનાજીનું છે; તે શ્યામ જલ જો લઇને તેનું પાન કરીએ તો મીઠું માલુમ પડે છે અને તેથી અતિરિક્ત જલ ખારું જ જણાય છે. શ્રીયમુનાજી નિજ જનોની તૃષ્ણાને પૂરનારાં છે.

૫. સદ્ય–તત્કાલ. શ્રીયમુનાજી શ્રીકૃષ્ણસ્વરૂપ જ છે.

૬. શ્રીતુલસીજી પણ ભગવત્પ્રિયા છે. તે પણ શ્રીસ્વામિનીજીનો મૂલ સંબંધ ધરાવે છે. એ શ્રીસ્વામિનીજીનાં શ્રીઅંગના સુગંધરૂપ જ છે. જુઓ શ્રીમદ્ ભાગવતના દશમ સ્કંધમાં યુગલ ગીતનો શ્લોક—मणिधरः क्वचिदागणयन् गा मालया दयितगन्धतुलस्याः ।

૭–૮. વિશ્વનાયક, સર્વેશ પ્રભુ પ્રત્યે એક પાતિવ્રત્યભાવ, તે જ દૃઢ અનન્ય ભક્તિ, જે પ્રભુને બહુ જ વલ્લભ–પ્યારી છે,

શ્રીતુલસીજીના સંબંધ વણુ કશું અંગીકાર ન ઈશ;
કૃષ્ણુ પદ પ્રિય દયા પ્રીતમ ધરે શાલગ્રામજી શીશ. ૮

પદ ૯૦ મું.

ર્થિ પુષ્કરાદિક જગ જેહજી. શ્રી ગંગાદિક સરિતા તેહજી;
રિ આદિ સુર ક્ષણુ ન ખસે છેજી,તુલસીદલને વિષે વસેછેજી.૧
લસી વન જ્યાં હોય અભિરામજી,ત્યાં બે ઘડી જે કરે વિશ્રામજી;
ટિ જન્મનાં મહાઅઘ છૂટેજી. અલગ અવિદ્યા કાલ ન કુટેજી.૬

---

તે શ્રીતુલસીજીની કૃપા વિના પ્રાપ્ત થાય જ નહિ. વળી શ્રીતુલસીજીના સંબંધ વિના પ્રભુ કાંઈ પણ અંગીકાર કરતા નથી. દયાના પ્રિયતમ શ્રીકૃષ્ણુના ચરણારવિંદરૂપ શ્રીશાલિગ્રામજી શ્રીતુલસીજીને મસ્તકે ધરે છે, અથવા તો શ્રીકૃષ્ણુના ચરણારવિંદમાં તુલસીજી સમર્પાય છે અને શ્રીશાલિગ્રામજીના મસ્તક ઉપર ધરાય છે. આ બે કડી ઉપર કવિશ્રી સાંપ્રદાયિક ગ્રન્થોમાંથી કેટલીક ઉપયોગિની પંક્તિઓ ટાંકે છેઃ—सर्वथा अन्यसम्बन्धराहित्ता, केवलभगवत्सम्बन्धिनी सर्वानुपयोगिनी तुलसीति साक्षात्स्वामेव गृह्णाति, इति तत्सम्बन्धादेवान्यवस्तूनामपि तादृग्धर्मवत्सम्पत्तौ भगवदंगीकृतिर्न तु साक्षाद्दत्त एव, भगवन्निवेद्यादौ ततः क्षेपः । अत एव ब्रह्मसम्बन्धेऽपि तद्द्वारव सर्वसमर्पणमिति निगर्वः ॥

૧–૨. અહિંથી શ્રીતુલસીજીનાં માહાત્મ્યનું વર્ણન પુરાણોને આધારે કરવામાં આવેલું છે. કવિશ્રીનું એક વાક્ય પણ સ્વકલ્પિત અથવા નિર્મૂલ નથી; પરંતુ પુરાણોના જ વાક્યોનો ગુર્જરગિરાનુવાદ છે. અત્ર તે પ્રમાણોનો સંગ્રહ વિસ્તાર-ભયથી થઈ શક્યો નથી. જીજ્ઞાસુએ રાજનગરવાળા નિત્યલીલાસ્થ શ્રીવ્રજરાયજી મહારાજે રચેલી શ્રીવલ્લભાખ્યાનની સંસ્કૃત ટીકા અથવા ભા. મા. વે. ભ. પંડિત શ્રીગટ્ટૂલાલજીના ગ્રંથો સત્સિદ્ધાંતમાર્તંડ, સારુત

ઢાળ.

છુટે ન કામાદિક સહુ અઘ દુઃખ દહે દર્શન;
અભિવંદને મહારોગ નાશે સ્પર્શ પાવન તન. ૩
સિંચતાં તુલસી ત્રાસ અંતક મહાપદ યશ કાન;
હરિચરણ દલ અર્પ્યે અમિત ફલ પરમાનંદ ગુણગાન.૪
શ્રીતુલસીકાષ્ઠાગ્નિથકી દહ્યું હોય જેનું શરીર;
તેને ન પુનરાવૃત્તિ કો દિન વણ ભજે યદુવીર. ૫
અગમ્યાગમનાદિ મહાપાતક ગળ્યો કદિ હોય;
તોહે પ્રેત ન થાય વસે વૈકુંઠ તીર્થ પ્રાપ્ત ન કોય. ૬

---

શક્તિ, વેદાંતચિંતામણિ વગેરે જોઇ લેવા. પુષ્કર વગેરે સર્વ તીર્થો, ગંગાદિ નદીઓ હરિ-ઇંદ્રાદિ દેવો તુલસીદલમાં રહે છે, ક્ષણ પણ ખસતા નથી. અભિરામ-સુંદર મહા અઘ-મહાપાપ. અવિદ્યા-અજ્ઞાન અલગ થાય. કાલ તેને છૂટે નહિ. ઇતર સ્પષ્ટ છે,

૩. દર્શનથી દુઃખ દહે છે. બાળે છે. અભિવંદને-પ્રણામથી મહારોગ દૂર થાય છે. સ્પર્શથી તન-શરીર પવિત્ર થાય છે.

૪. શ્રીતુલસીવૃક્ષને જલનું સિંચન કરતાં અંતક-યમરાજનો ત્રાસ ટળે છે, તેમના યશ કાને પડતાં મહાપદની પ્રાપ્તિ થાય છે, ભગવચ્ચરણારવિંદમાં દલ-તુલસીપત્ર અર્પણ કરવાથી તો અમિત અગણિત ફલ મળે છે, તેમનાં ગુણગાન કરવાથી પરમાનંદ પ્રાપ્ત થાય છે.

૫. યદુવીર-શ્રીકૃષ્ણભજન ન કર્યું હોય તો પણ જેનું શરીર તુલસીકાષ્ઠથી બળ્યું છે તેને પુનરાવૃત્તિ ફરીને અહિં આવવાનું રહેતું નથી.

હરિ અર્થ રોપી કોમલ દલ હરિચરણ અર્પે જેહ;
અપરાધ અગણિત દગ્ધ કરિ હોય કૃષ્ણવલ્લભ તેહ. ૭

શ્રીતુલસી નિર્મલ નામ જપથી સદા પૂરણ કામ;
અતિ દયા પ્રીતમ પ્રીત્યે વૃંદાવન વૃંદા નામ. ૮

પદ ૯૨ સું.

તુલસી દલઉતર્યું જગદીશજી. ભ્રમણ કરે જેધરી ઉરશિશજી;
પ્રતિપદફલ લેદશ હયમેધજી, નિશ્ચે નિશ્ચે નહીં અણુ વેધજી. ૧

તુલસીકાષ્ઠની રચિત સુદામજી, ધરે પ્રસાદી શ્રીઘનશ્યામજી;
પાપરહિત નિશ્ચે છે તેહજી, વહન કરે ભક્તિથી જેહજી. ૨

ઢાળ.

ભક્તિસહિત ભૂપણ કરે શુભ તુલસીકાષ્ઠની માળ;
તેને પ્રાયશ્ચિત્ત નહિ નહિ અશુચિ તનુ કો કાલ. ૩

કાષ્ઠ સુકું પત્ર વા તુલસીતણું જે ઘેર;
ત્યાં પાપનો ન સંબંધ કદિ નિત્યે સુમતિ હરિમેર. ૪

---

૬-૭-૮. સ્પષ્ટ છે. અગમ્ય-ગમન કરવા યોગ્ય ન હોય તે જેમકે ભગિન્યાદિક, તે પ્રત્યે ગમન વગેરે મહાપાતક-મહાપાપ. કોઈ તીર્થમાં મરેલો ન હોય તો પણ, પ્રેત તો ન જ થાય. હરિ અર્થ-પ્રભુ માટે રોપી-વાવીને પ્રભુને વૃન્દાવન-તુલસીવન અને વૃન્દા નામ-તુલસી નામ અતિ પ્રિય છે.

૧-૨. ઉતર્યું જગદીશ પ્રભુનું પ્રસાદીભૂત તુલસીપત્ર મસ્તકે ધરીને જે ભ્રમણ કરે. પ્રતિપદ-પગલે પગલે હયમેધ અશ્વમેધ. અણુવેધ, થોડો પણ સંદેહ નથી. સુદામ સારી માલા. ઇતર સ્પષ્ટ છે.

૩-૪-૫. ભૂષણ કરે-જેમ દાગીનો ઘણાજ ઉત્સાહથી

ગ્રીવ કાષ્ઠ તુલસી માલા લખી યમદૂત દૂર પલાય;
કૃતિ દેવ પિત્રી સુકૃત સઘળું કોટિ ઘણું થઇ જાય. ૫
દુર્નિમિત્ત ન દુઃસ્વપ્ન ભય નહિ ઉભય લોકાનંદ;
નિશ્ચલ સદા શ્રીકૃષ્ણુ ભક્તિ નહિ કદાપિ મંદ. ૬
નથી માળ તુલસીકાષ્ઠ ધરતાં પાપ મોહિત મુગ્ધ;
તેને ન નરકથી નિવૃત્તિ હરિકોપાગ્નિથી દગ્ધ. ૭
જે ધરે છે યજ્ઞોપવિતવત્ સતત શ્રદ્ધાવંત;
જન દયાપ્રીતમ કૃષ્ણુ વલ્લભ સદા ગુરૂ સહ સંત. ૮

---

પહેરી રાખવામાં આવે છે તેમ તુલસીકાષ્ઠમાલા પહેરે, અશુચિ-અપવિત્ર મહેર-કૃપા-ભગવાનની કૃપા. ગ્રીવ-કંઠમાં લખી-જોઇને પલાય-પલાયન કરે. તુલસી કાષ્ઠની માલા પહેરીને દેવકાર્ય, પિતૃ કાર્ય કે અન્ય સુકૃત-પુણ્યકાર્ય કરવાથી કરોડગણું થઇ જાય છે. સરખાવો तुलसीकाष्ठमालया भूषित कर्म आचरन् । पितृणां देवतानां च कृतं कोटिगुणं भवेत् ।

૬. દુર્નિમિત્ત-ખરાબ નિમિત્ત પ્રાપ્ત ન થાય, ઉભય આ લોક અને પરલોક, મતિમંદ-બુદ્ધિ મંદ ન પડે.

૭. ઉપર પ્રમાણે માહાત્મ્ય વર્ણવીને તુલસીકાષ્ઠમાલાના ધારણની આવશ્યકતા બતાવીને હવે નહિ ધારણ કરનારાઓનુ સ્વરૂપ બતાવે છે. મુગ્ધ-મૂર્ખ. નિવૃત્તિ-છુટતા નથી. હરિના કોપ રૂપ અગ્નિથી બળેલા. સરખાવો धारयन्ति न ये मालां हैतुकाः पापबुद्धयः । नरकान्न निवर्तन्ते दग्धाः कोपाग्निना हरे ॥

૮. यज्ञोपवीतवद्धार्या तुलसीकाष्ठमालिका એ પ્રમાણનું અવટંકન, સતત-નિરંતર, સંતસહિત ગુરુને પણ તે પ્રિય છે, અને પ્રભુને પણ તે વલ્લભ વહાલો છે.

પદ ૯૨ મું.

ઊર્ધ્વપુંડ્ર હીણે દુર્મતજી, ભસ્મીભૂત શુભ સઘળાં કૃત્યજી;
શરીર તેનું સમ શ્મશાનજી, વ્યર્થ કર્મ સંધ્યા જપ દાનજી.૧
ભક્તિવંત જે કો ગિરિધારીજી, ઊર્ધ્વપુંડ્રના સૌ અધિકારીજી;
બ્રાહ્મણ આદિ શ્વપચ પર્યંતજી, ઊર્ધ્વપુંડ્રાંકિત કોઈ જંતજી.૨

ઢાળ.

જંતુ જ્યહાં મૃત્યુ પામિયો ત્યાંથી બેશી વિમાન;
મુજ લોકમાં જઈ વસે અચલિત વિધા શ્રીભગવાન. ૩
અહો ઊર્ધ્વપુંડ કદિ ચાંડાલ પણ જો હોય;
તે વિશુદ્ધાત્મા જાણવો પૂજ્યજન ન સંશય કોય. ૪
અતિ અશુચિ મહાદુરાચારી કરે મનસ્વી કૃત્ય;
તદપિ પવિત્રજ થાય નિત્ય ઊર્ધ્વપુંડ્રી સત્ય. ૫
જન ઊર્ધ્વપુંડ્રાંકિત થઇને નમે શ્રી હરિદેવ;
તો કોટિ કુલ નરકથી તેનાં ઉદ્ધરે તતખેવ. ૬

---

૧-૨-૩. ઊર્ધ્વપુંડ્ર તિલકની આવશ્યકતા દર્શાવવા કવિવર એક પદ પુરાણોના આધારે રચે છે, દુર્મતિ દુષ્ટબુદ્ધિવાળો ભસ્મીભૂત-નિષ્ફલ. પ્રભુમાં જેની ભક્તિ હોય તે બધા ઊર્ધ્વપુંડ્ર તિલકના અધિકારી છે. શ્વપચ-ચાંડાલ ઊર્ધ્વપુંડ્રથી અંકિત-યુક્ત કોઈપણ જંતુ જ્યાં મૃત્યુ પામ્યો ત્યાંથી વિમાનમાં ભગવલ્લોકમાં અવિચલ નિશ્ચલ થઇને રહે.

૪-૫. વિશુદ્ધાત્મા-વિશેષ પવિત્ર આત્માવાળો અશુચિ-અપવિત્ર મનસ્વી મનમાન્યાં કર્મ કરનારો. સરખાવો-स्कन्दपुराणे अशुचिर्वाप्यनाचारो महापापं समाचरेत् । शुचिरेव भवेन्नित्यं ऊर्ध्वपुण्ड्रांकितो नरः ॥

જે ઊર્ધ્વપુંડ્ર સછિદ્ર મધ્યે હરિસદ્મ કહેવાય;
જો મધ્ય લેપ્યું રહે નિશ્ચે શ્વાન કેરો પાય. ૭
તજી ઊર્ધ્વ તિર્યગ પુંડ્ર કરતાં નરક નિત્ય અધિકાર;
જન દયા પ્રીતમ કૃષ્ણ બ્રહ્માંડે કહ્યું નિરાધાર. ૮

પદ ૯૩ મું.

ગોપી જનનું પૂછયું રૂપજી, સત્યાલિશમે કહ્યું અનૂપજી;
તદ્વત્ જાણી લે જે ગાયજી, અતિવલ્લભ સંતત વ્રજરાયજી. ૧
હરિપ્રસાદનો ગૌને ગ્રાસજી, પ્રથમ પીરસવો જે હરિદાસજી;
મહા પ્રસાદ તો ત્યારે કહાવેજી, તેના ભોગી હરિને ભાવેજી. ૨

---

૬–૭, તત્ખેવ–નિશ્ચય જ ઉર્ધ્વપુડ્રમા છિદ્ર રાખે અર્થાત, બન્ને રેખાઓ સ્પષ્ટ પૃથક્ જણાય, તો તે ભગવદ્ધામરૂપ છે અને જો તે એમને એમ વચ્ચે પણ લેપી દીધુ હોય તો શ્વાનના પગ સરખું છે,

૮. તિર્યક–ટેડુ, વાકુ, બ્રહ્માડપુરાણમા તે વાકય છે. ઊર્ધ્વ પુડ્ર સંબધી કવિવરે જણાવેલા અન્ય પ્રમાણો મૂલ સ્વરૂપમા જાણવાને ઇચ્છનારાઓએ પહેલા નિર્દેશેલા ગ્રથો જોવા.

૧–૨. ગાયનું સ્વરૂપ વર્ણવે છે. ગુરુ કહે છે કે તે ગોપી-જનનુ સ્વરૂપ પુછયું, અને તે ૪૭ મા પદમા મેં તને કહ્યું. તેના સરખું સ્વરૂપ ગાયનુ જાણી લે જે. તે શ્રીવ્રજરાયને ઘણું વહાલું છે. ગાયનું સ્વરૂપ વ્રજાંગનાસમાન સમજીને ભગવત્પ્રસાદનો ગ્રાસ તેને પહેલાં પીરસવો ત્યારે જ તે મહાપ્રસાદ કહેવાય અને એવા મહાપ્રસાદના જ ભોગી ભગવાનને ગમે છે.

ઢાળ.

તે ભાવે જન ભગવંત જે વૈષ્ણવી દીક્ષાયુક્ત;
ચો સંપ્રદાય પ્રમાણ શ્રુતિ શ્રીકૃષ્ણરૂપાસક્ત. ૩
સુણ કહું વિશિષ્ટાદ્વૈત છે શ્રીસંપ્રદાય સિદ્ધાંત;
છે જીવ ઈશ્વર માયા ત્રણે અનાદિ અભ્રાંત. ૪
મધ્વનો આશય દ્વૈત, દ્વૈતાદ્વૈત નિંબાદિત્ય;
વિષ્ણુસ્વામિપથ શ્રીમદ વલ્લભ શુદ્ધાદ્વૈત જ નિત્ય. ૫

---

૩. જે વૈષ્ણવી દીક્ષાથી યુક્ત હોય છે, તે ભગવાન્‌ને ભાવે છે વળી જે શ્રીકૃષ્ણસ્વરૂપમાં જ આસક્ત હોય છે, તે પણ ભગવદનુગ્રહભાજન થાય છે. તેને માટે ચારે વૈષ્ણવ સંપ્રદાયોમાં શ્રુતિ પ્રસિદ્ધ છે.

૪. પ્રસંગાનુસારે ચારે વૈષ્ણવ સંપ્રદાયના મૂલ સિદ્ધાંતો અતિસૂક્ષ્મતાથી જણાવે છે. શ્રી રામાનુજાચાર્યનો શ્રીસંપ્રદાય છે અને તેમનું મત 'વિશિષ્ટાદ્વૈત' એ નામે ઓળખાય છે. તેમના મતમાં જીવ, ઈશ્વર અને માયા એ ત્રણે અનાદિ છે, ભ્રમથી રહિત છે.

૫. મધ્વાચાર્યનું મત દ્વૈત છે. જીવ અને ઈશ્વર કોઈ પણ કાલે એક થતા નથી એમ તેઓ માને છે. નિંબાર્કાચાર્યનું મત દ્વૈતાદ્વૈત છે. તેઓ દ્વૈત અને અદ્વૈત એમ બન્ને માને છે. આ ઠેકાણે 'દ્વૈતદ્વૈતા' એમ જુદું પદ કાઢીને મધ્વનાં મતને દ્વૈતાદ્વૈત ઠેરવનાર અને 'દ્વૈત' એમ બીજું પદ પૃથક્ કરીને નૈંબાર્કમતને દ્વૈત ઠેરવનાર નાથાશંકર પોતાની તે તે મતોની અજ્ઞાનતા પ્રકટ કરે છે. કવિશ્રી સંપ્રદાયસાર નામના (આ ગ્રંથમાલાના ૧ લા મણકામાં પ્રસિદ્ધ થયલા) ગ્રંથમાં આ વિષય વિસ્તારથી

એ ચારે માયામતવિરોધી પણ ઉપાસન ભેદ;
શ્રીનારાયણ ત્રિ શ્રીકૃષ્ણોપાસક પ્રામાણિક વેદ. ૬

---

વર્ણવે છે. વિષ્ણુસ્વામીનો માર્ગ ચતુર્થ છે, અને તે શુદ્ધાદ્વૈત નામે ઓળખાય છે. અહિ કેટલાંક સ્પષ્ટીકરણની જરૂર છે. વિષ્ણુસ્વામી નામના આચાર્ય આશરે ૨૪૦૦ વર્ષ પહેલાં, શંકરાચાર્ય પહેલાં થઈ ગયા છે. તેઓનો સંપ્રદાય ઉત્સન્ન થઇ ગયલો છે, અને તેમના ગ્રન્થોના અભાવમાં તેમનું શું મત હતું તે પણ ચોક્કસ નથી. પરંતુ આ સંપ્રદાયમાં ઘણા વર્ષોથી એવી માન્યતા ચાલી આવે છે કે શ્રીવલ્લભાચાર્ય ચરણે વિષ્ણુસ્વામીનો માર્ગ લીધો. સંભવ છે કે ૭૦૦ વર્ષ સુધી ભૂતલ ઉપર યોગબલથી વા પ્રેતરૂપે રહેલા વિષ્ણુસ્વામિમતના છેલ્લા આચાર્ય બિલ્વમંગલની વિનતિનો આચાર્યશ્રીએ સ્વીકારીને, તેના મતનો નિર્વાહ કરીને, બિલ્વમંગલનો મોક્ષ કર્યો, પરંતુ 'વિષ્ણુસ્વામીનો મત 'શુદ્ધાદ્વૈત અથવા પુષ્ટિમાર્ગ છે' એવું જણાવનારાં પ્રમાણો મુદલે મલતાં નથી, એટલુંજ નહિ, પરંતુ આચાર્યશ્રી પોતાના શ્રીસુબોધિનીનામક ગ્રંથમાં વિષ્ણુસ્વામીને ભેદવાદી કહે છે અને તેના સંપ્રદાયને તામસ તરીકે ઓળખાવે છે એટલે કવિથી અને તેમના પહેલાં થઈ ગયલા વિચારકો માત્ર કથનપરંપરા સિવાય બીજાનો આધાર લેતા નહિ હોવા જોઇએ એમ નિશ્ચય કરવાનું કારણ મળે છે.

૬. ઉપર કહેલા ચારે સંપ્રદાયો શંકરાચાર્યના માયાવાદના તો વિરોધી જ છે, પરંતુ તેમની ઉપાસનામાં ભેદ છે, પહેલા ત્રણ સંપ્રદાય, રામાનુજ, માધ્વ, નૈંબાર્ક, શ્રીનારાયણના ઉપાસક છે ત્યારે છેલ્લો માર્ગ (વિષ્ણુસ્વામીનો) શ્રીકૃષ્ણોપાસક છે અને

અદ્વૈત મત શંકરતણો બીજા મનસ્વી બહુ પંથ;
એ સ્વલ્પ માત્ર જ કહ્યું વિસ્તારે વધે છે ગ્રંથ. ૭
સંસ્કાર જેવા જીવ તેને તેવો માર્ગ મિષ્ટ;
જન દયાપ્રીતમ શ્રીપુરુષોત્તમ ધન્ય જેના ઇષ્ટ. ૮

પદ ૯૪ મું.

પાદોદક શ્રીહરિનું સારજી, સકલ તીર્થ શુચિતાગારજી;
શિર ધરિ શ્રદ્ધા જે કરી પાનજી,નહિ પવિત્ર કો તેહસમાનજી.૧
કોટયવધિ તીર્થ તે પાસજી, હિંસા કોટિ સર્વ વિનાશજી;
સહુપાતિક પ્રાયશ્ચિત્તકીધુંજી, કૃષ્ણપદામૃતધરીશિર પીધુંજી.૨

કાળ.

પીધે પદામૃત શીર્ષ ધાર્યે શ્રદ્ધા સહ ગોપાલ;
આશૌચ ઉભયેપિ અડે નહિ પુનિત તે સહુ કાલ. ૩

---

૭-૮. શંકરનું અદ્વૈત મત કહેવાય છે. બીજા ઘણા પંથો મનમનતા ઉભા થયલા છે, તને થોડામાં જ કહ્યું, કેમકે વિસ્તારથી ગ્રંથ વધવાનો ભય રહે છે. જેને જેવો સંસ્કાર તેને તેવો માર્ગ મિષ્ટ-મીઠો લાગે, પરંતુ દયાના પ્રિયતમ શ્રીપુરુષોત્તમ જેના ઇષ્ટ છે તેને તો ધન્ય છે

૧-૨. પાદોદક—ચરણારવિંદનું જલ. શુચિતા—પવિત્રતા. આગાર-ગૃહ. ઇતર સ્પષ્ટ છે. ભગવચ્ચરણજલનાં માહાત્મ્યનું સપ્રમાણ વર્ણન કવિવર કરે છે.

૩. શ્રીગોપાલનું પદામૃત-ચરણામૃત શ્રદ્ધાપૂર્વક પીવાથી અને મસ્તકે ચઢાવવાથી બન્ને આશૌચ, વૃદ્ધિ અને મરણનિમિત્તક આશૌચ અડે નહિ. પુનીત-પવિત્ર.

અશુચિ અનાચારી મહાકલિમલતણો ભંડાર;
તેપણ શુચિ હરિપાદોદક કરતાં સ્મરણ લગાર. ૪
સહુ તીર્થ સરિન્મજ્જન દર્શ કીર્તનનું ફલ પણ હોય;
શુચિ કોટિ પ્રાયશ્ચિત્ત ન તે શુચિ સદ્ય હરિપદ તોય. ૫
શ્રીકૃષ્ણસ્નાનોદકે ભીજી મૃદાશન જે શીશ;
તે સંત જીવન્મુક્ત રૂપ હૃદે સદા જગદીશ. ૬
અકથિત અઘ સંચિત બહુ સહુ મૂલ પ્રલય થાય;
ન અકાલ મૃત્યુ ન રોગ રુજ હરિઅંઘ્રિઉદ પીવાય. ૭
શિવ શિશ શ્રીગંગા અચલ તે પ્રભુ પદામૃત માટ;
જન દયાપ્રીતમ કૃષ્ણ પદ પયથી તીર્થ સહુ ઘાટ. ૮

---

૪. હરિપદોદક–ભગવાનનું ચરણામૃત.

૫. બધા તીર્થોમાં, નદીઓમાં, મજ્જન સ્નાન કરવાથી દર્શન કરવાથી, કીર્તન કરવાથી જે ફલ થાય, અને જે કરોડ પ્રાયશ્ચિત્ત કરતાં પવિત્ર ન થાય તે ભગવચ્ચરણામૃતથી તે ફલ મલે છે, અને તત્કાલ પવિત્ર થાય છે.

૬. ભગવાનને સ્નાન કરાવેલા જલથી ભીંજાયલી મૃત્તિકા જે અશન–ભક્ષણ કરે અથવા શિર ઉપર ધરે તે સંત જીવન્મુક્ત જાણવો અને તેના હૃદયમાં સદા પ્રભુ બિરાજે છે એમ સમજવું.

૭–૮. રોગરૂજ–રોગની વેદનાઓ. હરિઅંઘ્રિઉદ–ભગવાનનું ચરણામૃત. શિવજીના મસ્તક ઉપર ગંગા અચલ છે તેનું કારણ એ જ કે એ ગંગા ચરણામૃતરૂપા છે. ભગવાનના ચરણામૃતથી સર્વ તીર્થો છે.

પદ ૯૫ મું.

હરિપ્રસાદનો મહામહિમાયજી, હરિ પ્રસન્ન તેણે લેવાયજી;
વસ્ત્રાભૂષણ ચંદન ભાલજી, અન્નોદક ઉચ્છિષ્ટ ગોપાલજી. ૧
ભુક્તે તેથીમાયાઅળગીજી,મતિ અચળ રહે પ્રભુપદ વળગીજી
સહસ્ર કરી એકાદશી કોયજી, અશનં દ્વાદશી કીધું હોયજી. ૨

ઢાળ.

હોય કીધા વળી અપવાસ લગી ખટ માસ રહી કો કષ્ટ;
તે હરિ નૈવેદ્ય ભુક્ત્યાથીજ કહ્યું હરિ સ્પષ્ટ. ૩
અચ્યુત અશન અવશેષ ભુક્તે પ્રતિદિને જન જેહ;
શીંકે શીકે પુણ્ય ચાંદ્રાયણતણું લે તેહ. ૪
વ્રત નિયમ સહ અપવાસ કૃચ્છ્ર ચાંદ્રાયણાદિ સુકર્મ;
નાનાવિધ મખ પુણ્ય જપ હોમાદિ સાધે ધર્મ. ૫
બ્રહ્મ ભોજન દાન તુલા પુરૂષ સહુ તીર્થ સહ ફલ જેહ;
કૃષ્ણનું નૈવેદ્ય ભુક્તે પ્રાપ્ત છે ફલ તેહ. ૬

---

૧-૨. ભગત્પ્રસાદનો મહિમા વર્ણવે છે. ભગવત્પ્રસાદ તે જ લઈ શકે કે જેના ઉપર પ્રભુ પ્રસન્ન હોય. અચલ-નિશ્ચલ. ભોક્તે -લીધાથી-ભગવત્પ્રસાદનો જ ભોગ કીધાથી. સ્પષ્ટ છે. उच्छिष्ट-भोजिनो दासास्तव मायां जयेमहि એ ભાગવતના વાક્યનો સાર.

૩. આ સર્વ વાક્યો પુરાણોનાં છે-સ્કંદ, ગરુડ અને પદ્મ-પુરાણ એનાં મુખ્ય મૂલ છે.

૪. અચ્યુત અશન અવશેષ-પ્રભુના આરોગતાં બાકી રહ્યું હોય તે. શિકે શિકે-મૂલ सिक्थे सिक्थे નો અપભ્રંશ-અર્થાત્-કોળીએ કોળીએ.

૫-૬. મખ-યજ્ઞ. તુલા પુરૂષ-પુરુષનાં વજન બરોબર સુવર્ણ વગેરેનું દાન કર્યું હોય. બીજું સ્પષ્ટ છે.

અર્પ્યું ન જે ગોવિંદને તે શ્વાનવિષ્ટા અન્ન;
જલ મૂત્ર મદિરાતુલ્ય છે ધિક્ ધિક્ ગ્રહે જે જન. ૭
નૈવેદ્ય ઉદરે રૂપ હૃદે શિર પાદોદક મુખ નામ;
શ્રીકૃષ્ણનું તે દયાપ્રીતમ કૃષ્ણ સમ શુચિ ધામ. ૮

પદ ૯૬ મું.

હે ગોપીચંદન શુચિ અત્યજી, કરે અગતિ જંતુની ગત્યજી;
જે કો શ્રદ્ધાથી પણ હીનજી, કાલ ક્રિયામન્ત્રે કરિ ક્ષીણજી. ૧
પણ જો ગોપીચંદન ભાલજી,તો નિજ પદ આપે ગોપાલજી;
ગોપીચંદનશિરભુજભાલેજી,લેપ્યુંહૃદયપણહોયઅંતકાલેજી.૨

ઢાળ.

અંતકાલ લેપ્યું પાપી જો ગૌબાલઘાતી વિપ્ર;
તદપિ કહ્યું હરિ તે વસે મમ લોક આવી ક્ષિપ્ર. ૩
કોઈ કૃતઘ્ની સહુ પાપ કર્તા અધમ કૃતિ નિત્ય ટેવ;
તે પણ પુનિત હોય ગોપીચંદન સંબંધે તતખેવ. ૪

---

૭-૮. ભગવાનને ધર્યા વિનાનું અન્ન જે ખાય તે શ્વાન-વિષ્ટા જેવું સમજવું. ઉદરમા ભગવત્પ્રસાદ, હૃદયમાં ભગવત્સ્વરૂપ, મસ્તક ઉપર ચરણામૃત, મુખમા શ્રીકૃષ્ણનું નામ તે પુરુષ પ્રભુ તુલ્ય પવિત્રતાનું ધામ છે.

૧-૨. ગોપીચંદનનો મહિમા કવે છે.-અગતિ-જેની ગતિ ન થવાની હોય તેની પણ. ભાલ-મસ્તકે. નિજપદ-પોતાનું સ્થાન. ભુજ-હસ્ત ઉપર.

૩. ગોહત્યારો, બાલહત્યારો અને બ્રાહ્મણની હત્યા કરનારો હોય તોપણ ભગવલ્લોકમાં જઇને વસે છે. ક્ષિપ્ર-તુરત.

૪. સ્પષ્ટ છે. પાપકર્તા-સર્વ પાપ કરનાર.

યાવત્ શરીરે ગોપીચંદન તિલક છાપ જણાય;
પ્રતિ નિમિષ ફલ દશ ધેનુ દાન કર્યાતણું ધ્રુવ થાય. ૫
કરે ગોપીચંદન દાન ટૂક કો સંતકરમાં જેહ;
કુલ એકોત્તેર શત તારિયાં તેણેજ નહિ સંદેહ. ૬
મહાપાપી મૃત્યુ પામિયો સ્મશાન મ્લેચ્છ સમીપ;
જો ગોપીચંદન લલાટે તો હોય મોક્ષ અધિપ. ૭
જ્યે ગોપીચંદન મૃદા સંતત હોયં જેને અવાસ;
ત્યાં દ્વારિકા સહ દયામીતમ કૃષ્ણ નિત્ય નિવાસ. ૮

પદ ૯૭ મું.

સુખ દુઃખ કર્તા સઘળું કાનજી, પૂછયું તે કહો કથા પ્રમાણજી;
સર્વ કર્તા હરિ સમર્થજી, બીજા કર્તા કહે સહુ વ્યર્થજી. ૧
સુખ દુઃખ મળવાનાં બહુ દ્વારજી, પ્રેરક સહુના નંદકુમારજી;
દક્ષ ન દે કોઈને ગુણ દોષજી, તેજ બાલ કયહોં રીઝે રોષજી.૨

---

૫. યાવત્ શરીરે–આખા શરીરમાં. પ્રતિ નિમિષ–પ્રતિ પલે–આંખ ઉઘાડીને મીચવી એ કાલ નિમિષ કહેવાય છે. ધ્રુવ–નક્કી.

૬. એકોત્તરશત–એટલે ૧૦૧.

૭. મોક્ષ અધિપ–મોક્ષનો હક્કદાર.

૮. આવાસ–ઘેર. બીજું સ્પષ્ટ છે.

૧–૨. શિષ્યે પ્રશ્ન કર્યો હતો (જુઓ પદ ૮૭) કે સુખ દુઃખ વગેરે સઘળું કોણ કરે છે, તે શાસ્ત્રપ્રમાણપૂર્વક અને કહો, તેનું ઉત્તર ગુરુ આપે છે. સર્વકર્તા સર્વસમર્થ શ્રીહરિ જ છે. દક્ષ–ચતુર. કોઇ વખતે રીઝે અને કોઈ વખતે રોષ કરે, તે પણ તે તે કાર્યનો કરનાર હું જ છું એમ માનીને, તે બાલ–મૂર્ખ છે. પ્રભુ આજ્ઞા કરે છે કે–अहंकारविमूढात्मा कर्ताहमिति मन्यते ॥

ઢાળ.

શો રોષ રીઝ શુક યંત્ર મર્કટ દારૂ દારા બાળ;
એ સર્વ પરવશ તેમ પરવશ સકલ જગ ગોપાલ. ૩
છે કર્મ કાળ સ્વભાવ ગ્રહ મન જીવ કહેવા માત્ર;
હરિ કરે સહુ શિર લે ન એ ગુણદોષ ગ્રાહક પાત્ર, ૪
છે કર્મ જડ જયમ લેખું વહિમાં વાચકને આધીન;
તે જયમ ઇચ્છે ત્યમ કરે વિભુ કરણી સ્થાવરદીન. ૫
નથી કાલ પણ સ્વાધીન હરિબલ ધ્રુવે ચાંપ્યો પાય;
વણ અવસરે વસ્તુ પ્રકટ કયહું શૂન્ય સમય પણ જાય. ૬

---

૩. તેમાં રીઝવું શું અને રોષ શો કરવો? શુક–પોપટ. દારા–સ્ત્રી કાષ્ઠ વગેરે સર્વ પરાધીન છે, તેમ સર્વ જગત્ શ્રીકૃષ્ણને પરવશ છે.

૪. કર્મ, કાલ, સ્વભાવ, ગ્રહ, મન અને જીવ સુખ દુઃખના કર્તા એ કહેવું તે માત્ર કહેવું જ છે, વાસ્તવિક નથી. કરે છે બધું પ્રભુ, પરતુ તે પોતાને શિર લેતા નથી, તેના ગુણદોષના ગ્રાહક તો માત્ર કર્માદિ જ છે. કર્માદિ કર્તા નથી, તે વાત અનુક્રમે જણાવે છે.

૫. ખાતાવહીમાં લેખું લખેલુ છે તે કર્મ–ક્રિયા જ હોવાથી જડ છે, તે વાચક–વાચનાર વિના નકામુ છે, તેમ કર્મ પણ જડ છે, પ્રભુ જેમ ઇચ્છે તેમ થાય છે, સ્થાવર–જડ અને દીન એવા કર્મનું સામર્થ્ય નથી કે પોતે કાંઈ પણ કરી શકે.

૬. કાલ પોતે પણ સ્વતંત્ર નથી. ભગવદ્બલથી કાલને ધ્રુવજીએ પગથી દાબી રાખ્યો છે, મતલબ કે ધ્રુવજીને અચલપદ મળ્યું છે, તે કાલાધીન થયા નથી. અવસરવિના પણ કોઈ વસ્તુ

પ્રકૃતિ અટલ તે સત્ય પણ હરિ ફેરવે બહુ જન;
તે પણ હરિ વશ ઠરી કે નહિ તે જો વિચારી મન. ૭
ગ્રહ પણ ન કલેશાનંદ કર દયાપ્રીતમ તેજ પ્રમાણ;
જુઓ બાંધ્યા છોડયા રાવણ નવ તવ રુઠયું તુઠયું કૉણ.૮

પદ ૯૮ મું.

મન વિભૂતિ માધવ કેરીજી, જ્યમ ઇચ્છા ત્યમ નાખે ફેરીજી;
જડ જ્ઞાની જ્ઞાની જડ હોયજી, શોક હર્ષદા મન પણ નોયજી.૧
જીવ સર્વેને ભાવે રૂડુંજી, કયમ થવા દે ચલણે કુડુંજી;
સુખદુઃખપ્રભુઆપ્યુંસહુલે છેજી,ચલણનથીમાટેસહીરહેછેજી.૨

---

પ્રકટ થાય છે અને સમય વિના ચાલી પણ જાય છે. જો તેમાં કાલની કારીગીરી ચાલતી હોય તો તેમ થવા દે નહિ.

૭. પ્રકૃતિ–સ્વભાવરૂપ. જેમ અગ્નિનો સ્વભાવ અન્યને બાલવાનો છે. અટલ–નહિ ટલે તેવી પ્રકૃતિ છે. ઇતર સ્પષ્ટ છે.

૮. કલેશ અને આનંદ, દુઃખ અને સુખ, તેના કતા ગ્રહો પણ નથી. તેના પ્રમાણરૂપ તો દયાના પ્રિયતમ જ છે. જો તેઓનું સ્વાતંત્ર્ય હોય તો નવે ગ્રહોને રાવણે બાંધ્યા હતા અને છોડયા પણ હતા, તો તેના ઉપર ગુસ્સે અથવા પ્રસન્ન કેમ ન થયા ?

૧–૨. મન ભગવાનની વિભૂતિ છે, તે સ્વતંત્ર નથી. જેમ પોતાની ઇચ્છા થાય તેમ પ્રભુ તેને ફેરવી નાંખે છે. શોકહર્ષદા શોક અને હર્ષ આપનાર. જો મનનું ધાર્યું થતું હોય તો સર્વ જીવને સુખ જ ગમે છે, દુઃખ ગમતું નથી, તો દુઃખી થવા જ કેમ દે ? સુખદુઃખ પ્રભુ જ આપે છે. મનનું કાંઈ ચલણ નથી, માટે તો સહી રહેવું પડે છે.

ઢાળ.

રહે છે સહુ જયમ રાખે હરિ તું તદા પૂછીશ પ્રશ્ન;
કો દુઃખી છે કો સુખી કયમ ભેદ દૃષ્ટિ કૃષ્ણ. ૩
નથી ભેદ તો ભગવંતને ભવ ખેલ રચિ નિજ જોય;
છે વિચિત્ર લીલા કૃષ્ણની ધણીનું ધણી નથી કોય. ૪
છે મૂલ જોતાં એમજ સહુ પછી સમાધાન અનેક;
નથી પુણ્ય પાપ પ્રભુ કશું વિભુ વિરલ એહ વિવેક. ૫

---

૩. આ ઠેકાણે શંકા પ્રાપ્ત થશે કે જો ભગવાનની ઇચ્છા પ્રમાણે સર્વ રહે છે તો કોઈ સુખી અને કોઈ દુઃખી કેમ માલુમ પડે છે ? પ્રભુ કોઈને સુખી અને કોઈને દુઃખી એમ વિષમ દૃષ્ટિ રાખીને કેમ બનાવે છે ? પ્રભુનાં મનને તો સહુ સરખા.

૪. શિષ્યનાં મનની શંકા સ્વતઃ જાણી લઈને તેનું ઉત્તર આપતાં ગુરુ કહે છે કે, પ્રભુજ સર્વ જગત્સ્વરૂપ થયલા હોવાથી ભેદ તો છેજ નહિ. સર્વ પદાર્થ માત્ર સ્વસ્વરૂપ હોવાથી પ્રભુને ભેદદૃષ્ટિ હોવાનો સંભવજ નથી. પ્રભુ મહાન્ ખેલાડી છે. પોતાનામાંથી એક સંસારરૂપ ખેલ રચીને પોતે પોતાને જુએ છે. એની લીલા વિચિત્ર છે. ધણીનો કોઈ ધણી નથી, માટે પ્રભુ કેમ એવી વિચિત્ર લીલાઓ કરે છે એવી શંકા નિરર્થકજ છે.

૫. ખરેખરું તત્ત્વ વિચારતાં તો ઉપર કહેલો સિદ્ધાંત જ યોગ્ય અને શાસ્ત્રસિદ્ધ છે. બીજાં સમાધાનો પણ ઘણાં છે, પરંતુ તે સિદ્ધાંત પછીથી થયલાં છે. વાસ્તવિક પુણ્ય-પાપ કશું છેજ નહિ, માત્ર સર્વત્ર પ્રભુજ છે, પરંતુ આવી ઉચ્ચ દૃષ્ટિ અને વિવેક તો કોઈ વિરલનેજ પ્રાપ્ત થાય છે. અનધિકારીએ આવા સિદ્ધાંતને પકડી લઈને ઉન્માર્ગગામી થવું જોઈએ નહિ; કેમ કે આ અનુભવ માત્ર શુદ્ધાદ્વૈત બ્રહ્મજ્ઞાન જેને પ્રાપ્ત થયલું છે તેનેજ શ્રેયસ્કર છે.

નિપજે ન કશું કો તદપિ હું પદ હરિ માયા જોર;
ત્યારે અહં મમતા ટળે કર ગ્રહે નંદકિશોર. ૬
હું હરિનો હરિ માહરા મનથીજ એવું થાય;
હરિ કૃપા તસ્કર વોળાવા અહં મમ સફળ થઇ જાય.૭
કૃતિ શુભાશુભ બલ દીપથી પણ દીપ જેમ નિર્લેપ;
ત્યમ દયાપ્રીતમ કૃષ્ણ બલ સહુ બને ન અડે ચેપ. ૮

પદ ૯૯ મું.

રચી રાખ્યું છે હરિએ જેહજી, ટળે ન કોથી નિપજે તેહજી;
ફેર પડે નહીં કોટિ ઉપાયજી, યત્ન ન ચાલે શિવ બ્રહ્માયજી.૧

---

૬. જીવથી કાંઈ બની શકતું નથી, તથાપિ 'હું કરું છું' એવો જે અભિમાન ઉદ્દ્ભવે છે, તે પ્રભુની માયાના જોરથી થાય છે. તે જ અહંતામમતામાં જીવ ફસાઈ જાય છે. જ્યારે પ્રભુ હાથ ઝાલે ત્યારે માયાનું જોર શમે અને અહંતામમતા ટળે.

૭. આખી કડીનો ભાવાર્થ એ છે કે, અહંતામમતા બાધક છે. પરંતુ તે લૌકિકવિષયક હોય તો જ, જેમકે આ કાય હું કરું છું, આ સ્ત્રી, પુત્ર, ગૃહાદિ મારૂં છે, વગેરેમાં અહંતામમતા બાધક જ છે. પરંતુ તે જ અહંતામમતા ભગવદ્વિષયક હોય અર્થાત્ હું પ્રભુનો દાસ છું; અને પ્રભુ મારા સ્વામી છે, તો તે અહંતામમતા સાધક છે. સફલ છે. તે અહંતામમતા પ્રભુ કૃપાની તસ્કર–ચોર બને છે, વોળાવા–માર્ગદર્શક થઈ પડે છે.

૮. કાર્ય પ્રભુ કરે છે, પરંતુ તે શુભાશુભથી નિર્લેપ છે, એમ પણ જણાવે છે. જેમ દીવાની સહાયતાથી સારાં કે ખરાબ કામો થાય છે, પણ તેની સાથે દીવાને જેમ કાંઈ લાગતું વળગતું નથી, તેમ સર્વ કાર્ય શ્રીકૃષ્ણના જ બલથી થાય છે, પરંતુ તેના ગુણદોષનો સંબંધ પ્રભુને નથી.

હરિકૃતિમાં જીવ હું પદ તેવુંજી, શ્વાન શકટને તાણે જેવુંજી;
જીવનું કીધું તેટલું થાયજી, મળતું આવે હરિ ઇચ્છાયજી. ૨

ઢાળ.

ઇચ્છા હરિ અનુસરતુ આવે તે બને લહે જાણ;
ત્યમ નિત્ય નથી બનતું જુએ છે પ્રકટ શું પ્રમાણ. ૩
જ્યમ જે સમય જેટલું જેને લખ્યું નંદકુમાર;
ત્યમ તે સમે તેટલું તેને પ્રાપ્ત હોય નિર્ધાર. ૪
દુઃખ મૃત્યુ કો માગે ન પણ સહજે સમય સઘ આવે;
તે રીત સુખ સમજુ લહે સર્વને સમજણ નાવે. ૫

---

૧-૨. પ્રભુએ રચેલુ કોઇથી ટળે પણ નહિ અને તેવું કોઇથી બને પણ નહિ. બીજું સ્પષ્ટ છે. ભગવત્કાર્યમાં જીવનું હું પણું વ્યર્થ છે. જેમ ગાડાં નીચે ચાલતું કુતરૂં એમ જ સમજે છે કે, હું જ ગાડાંનો ભાર વહુ છુ, પરંતુ તે તેની મૂખતા છે, તેમ અહિં પણ સમજી લેવુ.

૩. પ્રભુની ઇચ્છા પ્રમાણે સહુ બને છે; તે સમજ. એમ દરરોજ કાંઈ નથી બનતુ, પ્રભુની જ્યારે જે સમયે જેવી ઇચ્છા હોય છે, તે પ્રમાણે થાય છે, તે વાત પ્રત્યક્ષ હોવાથી એમાં પ્રમાણુની જરૂર શી છે? પ્રત્યક્ષમાં પ્રમાણુની જરૂર હોતી નથી.

૪-૫. ૪થી કડી સ્પષ્ટ છે. દુઃખ કે મૃત્યુને કોઈ માગતું નથી, પરતુ સમય થતાં તે તત્કાલ આવીને ઉભું રહે છે. તેમ જ સુખનું પણ સમજવું. આ વાત સમજુ માણસ જ લહે-સમજે છે. બધા સમજતા નથી. 'સુખ સમજુ લહે' ને બદલે "રૂખ સમજુ લહે" એવો પાઠ કલ્પીને રૂખનો અર્થ ખુંચ-અથવા મર્મ એવો અર્થ ઠોકી બેસાડીને તેની સંગતિ કરનારા વિદ્વાન ટીકાકારને ધન્યવાદ ઘટે છે!

કર્માદિબલ ત્યાં લગી ખરૂં હરિ જ્યાં લગી મન નાંણે;
નહીં તો કહે ઇશ્વર કૃપાકર વેદ શિદ વખાણે. ૬
સૌ તજી હરિ શરણે પડયા તેનું સર્વ નિજ ઇચ્છાય;
ત્યમ નહીં જગતના જીવને કર્માદિ વશ કહેવાય. ૭
સુખ દુઃખ હાનિ લાભાદિક સહુ વર્ણ્યું કરે પણ થાય;
તે ચિંતા તજી ચાનક ધરી ભજ દયાપ્રીતમ વ્રજરાય. ૮

પદ ૧૦૦ મું.

સુણીગુરુવાણીવદિયોશિષ્યજી, સહજબનેસહુલખ્યુંભવિષ્યજી;
માટેકહોછોફિકરવિસરવીજી, તદાભજનચિંતાશિદધરવીજી. ૧
તેપણથાવાનું તેથાશેજી, લખ્યાપ્રમાણેકયમટળી જાશેજી;
સુણીએમબોલ્યાશ્રીગુરુવાણીજી, સત્ય કહી તેં વાતવખાણીજી. ૨

૬. જ્યાં સુધી પ્રભુ મનમાં લાવે નહિ, ત્યાં સુધી જ કર્માદિકનું બલ ખરૂં; જો એમ ન હોય તો પ્રભુને કૃપાના આકર ખાણરૂપ કહીને વેદ કેમ વખાણે છે? અર્થાત્ જ્યાં લગી કૃપા કરીને પ્રભુ જીવને પોતાનો કરતા નથી, ત્યાં લગી કર્માદિકનું બલ ચાલે છે. પરંતુ પ્રભુ જ્યારે મનમાં લાવે છે, ત્યારે કર્માદિકનું બલ ચાલતું નથી.

૭-૮. છઠ્ઠી કડીને વધારે સ્પષ્ટ કરે છે. સર્વ ત્યાગ કરીને પ્રભુને શરણે ગયલાનું કાર્ય પ્રભુની ઇચ્છાથી જ થાય છે. જે જીવો જગત્‌માં જ ગોથાં ખાય છે, તેઓનું તેમ ન થતાં કર્માદિકને આધીનપણું કાયમ છે. ચાનક-કાળજી. ચિંતાને ઠેકાણે ચાનક રાખ. ઇતર સ્પષ્ટ છે.

૧-૨. ગુરુની વાણી સાંભળી શિષ્ય બોલ્યો કે લખેલું ભવિષ્ય સહજમાં બને છે, માટે ફગી ચિંતા ...

ઢાળ.

સાચી વખાણી વાત સાંભળ કહું શંકા જાય;
સહુલખ્યું ત્યમ હરિ ભજનનથી લખિયું કર્યેથી થાય.૩
જો કદા કહીએ ભજન પણ પ્રારબ્ધે લખ્યું બની આવે;
તો વેદશાસ્ત્ર પ્રબોધ વાયક સકલ વ્યર્થ કહાવે. ૪
તે માટ અતિ આતુર થઇ ભજવા સદા ભગવંત;
ક્ષણ ભંગ મનુષ્યદેહ દુર્લભ મળે પુણ્ય અનંત ૫
સહુયોનિમાં છે વિષય સુખત્યાં હરિ ભજનનવ હોય;
તે માટ અમૂલક આ સમય ચેતે ન તે સહુ ખોય. ૬
ભરતખંડ મોંઘું મનુષ્ય તનુજેની અમરને પણ ભૂખ;
તે મળે કૃષ્ણ ભજ્યા ન તો ગયું આવ્યું હસ્તપીયૂષ.૭

---

તો ભજન કરવાની ચિંતા શા વાસ્તે કરવી? તે પણ થવાનુ હશે તો થશે. લખેલુ પ્રમાદથી તો ટળી જશે નહિ. એવો શિષ્યનો સંશય સાંભળી ગુરુજી બોલ્યા અને કહ્યુ કે તે વાત સાચી કહી એમ કહીને શિષ્યની વાણીના વખાણ કર્યાં.

૩. ગુરુશ્રી ઉત્તર આપે છે. યાગ કરવાથી સ્વર્ગે જવાય, અમુક કાર્ય કરવાથી અમુક ફલ થાય એમ લખ્યું છે પરંતુ અમુક કાર્ય કરવાથી હરિભજન થાય એવું ક્યાંય લખ્યું નથી.

૪. પ્રબોધવાક્ય–ઉપદેશવાક્ય. પ્રારબ્ધબળથી ભજન પ્રાપ્ત થતુ હોત તો વેદશાસ્ત્રના ઉપદેશો વ્યર્થ થઈ જશે.

૫. ૫ મી કડી સ્પષ્ટ છે. ૬. વિષયસુખ–પાંચભૌતિક વિષયનાં જ સુખ છે. જે મનુષ્યયોનિ પ્રાપ્ત કરીને ચેતતો નથી, તે બધું ખુએ છે.

૭–૮. અમરને–દેવોને. જુઓ શ્રીમદ્ ભાગવતનો પંચમસ્કંધનો ૧૭ અને ૧૯ અધ્યાય, દેવો જેની ઇચ્છા કરે છે, તેવો

કહું લાખ વાતની વાત સહેલું નામ રટ શ્રીકૃષ્ણ;
મળુ દયા પ્રીતમ પ્રસન્ન થાશે સકલ પૂરણ તૃષ્ણ ૮

પદ ૧૦૨ મું.

નામ કૃષ્ણનું શિરોમણિ સહુનુંજી, મૂળધર્મ સાધનાદિ બહુનુંજી;
જપતાં સર્વે ચિંતા ચૂર્ણજી, મનોકામના સઘળી પૂર્ણજી. ૧
નામે નામી ઉરમાં વાસેજી, અઘ દુઃખ સંદેહ સઘળા નાસેજી;
નામે નામી નામ પ્રતીતિજી, અંતક અવિદ્યા ભાંજે [illegible] ૨

ઢાળ.

ભીતિ હરે હરિ પ્રીતિ આપે પરમાનંદ પદ દાયક;
શ્રીકૃષ્ણ નામ પ્રભાવ કૃષ્ણે પણ કહ્યા નંદ [illegible] ૩
હરિ નામ કોટિક અપર તુલ્ય ન નામ કૃષ્ણ [illegible];
જયમ બીજથી ચઢતી કળા શશી કે ન [illegible] ૪

---

છે પૂર્ણ ઇંદુ કૃષ્ણ કેવળ શરદ સહ શ્રીકૃષ્ણ;
નારાયણે વિધિ કહ્યું સ્કંધે ઉત્તર સુણ વણ પ્રશ્ન. ૫
ગૌ કામ સુરદ્રુમ ચિંતામણિ નહિ કૃષ્ણ નામ સમાન;
હિત અહિત સમજી નામ રીતે એ ન દે વરદાન. ૬
સત્સંગ કરવો પ્રયત્ને સેવવા શ્રીવ્રજરાય;
દુઃસંગથી ત્યમ નાસવું પછી બન્યું હરિ ઇચ્છાય. ૭
ભાવી ભરાંસો આળસી વિસરવું ન શ્રીહરિ નામ;
ગુણ જ્ઞાન ક્ષણું ન છોડવું દયા પ્રીતમ સુંદર શ્યામ. ૮

---

અસંખ્ય છે, પરંતુ શ્રીવ્રજાધિપતિ તુલ્ય એક પણ નથી, જો કે બીજથી લઇને પ્રત્યેક તિથિએ ચંદ્રની કલા ચડતી ગણાય છે, પરંતુ રાકેશ-પૂર્ણ ચંદ્રની સમાનતા તે તે કલાઓના ચંદ્રમામા હોઈ શકે નહિ. તેવી જ રીતે **एते चांशकलाः पुंसः कृष्णस्तु भगवान् स्वयं** એ પ્રમાણને અનુસરીને તો પૂર્ણ ચંદ્ર કૃષ્ણ જ છે. શરદઋતુના ચંદ્ર કહેવા હોય તો 'શ્રીકૃષ્ણ' એમ કહો. કૃષ્ણ એકલા ચંદ્ર. શ્રીકૃષ્ણ શારદ ચંદ્ર. સ્કંદપુરાણમાં બદરીનારાયણે બ્રહ્માજી પ્રત્યે કહ્યુ, તે ઉત્તર, પુછ્યા વિના હુ તને કહું છુ તે સાંભળ.

૬. ગૌકામ-કામદુધા ગાય, સુરદ્રુમ-કલ્પવૃક્ષ તે સર્વે શ્રીકૃષ્ણ નામ તુલ્ય નથી. કારણ કામદુધા વગેરે સેવકનું હિત અથવા અહિત સમજીને વરદાન દેતાં નથી, અને નામ તો એ સર્વે સમજીને ભક્તને ફળે છે,

૭. બનતા સુધી સાવચેત રહેવું કે દુ:સંગ લાગે નહિ, છતા બની ગયું તો પ્રભુની ઇચ્છા સમજવી.

૮. ભાવીને ભરોસે પ્રભુનું નામ ભૂલવું નહિ. પ્રમાદ કરવો નહિ. **तस्मात् सर्वात्मना नित्यं श्रीकृष्णः शरणं मम ॥ वदद्भिरेव सततं स्थेयमित्येव मे मतिः** શ્રીમદ્વૈશ્વાનરાચાર્યની આજ્ઞાનું જ્ઞાપન-

પદ ૧૦૨ મું.

વણ સમજ્યાનેસંશય થાયજી,હરિગુણઅચલિતકયમગવાયજી
દેહાધ્યાસ સૌ કયમ કરી છૂટેજી,બાધ કરે ત્યાં ત્યાં તો ત્રુટેજી.
પણ છે સમજણ એનીબીજીજી,સુણ કહું જેથી રીઝે શ્રીજીજી
પ્રભુ કરે છે સહુ મુજ રૂડુંજી,કદાપિ નકરે નિજ જન કુડુંજી.

ઢાળ.

કુડું કદિક ભાસે તુરત ધ્રુવ, તેમાં પણ હિત હોય;
સુખ ગુપ્ત જયમ પિતુ દુઃખદ શિક્ષા શિશુ ન સમજે કોય૩
એમ વિચારી મન શુદ્ધ માને ભલુ વચને ગાય;
કદિ દોષ નાવે તે અચલ ગુણ ગાન હરિ કહેવાય. ૪

૧-૨. અણસમજુને સંશય થાય કે પ્રભુના ગુણો તો અગણિત-અસંખ્ય છે, તે કેમ ગાઈ શકાય? દેહાધ્યાસ, દેહમા જીવ-બુદ્ધિ, દેહ જ જીવ છે એવો ભ્રમ, અથવા દેહમાં અહંતા-મમતા, તે કેમ છૂટે? એ બાધ કરે એટલે પ્રભુના ગુણો ગાવામાં જે એકતાર થયા હોઇએ, તે તાંતડો તૂટી જાય. અર્થાત્ પ્રભુના ગુણ ગાન કેમ થાય? ઉપરના અણસમજુ લોકોનો સંશય ટળવા માટે એની બીજી સમજણ ધ્યાનમાં રાખવાની છે, તે કવીશ્વર સ્પષ્ટ શબ્દોમાં જણાવે છે. નિજજન-પોતાના જનનું.

૩. પ્રભુ પોતાનાનું હિત જ કરે છે છતાં કોઇક વખત અહિત જણાય, તો તેને અહિત ન સમજતાં હિત જ સમજવું. પિતા દુઃખકારી શિક્ષા કરે છે તેમાં જણાય છે તો દુઃખ જ, પરન્તુ તેમાં જેમ સુખ ગુપ્તપણે રહેલું છે, તેમ પ્રભુએ કરેલાં જણાતાં અહિતમાં પણ પરિણામે હિત સમાયલું છે એમ સમજવું.

૪. એમ વિચારીને મન શુદ્ધ રાખે અને ઉપર કહ્યું તેમ માને. બોલે તોપણ પ્રભુનું ભલું જ બોલે. અર્થાત્ અહિતથી ગુસ્સે

સમજણુ એ વિધિ રાખતાં શ્રીકૃષ્ણ થાય પ્રસન્ન;
તે સમય અવળું સર્વ સવળું થાય વેદ વચંન. ૫
અરિ મિત્ર હોય વિપ પથ્ય અધર્મ સહુ ધર્મ થઇ જાય;
દુઃખ થવાનું તે મટાડે સુખ ના થવાનું થાય. ૬
શ્રીકૃષ્ણ ઇશ્વર પૂર્ણ નહિ વશ યજ્ઞ તપ શ્રુતિ મંત્ર;
કર્તુમ્ અકર્તુમ્ અન્યથા કર્તુ સમર્થ સ્વતંત્ર. ૭
ઉદાહરણ ઇતિહાસ ત્રણે સુણ કહું લઘુ ગીત;
જન દયાપ્રીતમ કૃષ્ણ બલ અકથિત અતિ અકળિત.૮

પદ ૧૦૩ મું.

અજામિલ મહા અઘનું ધામજી તેવી, ગુણકા પાપનું ગ્રામજી;
સુતશુકમિપ લીધું હરિનામજી, તેને આપ્યું પ્રભુનિજ ધામજી.૧

---

થઇને પ્રભુની અવજ્ઞા કરનારું બોલે નહિ. પ્રભુના દોપ કદિ મનમાં લાવે નહિ. તો તેનું નામ અચલ ગુણગાન કહેવાય.

૫-૬. ૫ મી કડી સ્પષ્ટ છે. ૬ ઠી કડીમાં નીચેના શ્લોક નો અનુવાદ છે. અરિ-શત્રુ. પથ્ય-હિતકારી. अरिर्मित्रं विषं पथ्यं अधर्मो धर्मतां व्रजेत् । इत्यादि० ।

૭. શ્રીકૃષ્ણ પૂર્ણ પુરુષોત્તમ ઇશ્વર છે. યજ્ઞાદિકથી તે વશ નથી. કેમકે પોતે જ શ્રીમુખથી ઉપદેશે છે કે नाहं वेदैर्न तपसा। જુઓ શ્રીગીતાજી. તે कर्तुं કરવાને, अकर्तुं-નહિ કરવાને. अन्यथा कर्तुं-ઉલટું કરવાને સઘળી વાતે સ્વતંત્ર છે, સમર્થ છે.

૮. એ ત્રણેના ઉદાહરણો ઇતિહાસમાંથી આપે છે. લઘુ-ગીત-સ્વલ્પમાં ગાયલો. પ્રભુનું બલ-સામર્થ્ય કહી તેમ કળી શકાય તેમ નથી જ.

કર્તુમ્ લક્ષણ હરિએ ભાખ્યુંજી, દ્વિદલ મીમાંસા ખંડી નાખ્યુંજી;
અંબરીષ માટે ચક્રે દમિયાજી, હરિશરણે દુર્વાસા નમિયાજી.૨

ઢાળ.

નમિયા તદપિ દુઃખ નાજ હર્યું હરિ આર્ત ત્રાતા ઈશ;
બ્રહ્મણ્ય દેવ ન શરણાગત વત્સલ થયા જગદીશ. ૩
મહાવિભુ તદપિ ન અભય આપ્યું નમાવ્યા નૃપ પાય.
હરિ અકર્તુમ્ લક્ષણ તણો એ કથ્યો અણુ મહિમાય. ૪

---

૧-૨-૩-૪. કર્તુંનો દાખલો આપે છે. અજામિલ મહા પાપી હતો, અને મરણસમયે પોતાના પુત્રનું નામ-નારાયણ તેણે લીધું; તેને પ્રભુએ પોતાનું નામ માની લઇને તેનો ઉદ્ધાર કર્યો. ગણિકા, કે જે પાપનું ગ્રામ-સમૂહ હતી, તેણે પોપટને ભણાવવા માટે અર્ધું રામ નામ લીધું તેથી તે પણ તરી ગઈ. પ્રભુએ પોતાનું ધામ એમને આપ્યું. એ સ્થલે નહિ કરવાનું પણ કરવાને પ્રભુ સમર્થ છે એમ જણાય છે. વધુ તો શું પૂર્વ અને ઉત્તર એમ દ્વિદલ-બે ભાગવાળું મીમાંસા શાસ્ત્ર પણ અજામિલ અને ગણિકા માટે ખંડી નાંખ્યું. અકર્તુંનું લક્ષણ, ઉદાહરણ જણાવે છે. અંબરીષ રાજાના રક્ષણ માટે સ્થાપેલા ચક્રે દુર્વાસાજીને દુઃખ દીધું, ત્યારે દુર્વાસાજી ચક્રના સ્વામી પ્રભુને શરણે આવ્યા-નમ્યા, તોપણ પ્રભુએ તેનું દુઃખ ન જ હર્યું. જો કે પોતે શરણાગતના દુઃખને, આર્ત-પીડાને પ્રાપ્ત થયલાના ત્રાતા-રક્ષણ કરનારા છે. તેમાં પણ બ્રાહ્મણના દેવ પ્રભુ શરણે આવેલાના વત્સલ-વહાલા છતાં તે વખતે કાંઇ ન જ કરી શક્યા. પોતે મહાવિભુ-મહાસમર્થ છે, પરંતુ પોતે અભયદાન આપ્યું નહિ, અને દુર્વાસાજીને રાજા પાસે નમવાનું સૂચવ્યું. રાજા પાસે દુર્વાસાને નમાવ્યા. એ અકર્તુંનો અણુ-સૂક્ષ્મ મહિમા કહ્યો.

સૌભરી મુનિ શુચિઅસંગી જલ ભીતર જપ અવિનાશ;
રતિ મચ્છ દાખી ચળાવ્યા પરણિયા સ્ત્રી પંચાશ. ૫
મૃગ દયા પાળ્યો તદપિ દ્વિ જન્મ ધરાવ્યા હરિ ભરત;
અઘ નામ ગતિ મુચકુંદ તે પ્રભુ પ્રકટ મુક્તિ ન તરત ૬
પુરી અયોધ્યા વૈકુંઠ સહુ નિજ પિતા પ્રેમી સ્વર્ગ;
મહાપાપી પારધી ગીધ આદિ અલ્પમાં અપવર્ગ. ૭
એ અન્યથાકર્તુમ્ સુલક્ષણ શ્રીપતિમાં સત્ય;
જન દયાપ્રીતમ કૃષ્ણ અતર્ક્ય માહાત્મ્ય અકલિત ગત્ય.૮

પદ ૧૦૪ શું.

કરે ચહાય તે વિભુ વ્રજરાયજી,ઘટિત મટાડે અઘટિત થાયજી;
લોહ ઉગાડયું કંચન બાળ્યુંજી, પથ્થર તાર્યા અંધે ભાળ્યુંજી.૧

---

૫. અન્યથાકર્તુંનાં ઉદાહરણો આપે છે. સૌભરિ ઋષિ સંસારથી બચવા જલમાં નિવાસ કરીને તપ કરવા લાગ્યા, શુચિ પવિત્ર, અસગી–સંગ રહિત થઈને અવિનાશ–પ્રભુને જપવા લાગ્યા; તથાપિ જલમાં માછલાઓમાં સંભોગક્રીડા જોઈને ચાલ્યા અને ૫૦ સ્ત્રીઓ પરણ્યા.

૬. ભરત ઋષિએ દયાથી મૃગનુ રક્ષણ કર્યું, પરંતુ મૃગા સક્તિને લઈને તેમને બે જન્મ ધરાવ્યાથી, ગતિ આપી ગણિકાને અઘાનામથી ગતિ આપી અને મુચુકુંદને પ્રકટ દર્શન આપીને પણ મોક્ષ તેઃ ન જ આપ્યો.

૭. અયોધ્યા આખીને વૈકુંઠમાં લઇ ગયા અને પોતાના પ્રેમી પિતાને તો સ્વર્ગ જ આપ્યું. મહાપાપી પારધિને અને ગીધ પક્ષીને અપવર્ગ–મોક્ષ આપ્યો.

૮. સ્પષ્ટ છે. અતર્ક્ય–જેનો તર્ક ન થઇ શકે તેવું. અકલિત ગત્ય–જેની ગતિ પણ ન કળાય તેવું.

સનકાદિક ઉપજાવ્યો ક્રોધજી, વિધિ મહાજ્ઞાની કર્યા અબોધજી;
નારી કર્યા નર નર કરી નારીજી, વૃષ્ણિ વૃદ્ધ યૌવનતા ધારીજી.૨

ઢાળ.

ધારિ તરુણતા ત્યમ વૃદ્ધ ત્યમ કર્યાં સંજીવન બહુ મૃત્ય;
વૈકુંઠ પામ્યા પાડિયા આપી અગત્યને ગત્ય. ૩
ધર્મને અધર્મ ચલાવ્યો સદ્ગુણી અધર્મિ ધાર્યાં;
જે ના બચે તે બચાવ્યાં જે ના મરે તે માર્યાં. ૪

---

૧-૨. શ્રીમન્તધિપ ચહાય સો કરે-ઘટિત હોય તે ન થવા દે. અઘટિત હોય તો તે કરે. યાદવકુલના નાશ માટે લોઢું કોઈ પણ વેળાએ ઉગે નહિ, પરંતુ તે પ્રભાસપાટણમાં ઉગાડયું. જુઓ શ્રીમદ્ ભાગવતનો ૧૧ સ્કંધ. સોનું બળે નહી, પરંતુ ભક્તનો પ્રભાવ બતાવવાને સુવર્ણની લંકા હનૂમાનજી પાને બાળાવી. સેતુ બાંધી પત્થરને તાર્યો. ધૃતરાષ્ટ્ર આંધળો હતો છતાં તેને મહાભારત યુદ્ધ થયા પછી દેખતો કર્યો. જુઓ મહાભારત. સનકાદિક મહાજ્ઞાની તેઓને પણ ક્રોધ ઉપજાવ્યો. વિધિ-બ્રહ્મા, તે મહાજ્ઞાની થઇને પણ સરસ્વતી પુત્રી પાછળ ગયા, અર્થાત્ તેમને અબોધ-મૂર્ખ બનાવ્યા. નારીનો નર કર્યો. જેમ કે દ્રુપદની કન્યા શિખંડીરૂપે નર થઇ, સુદ્યુમ્ન નર છતા નારી થયો. જુઓ શ્રીભાગવતનો નવમ સ્કંધ. વૃષ્ણિવૃદ્ધ-યાદવોમાં વૃદ્ધ યયાતિ રાજાએ પોતાના પુત્ર પાસેથી યુવાવસ્થા માગી લીધેલી, તે કથા મહાભારતમાં પ્રસિદ્ધ છે.

૩. પુત્રે પિતા યયાતિની વૃદ્ધાવસ્થા લીધી. અનેક મરેલાઓને સજીવન કર્યા. વૈકુંઠના પાલકો જય અને વિજય એ બન્નેને વૈકુંઠથી નીચે પાડ્યા. વૈકુંઠમાં ગયા પછી કોઈ પડે નહિ છતાં પણ. જેની ગતિ થાય નહિ તેની ગતિ કરી.

૪. ધર્મરાજાને અધર્મને માર્ગે ચલાવ્યો. નરો વા કુઞ્જરો વા

હરિ ધર્મને અધર્મ કર્યાં કયહું કર્યાં અધર્મ ધર્મ;
પ્રભુ કર્મને અકર્મ વળી કર્યાં અકર્મ કર્મ. ૫

બ્રહ્મમાં મળિયા કાઢિયા ટાળિયા બ્રાહ્મણશાપ;
કયહું પાપ કીધાં પુણ્ય પુણ્યે પુણ્ય કીધાં પાપ ૬

હરિ શૂન્ય ભાગ્ય સફલ કીધાં મટાડયાં પ્રારબ્ધ;
મન પ્રકૃતિ વશ કરાવી સુઅલબ્ધ કીધાં લબ્ધ ૭

ઉત્તમ ન કરવો ગર્વ કો હૈયાટલું ન પતિત;
દીન ભાવ પ્રીતમ દયાપ્રભુ ભજતાં સર્વનું હિત. -

---

એમ કહેવરાવીને અધર્મીના-અજામિલાદિના સદ્‌ગુણો ગ્રહણ લીધા. ઇતર સ્પષ્ટ છે આ સર્વ મહાત્મ્ય આ ગ્રંથમાલાના પ્રથમ ભાગમા જોવુ. ત્યા સવિસ્તર દૃષ્ટાંતો છે

૫. ધર્મને અધર્મ કર્યાં. દૃષ્ટાંત-બલિ રાજા અધર્મને ધર્મ કર્યો. દૃષ્ટાંત-કસાદિને મુક્તિ. કર્મને અકર્મ-દૃષ્ટાંત-દક્ષ પ્રજાપતિ. અકર્મને કર્મ શ્રીગોપીજન

૬. તે તુ બ્રહ્મહ્રદ નીતા મગ્ના કૃષ્ણેન ચોદ્ધૃતા એ કથનાનુસાર બ્રહ્મમા ભળી ગયલા ગોપાદિકોને પણ પોતાનો લોક બતાવવા બહાર કાઢયા નાથાશંકર આના દૃષ્ટાંતમા સૌ ભરિને મૂકે છે, પરતુ તે અસ્થાને છે. બ્રાહ્મણનો શાપ સર્વ યાદવકુલને લાગ્યો, પરતુ ઉદ્ધવાદિને નહિ નાથાશંકર આ સ્થળે દુર્વાસા અને અબરીષને મૂકે છે, પરતુ તેને એને આને કશો સબધ જ નથી કોઇ સ્થળે પુણ્યના પાપ અને પાપના પુણ્યો કરી નાખ્યા છે.

૭-૮. શૂન્ય ભાગ્ય સફળ કરીને પ્રારબ્ધ પણ મટાડયા જાઓ સત્યમાખ્યાન. મન અને પ્રકૃતિ તે પણ વશ થયા, જાઓ

પદ ૨૦૫ મું.

શીખ સમુચ્ચય કહું સુણ સારજી, જેથી રીઝે નંદ કુમારજી;
લાખશીખની કહું એક શિક્ષાજી,કૃષ્ણ સેવવા વૈષ્ણવો દીક્ષાજી૧
દઢ શરણાગતિ દૃઢ વિશ્વાસજી, હરિગુરુ વૈષ્ણવ થાવું દાસજી;
ભગવદીય લહી કરવો સત્સંગજી, દોષ ન જોવા સાચો રંગજી ૨

ઢાળ.

રંગ રાખી રટવું નિરંતર શ્રીકૃષ્ણ નામ પવિત્ર;
દીનતા ભાવે ગાન કરવાં કેવલ કૃષ્ણ ચરિત્ર. ૩
સહુ ભૂત ઉપર દયા સહુ ઇન્દ્રિય સુપથ સંતોષ;
રતિ કૃષ્ણ પતિમાં રાખવી મતિ ગુરૂચરણ નિર્દોષ. ૪

---

વાનર જાતિના હનૂમાનજી, સુઅલભ્ય-નહિ મળી શકે તેવી કીર્તિ મેળવી. સાંદીપનિગુરુના મૃત પુત્ર લઈ આવીને ઉત્તમ હોઇને ગર્વ ન કરવો. પતિત થઇને પણ ન હૈયાટવું-હિંમત હારી જવી નહિ. દીનભાવે પ્રભુ ભજન કરવાથી સર્વ હિત જ થશે.

૧-૨. હવે ગુરુ ઉપસંહાર કરતાં છેવટે ઉપદેશ આપે છે. શિખ સમુચ્ચય, શિક્ષાનો સમૂહ. વૈષ્ણવી દીક્ષા નામનિવેદનાદિક. પ્રભુને હું શરણે છું એવી શરણાગતિ દૃઢ રાખવી. હરિ, ગુરુ અને વૈષ્ણવના દાસ થઇને રહેવું. લહી-જાણીને કોઈના દોષ ન જોવા; ગુણ-સાચો રંગ જ જોવો. તેને પ્રભુનો રંગ લાગ્યો છે કે નહિ તે જ જોવું, દોષ ન જોવા.

૩-૪. ત્રીજી કડી સ્પષ્ટ છે. સુપથ-સારો માર્ગ, સર્વ ઇંદ્રિયોને સારે માર્ગે ચડાવવી. સંતોષ રાખવો. મતિ-બુદ્ધિ. ગુરુ ચરણમાં દોષરહિત બુદ્ધિ રાખવી.

દુસ્સંગ દુષ્કૃતિ નાસવું કામાદિ રિપુથી દૂર;
દુઃખ સુખ લાભ સમહરિ રૂપ રાખવું ઉર. ૫
અહંકાર આલસ ટાળવું ગુરૂ વચન પૂર્ણ પ્રતીત;
પાખંડ અસદ આલાપ કોઈ જીવ દુઃખાતાં ભયભીત.૬
ચો જયંતી ચોવીશ એકાદશી જાગરણ યુક્ત;
વૈષ્ણવ પૃથા નીતિ ચાલવું ઉર અમલ જીવન્મુક્ત. ૭
લૌકિક વૈદિક ત્યાગ દૃઢ આશ્રય અનન્ય વ્રજેશ;
જન દયાપ્રીતમ કૃષ્ણ રૂચિ સાધવી વૈષ્ણવ વેશ. ૮

પદ ૧૦૬ મું.

ગુરૂ એક સંશય મારે મનજી, શ્રીહરિ સરખા ભગવદી જનજી;
ભજવા કહો છો દોષ ન જોવોજી, કયમ સંભવે સંદેહ ખોવોજી. ૧

---

૫-૬. દુષ્કૃતિ-ખરાબ કામો. એ બધાથી નાસવું. કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર એ ૭ શત્રુથી દૂર રહેવું. સુખ દુઃખ, લાભ હાનિ, તુલ્ય સમજીને પ્રભુસ્વરૂપ ઉર-હૃદયમાં પધરાવવું, પ્રતીત-વિશ્વાસયુક્ત. ગુરુવચન ઉપર પૂરો ભરોંસો રાખવો. અસદાલાપ-ખોટી તકરાર. કોઈનો જીવ દુભવતાં ભયભીત બનવું.

૭. ચાર જયન્તી, શ્રીકૃષ્ણાષ્ટમી, શ્રીરામનવમી, વામનદ્વાદશી અને નૃસિંહજયંતી. નાથાશંકરે જાણે આ માર્ગમાં રામનવમી મનાતી જ ન હોય તેમ રામનવમી ન ગણાવતાં તેને બદલે શ્રીવલ્લભજયંતી લખી નાંખી છે, જે તેનાં ગાઢ અજ્ઞાનને સૂચવે છે. જાગરણ કરીને ચોવિશ એકાદશી કરવી. પૃથા-રીતિ. અમલ -શુદ્ધ. ઉર-હૃદય. આવી રીતે વર્તે તો જીવન્મુક્ત જ ગણાય.

૮. લૌકિક વૈદિકનો ત્યાગ કરવો, માત્ર પ્રભુનો જ દૃઢ આશ્રય કરવો. કૃષ્ણરુચિ-પ્રભુકૃપા. વૈષ્ણવનો વેષ રાખવો.

ંત વિષે કેમ દોષ ન હોયજી, સદોષ સાધુ ન કહાવે કોયજી;
સુણી ગુરૂ બોલ્યા છે તો એવુંજી, શાસ્ત્રે ભાખ્યું કહ્યું તે જેવુંજી.૨

ઢાળ.

જેવું કહ્યું તેવું ખરૂં પણ સૂક્ષ્મ સમજણ એક;
જે સમજ્યાથી સંદેહ ટળે ઉર હોય વિમલ વિવેક. ૩
પ્રભુ પૂર્ણ સંગી પૂર્ણ હોય પૂર્ણપણે મદ થાય;
મધુસૂદન માધવ બિરદ છે ગુણ દોષ સહુ થઈ જાય. ૪
ન્યૂનતા વણ નવ દીનતા દીનતા વણ ન કૃપાય;
ન્યૂનતા ન હોય મુજ દાસમાં તેનો કરવો કાંઇ ઉપાય. ૫
એમ વિચારી હરિ ભક્તમાં નિજ ઇચ્છા કૃત ધર્યો દોષ;
તે જોઇ દીન બન્યા રહે બાકી ખરા સદ્ગુણકોશ ૬

---

૧-૨. શિષ્ય કહે છે કે હે ગુરો, મારા મનમાં એક સંશય ઉભો થયો છે, તે એ છે કે, ભગવદીય હરિસમાન છે, એમ આપ કહો છો, અને તેમને સેવવા અને તેમના દોષ ન જોવા એમ જણાવો છો, પરંતુ તે સભવે કેમ? દોષ હોય તો દેખાય જ. એ સંદેહ કેમ ખોવો? સંતમાં-ભક્તમાં દોષ હોય જ નહિ. જેમાં દોષ હોય તે ભગવદીય કહેવાય નહિ. ગુરુ બોલ્યા કે, શાસ્ત્રમાં ભગવદીય અને ગુરુ અને ભગવાન્ એક જ સ્વરૂપ કહ્યા છે, તે પ્રમાણે માનવું જ જોઇએ.

૩-૪. શાસ્ત્રમાં કહ્યું છે, પરંતુ તેમાં સૂક્ષ્મ સમજણ એક છે. તે સમજવાથી સંદેહ ટળે છે.

૪-૫-૬. પ્રભુનો પૂર્ણ સંગ રાખનારા ભક્તો પૂર્ણ થાય છે. પૂર્ણ થવાથી તેમને મદ-ગર્વ થાય. પ્રભુનું નામ મધુસૂદન ગર્વનો નાશ કરનાર એવું બિરદ નામ છે. મદ થવાથી ગુણ પણ

પુછશે એવું કર્યું કયહું હરિ તે પણ કહું સુણ ગાથ;
દેવને વાનર ગોપ કરી રાખ્યા નિકટ શ્રીનાથ. ૭
રાખત વિબુધ રૂપે કદા તો આવતજ અભિમાન;
સમજત ન કરુણા દયાપ્રભુ માનત અમે ગુણવાન ૮

પદ ૧૦૭ મું.

સદ્‌ગુણ સઘળા જેમાં હોયજી, કૃષ્ણવિના વલ્લભ નહિ કોયજી;
તે જનમાં કંઈ દોષ દેખાયજી ને સમજવો હરિ ઇચ્છાયજી ૧
કાજળ ટબકું રૂપી સુત ગાલેજી, માત કરે છે જયમ ઉરવહાલેજી;
લઘુલાંછનથી રક્ષણ બાલજી, ત્યમ નિજજન જાણે ગોપાલજી. ૨

---

દોષરૂપ થઈ જાય છે. વસ્તુતઃ કોઈ પણ જાતની ન્યૂનતા–ઓછાપણું–દોષયુક્તપણું હોતું નથી ત્યાં સુધી દીનતા આવતી નથી. દીનતા વિના પ્રભુ કૃપા થતી નથી. પ્રભુના દાસમાં ન્યૂનતા તો હોય નહિ, તો પછી દીનતા અને પ્રભુ કૃપા કેમ થાય, એમ વિચારીને પ્રભુએ પોતાની ઇચ્છાથી જ ભક્તમાં દોષ ધર્યા છે. જેથી ભક્તો નિરંતર દીનતાવાળા રહે. બાકી તો તેઓ સદ્‌ગુણના કોષ–ભંડાર છે.

૭–૮. ગુરુ કહે છે કે, હે શિષ્ય, તું એવું પુછીશ કે હરિએ એવું ક્યાં કર્યું છે? તો તે પણ હું તને કહું છું તે ગાથા–ઇતિહાસ સાંભળ. શ્રીરામચંદ્રજીએ બધા દેવોને વાનર બનાવીને પોતાની પાસે રાખ્યા. જો દેવરૂપે જ રાખત તો તેમને અભિમાન આવી જાત. દયાના પ્રભુની દયાને કરુણાને તેઓ સમજી શકત નહિ, અને અમે જ ગુણવાન્ છીએ એમ માની બેસત.

૧–૨. જેમાં બધા સદ્‌ગુણ હોય, જેને પ્રભુ સિવાય કાંઈ વહાલું ન હોય, તે જનમાં કોઈ દોષ દેખાય, તો તેને પ્રભુની

ઢાળ.

ગોપાળ ધૃત કાંઈ અવગુણ તે સમજવો એણી પેર;
નહિં તો અમિત અવગુણ ભર્યા જન ઘણા ઘેર ઘેર.૩
તે કર્યો કૃષ્ણ ન માનવો જે યત્ન કરતાં જાય;
હરિ મૂકયો દોષ મટે નહિ કરતાં અનેક ઉપાય ૪
તે દોષ હરિજનનો લખી નિંદા ન કરવી કોય;
પ્રભુ ધર્યો તે ક્ષણમાં હરે નારકી નિંદક હોય. ૫
સહુ દોષનૃપ એ દોષ જોવા દોષ ભગવદી જન;
નહિ પ્રાયશ્ચિત્ત ભોગે ટળે વા કર્યેથી પ્રસન્ન. ૬

---

ઈચ્છા માનવી. બાલકને આખે શરીરે શણગારીને છેવટે માતા બાલકને કોઈની નજર ન લાગવા માટે ગાલે કાજલનું ટપકું કરે છે. પણ તે ઉરવાલે, હૃદયના વહાલથી જ કરે છે. તે નાનાં લાંછનથી–કાળા ચિહ્નથી બાલકનું રક્ષણ થાય છે, તેમ પ્રભુ પણ પોતાના ભક્તમાં એવો એકાદ દોષ મુકીને ભક્તનું રક્ષણ કરે છે.

૩. ઉપરના દૃષ્ટાંતની પેઠે ભક્તોમાં ગોપાલધૃત–ગોપાલ શ્રીકૃષ્ણ ભગવાને મુકેલા અવગુણ સમજી લેવા. એમ નહિ તો પછી અનાચાર અવગુણવાળા માણસો ઘેરે ઘેર છે, તેવા પણ ભગવદીયો ઠરી જશે.

૪. ભગવાને ધરેલા અવગુણનું લક્ષણ સૂચવે છે. જે જીવના પ્રયત્નથી ચાલ્યો જાય તે અવગુણ પ્રભુએ ધરેલો ન સમજવો. બીજું સ્પષ્ટ છે.

૫. નારકી–નરકગામી. સ્પષ્ટ છે.

૬. ભગવદીયના દોષ જોવા એ સર્વે દોષનો રાજા દોષ છે.

સહુ વેશ વૈષ્ણવ પૂજવો હોય જ્ઞાની વા અજ્ઞાન;
જ્યમ ગમે તેવી ગાય પણ ફલ તોષ દોષ સમાન. ૭
શુભ ગુણી સાધુ સેવીએ તે ધર્મનું સેવન;
હરિ બાનું કેવળ અર્ચવું તે દયાપ્રભુ અર્ચન. ૮

પદ ૧૦૮ મું.

એવું બોલ્યા શ્રીગુરુસ્વામીજી, કર જોડી શીશ કહ્યું શિર નામીજી
સંશય સઘળા મારા ટળિયાજી, પરમકૃપાળુ ગુરુ મને મળિયાજી.૧
કૃત કૃત્ય છું આપ પ્રતાપજી, ટળ્યાં સમૂળાં પાપ સંતાપજી;
મુજ ઇશ્વર છો શ્રીગુરુ દેવાજી, મારે અધિકી હરિ તમ સેવાજી.૨

ઢાળ.

સેવા તમારી કર્યાથી શ્રીકૃષ્ણ સહજ પ્રસન્ન;
થાશે જ શાસ્ત્ર શ્રુતિ કહે છે સહિત મારૂં મન્ન. ૩

---

નૃપ દોષ–મોટો દોષ. તેને માટે પ્રાયશ્ચિત્ત નથી. ભોગથી જ તે દોષનો ક્ષય છે. અથવા ભક્તને પ્રસન્ન કરેથી ટળે છે.

૭–૮. વૈષ્ણવના વેષને જ પૂજવો. ગાત્ર ગમે તેવું હોય, પરંતુ ફલ, પૂજન વગેરેનું ફલ, સંતોષ. હનન વગેરેનો દોષ તો સરખો જ છે. સારા ગુણ જોઇને ભકતો સેવવા તે તો એક ધર્મનું પૂજન થયું, પરંતુ કેવલ પ્રભુનાં બહાનાથી જ ભકતોને પૂજવા તે તો દયાના પ્રભુનું અર્ચન કર્યા બરોબર છે.

૧–૨. એવું જ્યારે શ્રીગુરુ ગોસ્વામી બોલ્યા, ત્યારે હાથ જોડીને મસ્તક નમાવીને શિષ્યે કહ્યું. કૃતકૃત્ય–કૃતાર્થ. સમૂલાં વાસના રૂપ મૂલ સાથે. તમારી સેવા હરિસેવાથી પણ મને અધિક છે. સ્પષ્ટ છે.

૩. મારૂં મન પણ એ વાતની સાક્ષી પૂરે છે.

દુસ્સંગ વચલો દુરાગ્રહી, મુજ સમઅધમ નહિ કોય;
તે કૃતાર્થ મુજને કરે વણુ આપ એવું કોય. ૪

અલમ્ મીમાંસા વેદાંત સાંખ્ય સુન્યાય વૈશેપિક;
સહ પાતંજલ ષટ શાસ્ત્ર હસ્તામલક સહિત વિવેક. ૫

ઐશ્વય વીર્ય સુયશ શ્રી છે જ્ઞાન ને વૈરાગ્ય;
આપમાં સહુ પરિપૂર્ણ ભક્ત પ્રેમ હરિ અનુરાગ. ૬

શ્રુતિ સ્મૃતિપુરાણ ને મહાભારત આદિ આપી પ્રમાણ;
સંશય કલિલથી કાઢિયો મહામૂઢ અધમ અજાણ. ૭

નથી કશું પ્રત્યુપકાર ને કરૂં કોટિ કોટિ પ્રણામ;
જન દયાપ્રીતમ દેખાડયા શ્રીકૃષ્ણ પૂરણ કામ. ૮

પદ ૧૦૯ મું.

"સિકવલ્લભ" આ શુભ ગ્રંથજી, વર્ણન કીધો પુષ્ટિપંથજી;
ું કરાવ્યો ગુરુ ગોવિંદજી, દૈવી જન દેવા આનંદજી. ૧

---

૪. વચલ્યો અર્ધદગ્ધ. આપવિના મને કૃતાર્થ કોણ કરે?

૫. અલં-બસ છે. ૧. મીમાંસા, ૨. વેદાંત, ૩. સાંખ્ય, ૪. ન્યાય, ૫. વૈશેષિક, ૬. પતંજલ સહિત એ છ શાસ્ત્ર, એ સર્વનો આપે હસ્તામલક–હથેળીમાં રહેલાં આંબળાની પેઠે સ્પષ્ટ કરીને વિવેક કરી બતાવ્યો.

૬. ઐશ્વર્યાદિ છ ધર્મા આપમાં પરિપૂર્ણ છે.

૭-૮. શ્રુતિ-વેદ. સંશયકલિલથી-સંશય રૂપી ગાઢ કાદવમાંથી. આપના ઉપકારનો બદલો વાળવા માટે મારી પાસે કાંઈ નથી. માત્ર કોટિ પ્રણામ કરૂં છું. બીજું સ્પષ્ટ છે.

રસિકજનને વલ્લભ લાગેજી. સવળા સંશય સુણતાં ભાગેજી;
કહ્યા પ્રમાણે આચરણ કરશેજી, તે વ્રજવલ્લભ પ્રભુને વરશેજી.૨

ઢાળ.

વરશે હરિ કરશે વૃંદાવન અચલ લીલામાંહ;
શ્રીરાધિકાવર ગોપિકા સંગ રાસ ખેલે જ્યાંહ. ૩

સહુ પાપ મહાસંતાપ સમશે થશે નિત્યાનંદ;
મન કર્મ વચન નિષ્કપટ ભાવે સેવતાં ગોવિંદ. ૪

શ્રીનર્મદા તટ ચંડિપુરી શ્રી શેષશાયી નિવાસ;
ત્યાંનો નિવાસી કવિજન શ્રીકૃષ્ણ કેરો દાસ. ૫

શ્રીમંત ભટ સાઠોદરા દ્વિજ જ્ઞાતિ નાગર વંશ;
પ્રભુરામ સુત કવિ દયાશંકર નામ શ્રીહરિ અંશ. ૬

શક અષ્ટાદશ ચોરાશી શ્રાવણ એકાદશી ગુરૂવાર;
છે અમલ પક્ષોચ્છવ દિવસ આ ગ્રંથનો નિસ્તાર. ૭

---

૧-૨. કવિવર ગ્રંથનો ઉપસંહાર કરે છે. રસિકવલ્લભ ગ્રંથમાં પુષ્ટિમાર્ગનું વર્ણન છે. ગુરુ ગોવિંદે તે ગ્રન્થ પૂર્ણ કરાવ્યો. દૈવી જીવને આનંદ આપવા માટે. બીજી કડી સ્પષ્ટ છે.

૩. અચલ-નિત્ય-લીલા. ૪. નિત્યાનંદ-નિરંતર-કોઈ પણ સમયે નાશ ન પામે એવો. સ્પષ્ટ છે.

૫. ચંડીપુરી-ચાણોદ. ૬. પોતાની ઓળખ આપે છે. શ્રી હરિનો અંશ-સેવક છે. ૭. ૧૮૮૪ ની સાલમાં-સંવતમાં શ્રાવણ શુકલ એકાદશી ગુરુવારે, પવિત્રા એકાદશીને દિવસે અમલ પક્ષ-શુકલ પક્ષ, ઉત્સવ દિવસ-પ્રભુને પવિત્રા ધરાવવાનો ઉત્સવ તે દિવસે છે, માટે તે શુભ દિને આ ગ્રંથ પૂર્ણ થયો.

શ્રી ગોપીપતિ જન દયાનો નિજ જાણી ઝાલ્યો હાથ;
દઢ પ્રેમ ભક્તિ આપની આપો ધરો પદ નાથ. ૮

પ્રતિપદ ચરણ દશ[1] એવાં પદ મેં અષ્ટોત્તર શત કીધ;
શ્રીનાથજી કરૂણા કરી એ કરજો ગ્રંથ પ્રસિદ્ધ. ૯

इति श्रीकृष्णजन कवि दयारामकृतो रसिकवल्लभ
समाप्तोऽयम् ॥

---

૮. પ્રભુની પ્રાર્થના કરે છે. સ્પષ્ટ છે. ૯. પ્રતિપદમા દશ ચરણ, શરૂઆતની મોટી ચાર લીટીને પૃથક્ માનીને દશ ગણ્યાં છે, એમ સમજવું. श्रीकृष्णार्पणमस्तु.

૧. ગ્રંથકારના અભિપ્રાય પ્રમાણે પદની ૬ તુક અને ઢાળની ચાર એમ દશ. અમે ઢાળની બે ગણી અને પદની ૬ ગણી પ્રત્યેક પદમાં આઠ સુધી અંક લખ્યા છે.

# બ્રાહ્મણભક્તવિવાદ.*

છંદ–દુવઈયા.

પ્રથમ નમન ગુરુ ગોવિંદને કરી, ટાળું સહુની ભ્રાંતિ જી;
નાટક બ્રાહ્મણભક્તવિવાદે, પ્રતિપાદન સિદ્ધાંત જી. ૧
શ્રીહરિગુણ ગાઓ, સહુ સુખ સહેજે મળે જી;
મન નિર્મલ થાય, સંદેહ સર્વે ટળે જી. ટેક. ૨
હરિહરનામે દ્વિજ એક હતો, કાંચીપુરીનો વાસી જી,
તે બ્રાહ્મણને સુત બે હતા, ઉભય શાસ્ત્ર અભ્યાસી,
હરિગુણ ગાઈએ જી. ૩.
શિવશંકર નામે એક સુત દૃઢ, સ્માર્તધર્મી કહાવે જી;
વિષ્ણુદત્ત બીજો સુત તેને, ભક્તિ હરિની ભાવે જી. ૪

---

* આ સંવાદ સ્માર્ત અને વૈષ્ણવ વચ્ચેનો છે. વિષ્ણુદત્ત અને શિવશંકર નામના બે પાત્રોને કલ્પીને ઉત્તરપ્રત્યુત્તરરૂપે સ્માર્ત મતનું વ્યર્થત્વ અને પુષ્ટિમાર્ગનું જ શ્રેષ્ઠત્વ ગ્રન્થમાં પ્રતિપાદન કર્યું છે. આ સંવાદને જો કે કવિ 'નાટક' સંજ્ઞા પહેલી અને છેલ્લી ટૂંકમાં અર્પે છે; પરંતુ એમાં ભરતપ્રણીત નાટ્યશાસ્ત્રમાંના નાટકલક્ષણોક્ત અંશોનો અભાવ હોવાથી અત્ર તેને 'વિવાદ' સંજ્ઞા આપવી ઉચિત ધારી છે. આ ગ્રન્થ 'પુષ્ટિભક્તિસુધા'ના ૩ વર્ષના ૧૦મા અંકમાં સૂક્ષ્મ ટિપ્પણ લખીને છપાવ્યો હતો, તે જ ટિપ્પણોમાં થોડો ફેરફાર કરી અત્ર મુદ્રિત કરવામાં આવે છે.

વ. હ. શાસ્ત્રી.

૨. દેહાભિમાની બ્રાહ્મણ શ્રેષ્ઠ કે આત્મધર્મપરાયણ ભક્ત ? એ પ્રશ્નનું સમાધાન અને વાસ્તવિક સિદ્ધાંત શો છે, તેનું પ્રતિપાદન કરવા આ ગ્રન્થ રચ્યો છે. ૩. દ્વિજ–બ્રાહ્મણ. ઉભય–બન્ને. ૪. જેમાં મુખ્યતઃ દેહધર્મનું પ્રતિપાદન કરવામાં આવ્યું હોય, તે સ્મૃતિઓ, અને તેમાં કહેલ ધર્મોને અનુસરે તે સ્માર્તધર્મી.

એક સમય વૈષ્ણવાચાર્યજી, પધાર્યા તે પુરી માંહે જી;
વિષ્ણુદત્ત વૈષ્ણવી દીક્ષા, લેવાને ચાલ્યો ત્યાંહે. ૫

તે સમયે શિવશંકર બધું; બોલ્યો ગર્વવચન જી,
આપણ બ્રાહ્મણ શ્રેષ્ઠ સર્વથી, શિદ થઈએ હરિજન જી ?
સુણીએ વૈષ્ણવ જી. ૬

વિષ્ણુદત્ત કહે વિપ્ર વડા થઈ, એ ફલ જગ પૂજાય જી,
ભક્તિવિના ભગવાન્ મલે નહિ, વેદ શાસ્ત્ર સૌ ગાય,
સુણીએ બ્રાહ્મણ જી વૈષ્ણવજન થઈએ જી. ૭

શિ—બ્રાહ્મણ તે જ રૂપ ઈશ્વિરનું, ઈશ્વિર મલવા કેવા જી ?
વિષ્ણુવદનથી ઉત્પત્તિ જેની, ભવ સેવે ભૂદેવા. ૮

વિ—પિતા ભજે તે પુત્ર સ્વધર્મી શ્રુતિ કહે કરીને સોર જી;
હરિથી ઉપન્યા ન ભજે હરિને થયા હરિના ચોર. ૯

શિ—કર્મકાંડ યજ્ઞાદિ વિપ્રને વેદે એમ બતાવ્યું જી,
નિત્ય કર્મ દ્વાદશ દ્વિજ તેમાં, હરિભજન શું ન આવ્યું ? ૧૦

---

૫. વૈષ્ણવ માર્ગના આચાર્ય—શ્રીવલ્લભાચાર્યચરણ.

૭. વિપ્ર—બ્રાહ્મણ. મોટા બ્રાહ્મણ થઇને ફલ એ કે જગતમાં પુજાવું પરંતુ તેથી પ્રભુ મળે નહિ. તે તો ભક્તિથી જ મળે.

૮. ભવ એટલે શંકર તેને બ્રાહ્મણો સેવે છે, ભવશબ્દનો સંસાર અર્થ કરીને આખો સંસાર ભૂદેવોને સેવે છે, એવો અર્થ એક સાક્ષરે કર્યો છે, તે નીચેની ટૂકને બંધ બેસતો નથી અને ક્લિષ્ટ છે. શિવશંકર શંકા કરે છે કે બ્રાહ્મણ જ ઈશ્વર છે, તેમને વળી ભક્તિ કરીને બીજા ક્યા ઈશ્વર મેળવવાના હતા ? ब्राह्मणोस्य मुखमासीत् ॥

૯. यो यदंशः स तं भजेत्। વિષ્ણુદત્ત ઉત્તર આપે છે કે તમે વિષ્ણુથી ઉત્પન્ન થયા છો અને સેવો છો ભવને—શંકરને, તે ઠીક કહેવાય ? જે પ્રભુથી તમે પેદા થયા તે પિતાને ભજો નહિ, તો તમે તેના ચોર થયા. ૧૦. દ્વાદશ કર્મો બ્રાહ્મણને નિત્ય કરવાનાં છે, તેમાં શું પ્રભુનું ભજન નથી આવી જતું ?

વિ—વિપ્ર વિમુખ હરિ દ્વાદશગુણયુત, તરે ન સ્વયં અભિમાની જી;
તેથી વર હરિભક્ત શ્વપચ પણ, સકુલ તરે ગુણગાની. ૧૧

ધિક્ વિધિ જન્મ વ્રત બહુજ્ઞતા, કુલ ક્રિયાદિ ધિક્કાર જી;
ધિક્ દક્ષતા વિમુખ અમો હરિ, મુનિ કહ્યું ધન્ય નિજનાર. ૧૨

શિ—યજ્ઞપુરુષનું પૂજન યજ્ઞે, તે બ્રાહ્મણનું કર્મ જી,
વેદવચન એમ કહે છે કે નહિ ? તમે શું જાણો મર્મ ?
સ્માર્ત રહીએ જી. ૧૩

વિ—પશુ મારી મખ કરી કદા કોઈ, સ્વર્ગવિષય-સુખ પામે જી;
ક્ષય પુણ્યે સુર પૃથ્વી પટકે, નિર્ભય પદ ન વિરામે. ૧૪

---

૧૧. ધર્મ, સત્ય, દમ, તપઃ, અમાત્સર્ય, લજ્જા, તિતિક્ષા, અનસૂયા, યજ્ઞ, દાન, ધૃતિ અને શ્રુતત્વ. આ બાર ગુણો બ્રાહ્મણના છે. એ બારે ગુણથી યુક્ત બ્રાહ્મણ હરિથી વિમુખ હોય તો તે તરે નહિ. આ ટૂક ઉપરની નોટમાં હરગોવનદાસ કાંટાવાલા જે બાર ગુણો ગણાવે છે, તે કેવલ મનઃકલ્પિત છે. જ્યારે આ દ્વાદશ ગુણો શ્રીમદ્‌ભાગવતોક્ત છે. વર—શ્રેષ્ઠ. શ્વપચ—ચાંડાલ. બારગુણોથી યુક્ત બ્રાહ્મણથી પણ હરિભક્ત ચાંડાલ શ્રેષ્ઠ છે. આ જ ભાવ શ્રીમદ્‌ભાગવતના સપ્તમસ્કંધમાં નિર્દિષ્ટ છે. विप्राद्द्विषड्गुणयुतादरविन्दनाभपादारविन्दविमुखाच्छ्वपचं वरिष्ठम् । मन्ये तदर्पितमनोवचनेहितार्थप्राणं पुनाति सकुलं न तु भूरिमानः । આ શ્લોકનો સંપૂર્ણ ભાવાર્થ કવિ સ્વોક્તિમાં મૂકે છે.

૧૨. धिग्जन्म नस्त्रिवृद्विद्यां धिग्व्रतं धिग्बहुज्ञताम् । धिक्कुलं धिक् क्रियादाक्ष्यं विमुखा ये त्वधोक्षजे । ભા. દ. સ્કં. અ. ૨૩–૩૯. શ્રીમદ્‌ભાગવતના આ શ્લોકનું ઉપરની ટૂકમાં અક્ષરશઃ ભાષાંતર છે. જ્યારે ભગવાને 'યજ્ઞપત્નીનો ઉદ્ધાર કર્યો, ત્યારે સ્વકીય સ્ત્રીઓની પ્રભુમાં અત્યાસક્તિને જોઈને પોતાની બહિર્મુખતાને અવધારનારા યજ્ઞદીક્ષિતોની આ પ્રાયશ્ચિત્તોક્તિ છે. કવિવર સ્વકથનના પ્રમાણમાં આ શ્લોક યોજે છે. વિધિ—અનુષ્ઠાન. બહુજ્ઞતા—ઘણું જ્ઞાનીપણું. દક્ષતા—ચતુરાઈ.

૧૪. પશુહત્યાને આદરીને મખ—યજ્ઞ કરે અને તેના પુણ્યબલથી સ્વર્ગ

શિ—પશુઘાતનું પાપ ન લાગે વેદવિહિત તે સારુજી;
પુનરાવૃત્તિ ફરી મખ કરીએ, વલી સ્વર્ગ સુખ સારૂ. ૧૫

વિ—વ્યસન વિસરવા મદ્યમાંસ, શ્રુતિયુક્તિ ન સમજે બૂંધીજી,
વેદરહસ્ય હરિ મલવા, કર્મજડ ન લહે મતિ ઊંધી. ૧૬

શિ—વેદવચન તે વિષ્ણુ બોલ્યા, તે પ્રમાણ કેમ ઘેલુંજી ?
વેદવિહીન કરે કૃત્ય જે કોઇ, તે જ માનવું મેલું. ૧૭

વિ—વેદવચન કોણ વ્યર્થ કહે છે? ઉંધુ બોલો સવળુંજી;
શ્રુતિહાર્દ છે તે નવ સમજ્યા, ગ્રહ્યું ઉપલું અવળું. ૧૮

શિ—નિર્ણય નિગમતણો તમે સૂધો, સમજો છો તો બોલોજી;
તેનો પ્રતિઉત્તર અમો આપું ડહાપણમાં શીદ ડોલો ? ૧૯

---

ગયો પણ તેથી શું ? નિર્ભય પદમાં વિરામ ન જ મળે. क्षीणे पुण्यं मर्त्यलोकं विशन्ति-પુણ્યનો ખજાનો ખૂટતાં મૃત્યુલોકમાં પ્રવેશે છે, એ ભગવદ્વાક્યને આધારે સ્વર્ગ જેવા અધ્રુવપદનું આલંબન કરવા કરતાં यत्प्राप्य न निवर्तन्ते तद्धाम परमं मम-જેને પામીને પાછું આવવાનું રહેતું નથી. એ મારૂં શ્રેષ્ઠ ધામ છે, એવાં નિશ્ચિત પદને પામવા પ્રયત્ન કેમ ન કરવો ?

૧૫. आग्निषोमीयं पशुमालभेत એ શ્રુતિ-વેદ યજ્ઞીય પશુહનને સંમતિ આપે છે, માટે પાપ નથી. ફરીને મૃત્યુલોકમાં આવીએ તો ફરી સ્વર્ગ વાસ્તે યજ્ઞ આચરીએ.

૧૬. વેદમાં મદ્યમાંસ વ્યસનો વિસરવા-ત્યજવા માટે કહેલા છે. વેદનુ વસ્તુતઃ રહસ્ય પ્રભુપ્રાપ્તિ જ છે. બૂંધી-મૂર્ખ, કર્મજડ ! તું શ્રુતિ યુક્તિ સમજ્યા વિના ઉંધી બુદ્ધિ ન રાખ.

૧૭. સ્પષ્ટ છે. વેદવિહીન-વેદથી ઉલટું.

૧૮. વેદવચનને વ્યર્થ કોણ કહે છે. ઉંધું કેમ બોલો છો ? સવળું બોલો. શ્રુતિહાર્દ-વેદનો આશય-તાત્પર્ય, તેને સમજ્યા વિના ઉપર ચોટીયુ લઇ લીધું.

૧૯. નિગમતણો-વેદનો. સ્પષ્ટ છે.

વિ—ત્રિગુણવિષય શ્રુતિ તથા ત્રિગુણપર, હરિ-અર્જુન પથ દાખ્યોજી;
પશુયજ્ઞ પ્રભુ પ્રસન્ન હતા તો, શિદ જપમખ ગીતા ભાખ્યો? ૨૦

શિ—કર્મભ્રષ્ટ જો વિપ્ર થાય તો, ભ્રષ્ટ જાણવો તેનેજી;
સુકર્મ કરીને કુકર્મ ટાલે, મોક્ષ પામવો જેને. ૨૧

વિ—ઢોર વેદીઆ તે એમ બોલે, કર્મે કર્મ મુકાયજી;
પંકે લેપ્યું અંગ હોય જડ, પંકે કેમ ધોવાય? ૨૨

શિ—ધર્મ પારકો ભયદાતા છે, સ્વધર્મથી કલ્યાણજી;
સંધ્યાતર્પણ બ્રહ્મયજ્ઞાદિક વિપ્રકૃતિ પ્રમાણ. ૨૩

વિ—સંધ્યા ગાયત્રી બ્રાહ્મણને, ઋણ શિર છે શ્રુતિઉક્તિજી;
કર્યે ન પુણ્ય દોષ છોડ્યેથી, ભદ્ર થવા હરિ ભક્તિ. ૨૪

શિ—ભદ્ર ન હોય તો બ્રાહ્મણ મોટા, શીદ કરે આચરણજી?

---

૨૦. त्रैगुण्यविषया वेदा निस्त्रैगुण्यो भवार्जुन વેદો સત્વ, રજસ્ અને તમસનું પ્રતિપાદન કરે છે, પણ હે અર્જુન તું ત્રિગુણરહિત થા. આ ભગવદ્વાક્યનું તાત્પર્ય ઉપરની ટૂંકમાં મુક્યું છે. શ્રીહરિએ અર્જુનને ત્રિગુણથી પર એવો માર્ગ બતાવ્યો છે.

૨૧. જપમખ—જપયજ્ઞ. जपयज्ञास्तपोयज्ञाः, यज्ञानां जपयज्ञोस्मि.

૨૨. કર્મ કર્યાથી કર્મનો સંન્યાસ—ત્યાગ થાય એમ વેદનું તાત્પર્ય સમજવામાં અધુરા લોકો બોલે છે. કાદવથી ખરડાયલું શરીર તે કાદવથી કેમ ધોવાય? कर्मणा कर्मनिर्हारो न ह्यात्यन्तिक इष्यते કર્મવડે કર્મનો નાશ સદાને માટે થતો નથી. એ ભાગવતવાક્ય આ પ્રમાણ છે.

૨૩. स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः । गीता. વિપ્રકૃતિ—બ્રાહ્મણોનાં કર્મો. પ્રમાણ—વેદસિદ્ધ છે.

૨૪. સંધ્યા ગાયત્રી એ તો નિત્ય કર્મ બ્રાહ્મણને માથે દેવાં સરખાં છે. દેવું પતાવવું જ જોઇએ માટે સંધ્યા વગેરે બ્રાહ્મણે કરવાં. પણ તે કર્યાથી પુણ્ય નથી, ન કર્યાથી પ્રત્યવાય છે. તો કલ્યાણની ઇચ્છા રાખનારે તેમાં અત્યાસક્તિ ન રાખતાં પ્રભુભજનપરાયણ થવું. ભદ્ર—કલ્યાણ.

સ્વધર્મ તો સહુને પાલવો, જે જન્મ્યું જે વર્ણ. ૨૫

વિ—આત્મધર્મ તે પરમધર્મ છે, સદાસર્વ હરિભક્તિજી,
વર્ણધર્મ તો દેહ લગી તેથી શી અતિ આસક્તિ ? ૨૬

શિ—આહ્નિક વિધિ વિપ્રને કહી છે, તે જ પ્રમાણે કરવીજી,
અવર વાત આપણુને કહે ભાઇ, શીદ પડે સાભળવી ? ૨૭

વિ—સ્વધર્મનિષ્ઠ શત જન્મ લગીરે, વિરચિ લોકે જાયજી,
વૈષ્ણવ તે જ દેહને અતે હરિપદ ભોગી થાયજી. ૨૮

શિ—ભક્ત હરિના સર્વે બરાબર, કો મોટા કો નાનાજી,
આપણા બ્રાહ્મણ સર્વશિરોમણિ, શ્રેષ્ઠ રહ્યા પછી શાના ? ૨૯

---

૨૫. ભદ્ર—કલ્યાણ. સધ્યા વગેરેમાં શ્રેયસ્ સમાયલું ન હોય તો જે વર્ણમાં જે જન્મ્યો હોય તે વર્ણનાં કર્મો તેણે કરવાં જ જોઇએ.

૨૬. વર્ણાશ્રમ ધર્મો દેહને લઇને છે. દેહ ન હોય તો તે કઇ પ્રાપ્ત થતા નથી. પરંતુ હરિભજન તો આત્મધર્મ છે. જીવ ભગવાનનો અંશ છે, ચિદંશ છે, તેણે પોતે આનન્દાનુભવાર્થે ભગવત્સેવા કરવી જ જોઇએ, એ ધર્મ જીવ, જીવ થયો છે ત્યારનો એમાં રહેલો છે. માટે ભગવત્પરિચર્યા એ આત્મધર્મ છે, વર્ણાશ્રમધર્મ દેહધર્મ છે, માટે એમાં આસક્તિ રાખવાની કવિવર મુક્ત કરે મના કરે છે. પ્રભુચરણ અણુભાષ્યમાં આ જ ભાવાર્થનું ઉદ્‌ઘાટન કરે છે. भगवद्धर्माणामात्मधर्मत्वेनान्तरङ्गत्वादाश्रमकर्मणो देहधर्मत्वेन बहिरङ्गत्वात्तदविरोधेन तत् कर्तव्यमितिस्थितम्—ભગવદ્ધર્મો એ આત્મધર્મ છે, માટે અંતરંગ છે, આશ્રમકર્મ દેહધર્મ છે, માટે બહિરગ છે, તેથી ભગવદ્ધર્મને અડચણ ન આવવા દેતાં વર્ણાશ્રમધર્મો આચરવા.

૨૭. આહ્નિક વિધિ—દરરોજ કર્મ કરવાનો નિયમ.

૨૮. વિરંચિલોકે-બ્રહ્મલોકમાં—હરિપદ, ભગવદ્ધામ. બ્રહ્મલોકની પ્રાપ્તિ વ્યર્થ જ છે, કેમકે आब्रह्मभुवनाल्लोका: पुनरावर्तिनोऽर्जुन। કડી સાથે સરખાવો નીચેનો શ્રીભાગવતનો શ્લોક. स्वधर्मनिष्ठः शतजन्मभिः पुमान् विरिञ्चितामेति ततः परं हि माम् ૪૦ જુઓ પૃ૪—૫૫.

વિ—ક્યારના બ્રાહ્મણપદ લઇ ફૂલો, સહજ થયા કેમ બ્રાહ્મણજી ?
વેદશાસ્ત્ર પ્રત્યુત્તર દો, શું આવડું અકલામણ. ૩૦
શિ—જન્મ શુદ્ધ દ્વિજસંસ્કારથી, વેદાભ્યાસથી વિપ્રજી;
બ્રહ્મ જાણ્યાથી બ્રાહ્મણ કહાવે, સ્મૃતિવાક્ય લો ક્ષિપ્ર. ૩૧
વિ—જાણે બ્રહ્મ તે સર્વે બ્રાહ્મણ, તમો અધિકા કેમજી;
ઉત્તર બંધ થશે બહુ ગ્રંથે, નથી સમજતા મર્મ. ૩૨
જો કહેશો બ્રાહ્મણ આત્મા તો, નાશ કદા નથી થાતોજી;
અપર તનુ પેસે છે ત્યાં કેમ, બ્રાહ્મણ નથી કહેવાતો ? ૩૩
કહેશો બ્રાહ્મણ દેહ કદાપિ, તો પણ સંકટ જાગેજી;
દગ્ધ કરે છે પુત્ર તેને કેમ, બ્રહ્મહત્યા નવ લાગે. ૩૪
આત્મા દેહ મલે બ્રાહ્મણ કહેશો, તો પણ નહિ ફાવોજી;
આત્મા દેહસંબંધ અખિલને, બ્રાહ્મણ સર્વ ઠરાવો. ૩૫
વજ્રસૂચી ગ્રંથે બહુ વાક્ય, શંકર એવાં ભાખ્યાંજી;
બ્રાહ્મણપદનો ગર્વ ગાળવા, કાંઈ તમને કહી દાખ્યાં. ૩૬
દેવ પિતૃ નર ઋણ ઋષિઋણ ચારે, કૃષ્ણચરણથી છુટેજી;
હરિજન વેઠ ત્રિશ ત્રણ કોટિ ઋષિ, તે કર્મે શિર કૂટે. ૩૭

---

૩૧. जन्मना जायते शूद्रः संस्काराद् द्विज उच्यते । वेदाभ्यासाद्भवेद्विप्रो ब्रह्मजानाति ब्राह्मणः । એ સ્મૃતિવાક્ય ક્ષિપ્ર—તુરત લઈ લો.

૩૨. અહિંથી વજ્રસૂચિ ઉપનિષદ્‌ના વાક્યનું ભાષાંતર જ છે. तत्र चोद्यमस्ति को वा ब्राह्मणो नाम...प्रथमो जीवो ब्राह्मण इति चेत्तन्न, अतीतानागतानेकदेहाना जीवस्यैकरूपत्वात्...तस्मान्न जीवो ब्राह्मणः, तर्हि देहो ब्राह्मण इति चेत्तन, पित्रादिशरीरदहने पुत्रादीनां ब्रह्महत्यादिदोषसम्भवाच्च । આ વિષય વધારે સમજવા માટે જુઓ આ જ ગ્રન્થના ૯૮—૯૯ પૃષ્ઠો. અપરતનુ—બીજા દેહમાં. આત્મા તો બધા દેહમાં એકનો એક જ હોય છે, બધા દેહમાં બ્રાહ્મણ કેમ કહેવાતો નથી ?

૩૫. આત્મા—જીવ અને દેહનો તો બધાને સંબંધ છે, તે બધા બ્રાહ્મણ જ કહેવાશે !

સુણીએ બ્રાહ્મણજી, ભગવજ્જન થઇએજી;
સહેજે ભવ તરીને વૈકુંઠપદ લઇએજી. ૩૮

શિ—દેહ જ્યાં લગી કર્મ ત્યાં લગી, વળગ્યાં નવ છોડાયજી;
દેહાધ્યાસ છુટે જ્ઞાને ત્યારે, આપોઆપ રહી જાય. ૩૯
સુણીએ વૈષ્ણવજી, બ્રાહ્મણપદ રુડુંજી,
જેથી મોક્ષ મલે, કોણ કહે કૂડુંજી ? ૪૦

વિ—કર્મ આવશ્યક ત્યાં લગી સહુને શ્રીમુખ હરિ જ બતાવેજી,
જ્યાં લગી મુજ કથા શ્રવણ આદિકમાં શ્રદ્ધા ન આવે. ૪૧

શિ—કર્મ આચરીએ ભક્તિ કરીએ, બન્ને વસ્તુ ગ્રહીએજી,
છેક કર્મને ત્યાગ કરે તો, અકલ્યાણ તો લઇએ. ૪૨

વિ—કર્મ ત્યાગ કરી હરિપદ ભજતાં, પડે કદા રહી કાચોજી,
તદપિ અભદ્ર થાય ન તેનું નારદ વાક્ય વાંચો. ૪૩

શિ—બ્રાહ્મણ ભક્ત થયો માટે શું બ્રહ્મકર્મથી નાસેજી,
સંધ્યા ગાયત્રીરહિત દ્વિજ, શુદ્ર સરીખો ભાસે. ૪૪

વિ—કુશજલ મંત્રે સંધ્યા થાય ન, અથર્વ ઉપનિષદ્ વાણીજી,
કૃષ્ણથી મન સંધિ તે સંધ્યા, સમજો સત્ય પ્રમાણી. ૪૫

---

૪૧. દેવઋણ, પિતૃઋણ, ઋષિઋણ, મનુષ્યઋણ એ ચાર દેવાં દરેક મનુષ્યને શિર હોય છે. પરંતુ શ્રીકૃષ્ણશરણથી તે ઋણમાંથી બચી જાય છે. હરિજનનાં કર્મની વેઠ તેત્રીશ કરોડ ઋષિઓ કર્યા કરે છે પ્રમાણ માટે જુઓ પૃષ્ઠ ૮૫માં પાંચમી કડીની ટીકા.

૪૨. तावत्कर्माणि कुर्वीत न निर्विद्येत यावता । मत्कथाश्रवणादौ वा श्रद्धा यावन्न जायते । एकादशस्कन्ध । આ શ્લોક સારે [illegible]

૪૩. त्यक्त्वा स्वधर्मं [illegible] यत्र क्व भद्रमभूदमुष्य किं कोऽर्थ आ[illegible] प्र. १ [illegible] ૬- અકલ્યાણ. સરખાવો આ ઉપ[illegible]

ગાયત્રી દૈવત બ્રાહ્મણનું તે જ બ્રાહ્મણે શાપીજી;
ભક્ત ભક્તિને શાપ ન લાગે, જુઓ સર્વ અદ્યાપિ. ૪૬
પરમ ભાગવત વસિષ્ઠ માટે, શાપ ગાયત્રી લાગ્યોજી;
દુર્વાસાનો અંબરીષને અડયો ન ઉલટો ભાગ્યો. ૪૭
ત્રિવર્ણ ગુરુ દ્વિજ ગાયત્રી બલ, તે સંન્યાસી પૂજેજી;
પ્રણવ જપે તે પ્રણવની પહેલાં, હરિઃ પંડિત બૂજે. ૪૮
વિપ્ર સપ્તઋષિને સહુ પૂજે ને કરે ધ્રુવ પરિક્રમાજી;
પ્રકટ જુઓ ધ્રુવ ક્ષત્રિયનો સુત, તે સાતે કુલ બ્રહ્મા. ૪૯.
શબરીચરણે ગંગા પવિત્ર થઈ, તેમાં મુનિ સહુ નાહ્યાજી,
ભિલ્લડી ભક્તભગવાને માની, ઋષિ અભિમાની દબાયા. ૫૦

---

૪૬-૪૭. ગાયત્રી એ બ્રાહ્મણનું દૈવત છે. એમ તમે કહો છો; પરંતુ તે દૈવતરૂપ ગાયત્રીને બ્રાહ્મણે શાપ આપ્યો છે, અને તે ગાયત્રીને લાગ્યો છે, તેથી જ સંધ્યામાં वसिष्ठशापाद् विमुक्ता भव એમ બોલવામાં આવે છે. ભક્તને અને ભક્તિને તો શાપ લાગતો જ નથી; તે માટે આજ સુધી કોઇ પણ દાખલો મળશે નહિ. વસિષ્ઠ ઋષિ પરમ ભગવદીય હોવાથી તેમનો શાપ ગાયત્રીને લાગ્યો; તેનું કારણ વસિષ્ઠ ભગવદીય હતા, તે જ છે. પરંતુ દુર્વાસાનો શાપ પરમ ભગવદીય અંબરીષ રાજાને ન લાગ્યો, ઉલટો સામો નાઠો.

૪૮. ત્રિવર્ણ-ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર, એ ત્રણે વર્ણના બ્રાહ્મણો ગુરુ છે, તે માત્ર ગાયત્રીરૂપ બલથી છે, તે બ્રાહ્મણો પણ સંન્યાસીને પૂજે છે, અને સંન્યાસીઓ પ્રણવનો ૐકારનો જપ કરે છે, તેમાં પણ પહેલાં હરિઃ એવો ઉચ્ચાર કરે છે, તેથી ભગવાનનું સેવન શ્રેષ્ઠ છે.

૪૯. સપ્ત ઋષિનું મંડલ ધ્રુવના તારાની પાછળ ફરે છે અને ધ્રુવનો તો તારો તો અચલ જ છે, તેથી કવિવર તેનું રહસ્ય વર્ણવે છે. અર્થ સ્પષ્ટ છે.

૫૦. શબરી-ભિલડી, જેનાં અએઠાં બોર મર્યાદાપુરુષોત્તમ શ્રીરામચંદ્રજી આરોગ્યા હતા.

પાંડવે કોટયવધિ મુનિ પોષ્યા, પાંચજન્ય નવ બોલ્યોજી;
શ્વપચ વાલ્મિક મુખકણુ પડતાં, બોલ્યો મહિમા ખોલ્યો.૫૧
વ્યાસ સરીખા ભક્તિ મુખ્ય, માન્યા વિના અંતર દાઘ્યાજી,
નારદ શિક્ષા રચ્યું ભાગવત, ત્યારે આનંદ લાધ્યા. ૫૨
શૌનકાદિ શ્રોતા થઈ વક્તા, સૂત પુરાણી સ્થાપ્યાજી,
ક્યાં મુનિ ક્યાં સૂત હૃદય વિચારો, ભક્તશ્રેષ્ઠ આલાપ્યા.૫૩
ધર્મકર્મથી કોણુ તર્યું છે ? જુઓ ત્રિકાલ વિચારજી,
ભાગ્યહીન હરિભક્તિ ન મલે, ભક્તાધીન ગિરિધારી. ૫૪
કોટિજન્મ જપયજ્ઞ સમાધિ, સાધે ધરી આસક્તિ,
કરે એમ નિષ્પાપ થાય નર, તદા ઉદય હરિભક્તિ. ૫૫
ભક્તિ અંગ હરિનામ રુચિ જાણો, પૂર્વ તપાદિક કરીઆંજી;
અથવા સુસંગબલ કીર્તન રતિ, કર્યાં કાર્ય વિના ઠરીઆ.૫૬

---

૫૧. શ્વપચ અત્યંજ જાતિના વાલ્મીક ઋષિના મુખમાથી કણ-સિદ્ પડતાં જ પાંચજન્ય શંખ વાગ્યો અને મહિમા જણાવ્યો.

૫૧. વ્યાસ જેવા પણ ભક્તિને મુખ્ય માન્યા વિના અંતરમાં દાઘ્યા-બળ્યા અર્થાત્ તેમના હૃદયમા સંતોષ થયો નહિ, જ્યારે નારદજીની શિખામણથી ભાગવત રચ્યુ ત્યારે આનંદ થયો જુઓ શ્રીમદ્ભાગવતના પ્રથમ સ્કંધનો ૪ થો અધ્યાય

૫૩. સૂત પુરાણી શૂદ્ર જાતિના હતા; તથાપિ શૌનકાદિકોએ તેમનો મુખ્ય વ્યાસાસન આપ્યું. આલાપ્યા—કહ્યા. ૫૪. સ્પષ્ટ છે.

૫૫. પુરાણાંતરના વાક્યોનો અનુવાદ. કોટિ જન્મ સુધી તપ, યજ્ઞ અને સમાધિ વગેરે આસક્તિ રાખીને સાધે ત્યારે મનુષ્ય પાપરહિત થાય અને હરિભક્ત ઉદય પામે.

૫૬. હરિના નામ લેવામાં રુચિ ઉદ્ભવે એ ભક્તિનું એક અંગ છે. તે પૂર્વ જન્મોમાં તપ વગેરે આચર્યાં હોય તો જ થઈ શકે છે. અથવા તો સત્સંગરૂપ બલથી પ્રભુનાં કીર્તન કરવામાં રતિ-પ્રીતિ થાય છે. તેમાં કોઇ પણ કાર્ય કર્યા વિના જ તે ઠરે છે.

ચિંતામણિ શ્રીકૃષ્ણભક્તિમાં, સહુ ધન સાધન આવ્યું;
પૂર્ણ પુણ્યવાલાને પ્રતીત, મહાજન રહસ્ય બતાવ્યું. ૫૭
સ્માર્તને રુચિ અધિક કર્મમાં કર્મતણું ફલ જ્ઞાનજી,
જ્ઞાને મુક્તિ પણ ભક્તિ વિના વશ ન થાય ભગવાન. ૫૮
અનન્ય ભક્તિપ્રિય પુરુષોત્તમ અન્યાશ્રય નવ ભાવેજી,
સહુ સુરમાં હરિસમાન બુદ્ધિ, નારકીશ તે કહાવે. ૫૯
સુર નિજ મુખ બોલ્યા હરિ મુકીને, અમને ભજે તે અંધજી;
શ્વાનપુચ્છ ગ્રહી સિંધુ તરાય-ન ભાખ્યું ષષ્ઠ સ્કંધ. ૬૦
અતિશય દુરાચારી હોય તદપિ, અનન્ય થઈ મુને ગાયજી;
તે જ સાધુ માનજે તું અર્જુન ગીતાવચ વ્રજરાય. ૬૧
અવર દેવની ત્યજે ઈર્ષ્યા, ભજે એક ભગવાનજી,
સિંચે મૂલ વૃક્ષનું પોષણ, શાસ્ત્ર કરે સહુ ગાન. ૬૨

---

૫૭. ચિંતામણિરૂપ શ્રીકૃષ્ણની ભક્તિ છે. ચિંતામણિ પ્રાપ્ત થયા પછી જેમ બીજાં ધનની અપેક્ષા રહેતી નથી, તેમ ભક્તિ પ્રાપ્ત કર્યા પછી બીજા સાધનરૂપ ધનની જરૂર શી છે ? આ વાત પૂર્ણ પુણ્યવાળાને જ પ્રતીત થાય છે.

૫૮. જ્ઞાનથી મુક્તિ મળે, પણ પ્રભુ વશ ન થાય.

૫૯. અનન્ય બીજા કોઇની નહિ, માત્ર પોતાની જ ભક્તિના પ્રિય એવા પ્રભુને અન્યાશ્રય પોતાનાથી ઇતર દેવનો આશ્રય કદી ભાવતો નથી. બધા દેવતામાં પ્રભુસમાન બુદ્ધિ રાખનાર તો નરકનિવાસી થાય છે.

૬૦. દેવો જ એમ બોલ્યા છે કે પ્રભુને મુકીને અમને ભજે તે તો દેખતા આંધળા જ છે. શ્વાનપુચ્છ–કુતરાનું પુછડું. સિંધુ–સમુદ્ર સરખાવો. विनोपसर्पत्यपर हि बालिशः श्वलागुलेनातितितर्ति सिन्धुम् ।

૬૧. શ્રીમદ્‌ભગવદ્‌ગીતાના શ્લોકનો અનુવાદ. अपि चेत् सुदुराचारो ઇત્યાદી ગીતા–વચ. શ્રીગીતાજીમાં નજરાય શ્રીકૃષ્ણનું વચન છે.

૬૨. અવર–બીજા. મૂલ જડને સિંચવાથી આખા વૃક્ષને પોષણ મળે છે.

હરિનું આપ્યું કદા નાશ નહિ, આપ્યું શિવાદિક જાયજી,
સહુમાં હરિ પણ અવિધિપૂર્વક, ભજે અન્યાશ્રય થાય ૬૩
સર્વધર્મપરિત્યાગી અર્જુન, ગ્રહે એક મુજ શરણજી,
સર્વ પાપથી મુકાવીશ હું, બોલ્યા શ્રીગિરિધરણ. ૬૪
ઉભય વિવાદ સુણીને પિતુ હરિહર,બોલ્યો એવી વાણીજી,
સાધન ફલ સમાન કેમ આવે ? વૃથા મરે શીદ તાણી ?૬૫
ચાલ વિષ્ણુદત્ત હું પણ આવું, વૈષ્ણવી દિક્ષા લેવાજી,
તક્ર સરીખો શ્વેત કર્મપથ, નવનીત છે હરિસેવા. ૬૬
જનક બંધુ મત એક જોઇને, શિવશંકરે વાત વિચારીજી,
પંડિત પિતા વૃથા ન બોલે, છે મૂર્ખતા મારી. ૬૭
શ્રીવલ્લભાચાર્યને શરણે, સહકુટુંબ ત્રણે આવ્યાજી,
નામ નિવેદન ધરી મર્યાદા, શ્રીજી શિર પધરાવ્યા. ૬૮

---

૬૩. પ્રભુનું આપેલું જાય નહિ અને શિવાદિકનું આપેલું ચાલ્યું પણ જાય પ્રભુ સર્વમાં છે, પરંતુ વિધિપૂર્વક ન ભજે તો અન્યાશ્રયના ખાડામાં પડે

૬૪. सर्वधर्मान् परित्यज्य એ શ્રીમુખવાક્યનો અનુવાદ.

૬૫. શિવશંકર અને વિષ્ણુદત્તનો સંવાદ સાંભળીને તેમનો પિતા હરિહર શિવશંકરને કહે છે, કે કર્મ કરવાં તે તો સાધન છે, અને પ્રભુની ભક્તિ કરવી તે ફલરૂપા છે, તો તે બન્ને સમાન કોટિમાં કેમ આવી શકે ? વૃથા શિદ તાણી મરે છે ?

૬૬. વિષ્ણુદત્તના સત્સંગથી પિતાની બુદ્ધિ પણ સુધરી અને કહેવા લાગ્યો કે, હું પણ વૈષ્ણવી દીક્ષા લેવા આવું છું કર્મપથ–કર્મમાર્ગ તક્ર સરીખો છાશ જેવો છે પ્રભુની સેવા–ભક્તિરૂપ માર્ગ તો નવનીતરૂપ–માખણ રૂપ છે, શ્રીવલ્લભાખ્યાનમાંના શ્રીગોપાલદાસજીના ૮ વચનનું અનુરણન.

૬૭. જનક–પિતા. અને બંધુ–ભાઇ સ્પષ્ટ છે.

૬૮. શ્રીવલ્લભાધીશને શરણે જઇને નામનિવેદન ધરીને મર્યાદપૂર્વક તેઓએ પોતાને માથે શ્રીગુરુની આજ્ઞાથી તેમના શ્રીહસ્તે શ્રીજી પધાર્યા

ભક્તિપ્રેમ આસક્તિ પામ્યા, સેવ્યા શ્રીગિરિધારીજી;
લીલા પ્રાપ્ત થઈ તનુ છૂટે, પુષ્ટિપથ શુભકારી. ૬૯
દયારામ દ્વિજ વલ્લભ વૈષ્ણવ, તેણે આ નાટક રચીયુંજી;
વેદશાસ્ત્ર વચ: પ્રમાણુ સઘળે, સુબુદ્ધિ પંડિત સંચિયું.૭૦



૬૯-૭૦. સ્પષ્ટ છે. દેહ છુટયા પછી પ્રભુની અલૌકિક આનંદરસાત્મક લીલાની પ્રાપ્તિ થઇ પુષ્ટિમાર્ગ એવો શુભકારી છે. આ નાટક વેદશાસ્ત્રનાં વચનોને આધારે રચ્યું છે, સુબુદ્ધિ પંડિતોએ દર્શિત પ્રમાણોનો સંચય કર્યો છે.

# *पुष्टिपथरहस्य.

## दुहा.

શ્રીગુરુ શ્રીવલ્લભ પ્રભુ, શ્રીવિઠ્ઠલ શ્રીકૃષ્ણ;
પદપંકજ[1] વંદન કરૂં, પૂર્ણ કરો મન તૃષ્ણ. ૧
ગ્રંથ પુષ્ટિપથરહસ્ય હુ, રચું લઘુ વિસ્તાર;[2]
ભ્રમણા ભાગે મનની, જડે સારનો સાર. ૨
માર્ગ બીજા પણ ઘણા, ત્યાં સાધનનું કામ;
અંગી જીવ કેવલ કૃપા, તે પથ પુષ્ટિ નામ. ૩
શ્રીજીના શ્રીઅંગથી, પ્રકટી પુષ્ટિસૃષ્ટિ;
પ્રભુપ્રાપ્તિ ગુરુકૃપાથી, ન મળે સાધન કષ્ટ. ૪
જે સાધન છે તે જ ફલ, સેવા શ્રીવ્રજભૂપ;
પુરુષોત્તમ પ્રભુ આ પથે, તે જ થયા ગુરુરૂપ. ૫

---

* આ ગ્રંથમાં પુષ્ટિમાર્ગનાં રહસ્યની માન્યતા કવીશ્વરે પ્રકટ કરેલી છે. જે લોકો પુષ્ટિમાર્ગની ઉચ્ચ કક્ષાએ પહોંચેલા છે તેઓના સાક્ષાત્ અનુભવોના ઉદ્ગારનો સંગ્રહ આ ગ્રંથમાં છે. પુષ્ટિમાર્ગના વિશુદ્ધ રહસ્યનો કાંઇક પણ જેને અનુભવ હશે, તેને આ ગ્રન્થ પરમ આનંદ આપશે. ગ્રન્થ સરલ હોવાથી સવિસ્તર ટિપ્પણની આવશ્યકતા નથી, તો પણ સરલતાથી સર્વને સુગમ થાય એ હેતુથી ટિપ્પણની યોજના ક્વચિત્ ક્વચિત્ કરવામાં આવી છે.

૧. પદપંકજ—ચરણકમલ. ૨. લઘુ વિસ્તાર—થોડા વિસ્તારથી, અતિવિસ્તૃત નહિ.

૩. બીજા માર્ગો ઘણા છે, પરંતુ ત્યાં અનેક પ્રકારનાં સાધનો કરવા પડે છે, જ્યાં કાંઇ સાધન વિના માત્ર કૃપાબલથી જ જીવનો અંગીકાર થાય તે પુષ્ટિમાર્ગ કહેવાય.

૪. पुष्टि कायेन निश्चयः એ શ્રીવલ્લભાધીશ્વરના વાક્યાનુસાર પુષ્ટિસૃષ્ટિ પ્રભુના શ્રીઅંગમાંથી થઇ છે, પ્રભુની પ્રાપ્તિ માત્ર ગુરુકૃપાથી જ થાય છે.

શ્રીવલ્લભ શ્રીવિઠ્ઠલ, શ્રીકૃષ્ણ વસ્તુતઃ એક;
પણ શ્રીજી સહજે મળે, તે શીખવું વિવેક. ૬
એકરૂપ ગોવિંદ ગુરૂ, પણ ગુરૂ અધિક પ્રતાપ,
પુનિતદર્શ ગોવિંદનું, શ્રીગુરૂ દર્શ સપાપ. ૭
અતિ પ્રયત્નવિણ પ્રાપ્તિ નવ, શ્રીપુરૂષોત્તમની થાય,
તે શ્રીવલ્લભશરણથી, સહજે સદ્ય પમાય. ૮
રાજાને રાજી કરે, એ બલ કદા ન દીન,
સ્વલ્પ સિફારસ રાણીથી, સહજ મતિ આધીન. ૯
આત્મા શ્રીજીનો સદા, મુખ્ય સ્વામિની જેહ,
તે સ્વયં શ્રીવલ્લભ થયા, ધર્યો પુરુષનો દેહ. ૧૦
અતિવલ્લભ શ્રીકૃષ્ણને, માટે વલ્લભ નામ;
કૃપા ઈહાંની વણ કદા, નવ રીઝે ઘનશ્યામ. ૧૧

---

૫. સાધન પણ પ્રભુની સેવા અને ફલ પણ પ્રભુસેવા છે. फलं च साधनं यत्र पुष्टिमार्गे स कथ्यते ॥ સાક્ષાત્ પુરુષોત્તમ જ આ માર્ગમાં ગુરુરૂપે થયા છે.

૭. ગુરૂ અને ગોવિંદ બન્ને એક જ સ્વરૂપ છે, તથાપિ ગોવિંદના દર્શન તો જે પુનિત-પાપરહિત પવિત્ર હોય છે, તેને જ થાય છે, અને ગુરુનાં દર્શ તો સપાપ-પાપીને પણ થાય છે એટલો ગુરુનો પ્રતાપ વિશેષ છે. ૮. શ્રીમહાપ્રભુજીના શરણથી તત્કાલ પ્રભુપ્રાપ્તિ થાય છે. ૯. રાજાને રાજી કરવાનું સામર્થ્ય દીનમાં ગરીબમાં કોઈ પણ સમયે હોય નહિ, પરંતુ રાણીની થોડીપર સિફારસ હોય તો રાજાની મતિ પણ સહજમાં આધીન બને.

૧૦-૧૧. તેવી જ રીતે શ્રીજીના આત્મસ્વરૂપ જે મુખ્ય સ્વામિનીજી, તે જ સાક્ષાત્ શ્રીમહાપ્રભુજીરૂપે થયાં અને પુરુષનો દેહ ધર્યો. પ્રભુને તે સ્વરૂપ અત્યંત પ્યારૂં હોવાથી શ્રીવલ્લભ નામ ધર્યું. એમની કૃપાવિના ઘનશ્યામ કદાપિ રીઝે નહિ. શ્રીસ્વામિનીને ગુરૂ નહિ માનનારા આ માર્ગના કેટલાક વિબુધોને આ રસિક અને પરમ ભગવદીયની વાણીનો વિચાર કરવા સૂચના છે. ગરીબ બિચારા (?) ગોવર્ધનરામ કવિશ્રીના આ દર્દ

શ્રીવલ્લભ આશ્રય-વિના, સાધન ધર્મ અશેષ,
સાધે હરિ કેવળ ભજે, લીલામાં ન પ્રવેશ. ૧૨
જે ઉપર અતિ અનુગ્રહ, અંતરમાં વ્રજરાય;
શ્રીવલ્લભશરણાગતિ, તેને દૃઢ થઈ જાય.
શ્રીમહાપ્રભુ સંબંધવણ, કશું નહીં ફલદાય;
પુષ્ટ સૃષ્ટિની રીત એ, જગનો જુદો ન્યાય. ૧૪
**શ્રીકૃષ્ણઃ શરણં મમ,** મંત્ર શાસ્ત્રમાં સ્પષ્ટ;
મહાપ્રભુ મુખ સંબંધ વણ, નહિ ફલદાતા પુષ્ટ. ૧૫
શ્રીગોસ્વામીજી લખ્યું, નથી વદનની વાત;
તેજ પ્રમાણે ગ્રંથ પણ, ફલદ મહાપ્રભુ જાત. ૧૬
શ્રીમદાચાર્ય મહાપ્રભુ, શ્રીપુરુષોત્તમ આપ;
**કુલ સઘળું તદ્રૂપ છે,** સમાન સમજ પ્રતાપ. ૧૭

---

'અર્થવાદ અને અતિશયોક્તિની જાળમાં જગતને ગુંચવનાર' માને છે. સત્ય છે કે, "જે કોઈ પ્રેમી અંશ અવતરે પ્રેમરસ તેના ઉરમાં ઠરે" શુષ્કજ્ઞાનવનમાં પર્યટન કરતા પુરુષને ભક્તિરૂપ નંદનવનનો અનુભવ ક્યાંથી?

**૧૨.** શ્રીમહાપ્રભુના આશ્રય વિના કેવલ હરિ ભજવાથી સાધન, ધર્મ વગેરે અશેષ-સમગ્ર સધાય છે, પરંતુ ભગવલ્લીલામાં પ્રવેશ થતો નથી. નાથાશંકર આ કડીનો અર્થ ખરોખર સમજ્યા નથી. **૧૩.** શ્રીમહાપ્રભુજીની શરણાગતિ પણ તેને જ થાય છે કે જેના ઉપરના પ્રભુનો અત્યંત અનુગ્રહ છે.

**૧૪.** વધારે 'તો શું પણ શ્રીવલ્લભાધીશ્વરના સંબંધ વિના કાંઈ પણ ફલદાયક છે જ નહિ. **૧૫.** શ્રીકૃષ્ણઃ શરણ મમ એ અષ્ટાક્ષર મંત્ર શાસ્ત્રમાં સ્પષ્ટ બતાવ્યો છે. પરંતુ શ્રીમહાપ્રભુના મુખારવિંદના સંબંધ વિના તે ફલદાતા નથી. અને પુષ્ટ-અનુગ્રહયુક્ત પણ નથી. માટે જ શ્રીપ્રભુચરણ પણ 'પૃથક્ શરણમાર્ગોપદેષ્ટા' એમ શ્રીસર્વોત્તમજીમાં આજ્ઞા કરે છે.

**૧૬.** શ્રીગુસાંઈજીએ તે વાત લખી છે, મારા મોઢાની નથી. તે જ પ્રમાણે શ્રીમહાપ્રભુજીના જ ગ્રન્થો ફલરૂપ છે.

**૧૭.** શ્રીમહાપ્રભુજી 'અને પૂર્ણ પુરુષોત્તમ અને વલ્લભકુલ સર્વ ભગ-

તારતમ્ય ભાસે તદા, પ્રભાવ કયમ્ કહે કોઈ;
સમજવું દૃષ્ટાંતથી, સંશય નાખો ખોઈ. ૧૮

શ્રીયમુના વ્રજઘાટ બહુ, વસ્તુ એક અનૂપ;
એ વિવેકથી સમજીએ, શ્રીવલ્લભ સહુ રૂપ. ૧૯

પિતા સરીખો પુત્ર નહીં, કોણુ રંક કો ભૂપ;
શ્રીવલ્લભના વંશમાં, સહુ શ્રીવલ્લભરૂપ. ૨૦

પ્રતિમા પુરૂષોત્તમ કરે, કરે જીવને સંત;
શ્રીવલ્લભકુલ સર્વ છે, ભર્યા ભક્તિ ભગવંત. ૨૧

શ્રીજી શ્રીસ્વામિનીસહિત, લલિતાદિક સહુ રૂપ;
શ્રીમહાપ્રભુમાં સમજવું, શ્રીમહાપ્રભુ તદ્રૂપ. ૨૨

---

તત્સ્વરૂપ છે. તેમનો પ્રતાપ પણ સર્વ સરખો જ છે, ન્યૂનાધિક નથી. કવિવર જેવા મહાનુભાવીઓની દૃષ્ટિમાં તો આવો જ ભાવયુક્ત છે. આ ભાવ આ માર્ગની ઉત્તમોત્તમ કક્ષાને અનુભવતા હૃદયોમાં ઉદ્ભવે છે અને સ્થિર થાય છે. ચાલુ સમયના વિપરીત વાતાવરણમાં આ ભાવ સ્થિર રહેતો નથી.

૧૮-૧૯. કોઇ શંકા કરશે કે સર્વ પ્રભુસ્વરૂપ છે એઓમાં તારતમ્ય વિલક્ષણતા કેમ જણાય છે ? તેનું ઉત્તર આપતાં કવિ કહે છે કે હું તે વાત દૃષ્ટાંતથી સમજાવું છું, માટે સંશય ખોઇ નાખો. શ્રીયમુનાજીના તટ ઉપર અનેક ઘાટો છે પરંતુ વસ્તુતઃ સર્વ એક જ છે અને શ્રીયમુનાજીના જ છે, તે સંબંધી જ છે, એ જ વિવેકથી અહિંપણ સર્વ શ્રીવલ્લભરૂપ છે એમ સમજાય છે.

૨૦. સ્પષ્ટ છે. લોકમાં પિતાતુલ્ય પુત્ર નથી હોતા; પરંતુ શ્રીવલ્લભવંશમાં તો સર્વ શ્રીવલ્લભરૂપ જ છે. ૨૧. પ્રતિમા-મૂર્તિને પુરૂષોત્તમ-પ્રભુસ્વરૂપ કરી આપે, જીવને સંત-ભક્ત-નિર્દોષ બનાવી દે, માટે શ્રીવલ્લભકુલ તો સર્વરૂપ છે. ૨૨. શ્રીઠાકુરજી, શ્રીસ્વામિનીજી, લલિતાદિક યૂથ, એ સર્વે લીલાપરિકર શ્રીવલ્લભાધીશમાં છે, એટલુંજ નહિ, પરંતુ આપ પણ તત્સ્વરૂપ છે.

શ્રીજીમુખ, દગસ્વામિની, નાસા શ્રીગોસ્વામિ;
સુખમડલ શ્રીમહાપ્રભુ, યુગ પદપદ્મ નમામિ. ૨૩
શ્રીવલ્લભ શ્રીજી જ છે, અધિકા પણ કહેવાય;
શ્રીજી મોટા સર્વથી, જેના આપ્યા જાય. ૨૪
દામોદરદાસે કહ્યું શ્રીગુસાંઇજી પ્રત્ય,
દાનવડું (કે) દાની વડા, શ્રીવલ્લભવર સત્ય. ૨૫
શ્રીવલ્લભકુલનું કર્યું, સઘળું ભાવે કૃષ્ણ;
સોંપ્યાથી સાધન વિના, સઘળી પૂરે તૃષ્ણ. ૨૬
કૃપાપાત્ર મહાપ્રભુ તણો, કરે કૃષ્ણ ત્યાં રક્ષ:
અમિતદોષ અક્ષમ ક્ષમા, કરે નિજાધિક પક્ષ. ૨૭
જો છે મહાપ્રભુ દૃઢાશ્રય, શુભ કૃતિ કરી ન અન્ય;
તેને સહુ ફલ વણશ્રમે, શ્રીહરિ માને ધન્ય. ૨૮

---

૨૩. શ્રીઠાકુરજી મુખારવિંદ છે. શ્રીસ્વામિનીજી નયનકમલરૂપા છે. શ્રીગુસાંઇજી નાસિકારૂપ છે. સર્વ મળીને સમગ્ર મુખારવિન્દરૂપ શ્રીમહાપ્રભુજી છે, તેમના બે ચરણકમલે નમુ છુ. ૨૪. શ્રીમહાપ્રભુજી છે તો શ્રીજીજ પણ કેટલાક અંશમાં અધિક પણ છે, કેમકે સર્વથી મોટા શ્રીજી જે શ્રીમહાપ્રભુજીના આપ્યા જાય છે. ૨૫. અત્ર કવિવર પ્રાચીન ઐતિહાસિક પ્રસંગ ટાંકે છે. શ્રીદામોદરદાસજીએ શ્રીગુસાંઇજી પ્રતિ કહ્યું કે દાન મોટું કે, દાની-દાન આપનાર મોટા? ત્યારે એમ જ શ્રીપ્રભુએ આજ્ઞા કરી કે દાન આપનાર શ્રીવલ્લભવર જ મોટા છે. દાનરૂપ શ્રીજી તેમને આધીન છે. ૨૬. શ્રીવલ્લભકુલ જે જીવને સોપે, તેણે કાંઇ પણ સાધન ન કર્યું હોય તો પણ તેની સર્વ તૃષ્ણા પ્રભુ પૂરે છે.

૨૭. અમિત—અપાર. અક્ષમ—નહિ ક્ષમા કરવાયોગ્ય. નિજાધિક—પોતાનાનો અધિક પક્ષ પ્રભુ કરે છે.

૨૮. શ્રીવલ્લભાધીશનો જેને દૃઢ આશ્રય છે, તેને બીજી કરી શુભ કૃતિ કરવાની રહેતી નથી. તેને બધાં ફલો વિનાયાસે મળે છે, અને પ્રભુ પણ તેને ધન્ય માને છે.

જેને શ્રીમહાપ્રભુ તણો, સહુ વાતે વિશ્વાસ;
તેને કદા ન શોચવું, સહજે સહુ ફળ પાસ. ૨૯
અષ્ટાક્ષર પંચાક્ષર સભાગવત ગ્રંથ સહિત;
શ્રીવલ્લભના નામમાં, જો છે પૂર્ણ પ્રતીત. ૩૦
વ્રજસંબંધી સહુ વસ્તુસહ, કૃષ્ણ, રાધિકારાણી;
શ્રીવલ્લભના નામમાં, સહુ આવ્યું વર વાણી. ૩૧
હૃદય ધ્યાન શ્રીકૃષ્ણ છબી, ધરે વદે મુખ નામ;
શીઘ્ર ફળે કેવળ રટણ, થાય અખંડ કામ. ૩૨
શ્રીવલ્લભ શ્રીવલ્લભ જ, વિના ધ્યાન મુખ ગાય;
સ્વેચ્છાએ તેને હૃદે, શીઘ્ર આવે વ્રજરાય. ૩૩
કૃષ્ણ નામથી અધિક શ્રીવલ્લભ ભાસે નામ;
ત્યાં ચિંતન છબી ચિત્ત વસે, ઈહાં ન ચિંતન કામ. ૩૪

---

૨૯. શ્રીવલ્લભાધીશ્વરનો દરેક કાર્યમાં વિશ્વાસ રાખનારે કોઇ વાતે શોક કરવાનો જ નથી, કેમકે સર્વ ફલ સહજે જ પાસે આવે છે.

૩૦. અષ્ટાક્ષર श्रीकृष्णः शरणं मम। પંચાક્ષર મંત્ર નાથાશંકરે, કલ્પી કાઢેલા नमःकृष्णाय એ નથી, પરંતુ બ્રહ્મસંબંધ મંત્રમાંનો છેલ્લો મંત્ર છે, જે માત્ર પવિત્ર હોઇએ ત્યારે જ બોલી શકાય છે, અહિં તે પ્રકટ કરવો એ માર્ગમર્યાદાનું અતિક્રમણ કર્યા બરોબર છે. અષ્ટાક્ષર વગેરે સર્વ શ્રીવલ્લભ-નામમાં આવી ગયું છે, જો પૂરો વિશ્વાસ અને ભરોસો છે તો.

૩૧. વર-શ્રેષ્ટ-ઉત્તમ વાણી. સ્પષ્ટ છે.

૩૨. શ્રીકૃષ્ણની કોટિકંદર્પલાવણ્યમય છબી હૃદયમાં સ્થાપે અને મુખથી નામ જપે તો પ્રભુ પ્રસન્ન થાય, અહિં તો માત્ર શ્રીવલ્લભનું નામ જ રટવાથી શીઘ્ર ફલ પ્રાપ્ત થાય અને અખંડ કામ થઇ જાય.

૩૩. વધારે તો શું, પણ શ્રીવલ્લભનું નામ જપવાથી, પ્રભુ પણ સ્વેચ્છાથી હૃદયમાં પધારે છે.

૩૪. તેથી શ્રીકૃષ્ણનામથી શ્રીવલ્લભનામ અધિક છે. શ્રીકૃષ્ણનું ચિંતન કરવાથી પ્રભુ ચિત્તમાં વસે છે, અહિં ચિંતનનું કામ નથી, માત્ર નામનું જ કામ છે.

કાયિક,વાચિક, માનસિક, સાંસર્ગિક અકથિતપાપ;
ભસ્મીભૂત તત્કાલ ઇકિ, વલ્લભ નામ પ્રતાપ. ૩૫

## છંદ રસાવલાં.

શ્રીવલ્લભ લે નામ, તે જ સેવા હરિ માને;
કૃષ્ણાધરઅમૃતનો, સ્વાદ પ્રાપ્ત શ્રમ નાને. ૩૬
વશ તેને વ્રજરાય, સ્ફુરે ભક્તિમાર્ગસહુ;
સેવારસનો સ્વાદ અનાયાસે પામે બહુ. ૩૭
લીલાસહ શ્રીનાથ વસે હૃદયામાં આવી;
ઈપ્સિત પૂરણ કામ ગમે હરિ લીલા ગાવી. ૩૮
શ્રીવલ્લભનામમાં શુભ કૃતિ સર્વે આવી;
જાપક જન પદરેણું, વિશ્વપાળને બતાવી. ૩૯

---

૩૫. કાયિક–દેહથી થયેલાં, વાચિક મુખથી થયલાં, માનસિક મનથી થયલાં સાંસર્ગિક–સંસર્ગથી થયલાં–અકથિત ન કહી શકાય તેવાં પાપો, તત્કાલ ભસ્મીભૂત–બળી ખાખ થઇ જાય છે, એવો શ્રીવલ્લભ નામનો પ્રતાપ છે.

૩૬. પ્રભુ પણ જીવ જો શ્રીવલ્લભ નાન લેતો હોય તો પોતાની સેવા માની લે છે. વધારે તો શું, પણ શ્રીકૃષ્ણાધરામૃતના આસ્વાદરૂપ પરમ ફલની પ્રાપ્તિ માત્ર નામગ્રહણરૂપ નાના શ્રમથી જ થાય છે.

૩૭. વ્રજરાય શ્રીકૃષ્ણ. અનાયાસે–પ્રયાસ વિના જ સેવારસનો સ્વાદ મેળવે છે.

૩૮. શ્રીનાથજી લીલા સાથે હૃદયમાં વસે. ઈપ્સિત–ઇચ્છેલું પૂરણ કામ–મનોરથ પૂરા કરે. એમને એમ પ્રભુ લીલા ગાતાં કંટાળો–અરુચિ ઉદભવે, પરંતુ શ્રીવલ્લભનામ લેતાં પ્રભુલીલા નિરંતર ગાવી ગમે છે.

૩૯. શ્રીવલ્લભના જ નામમાં સર્વ સુકૃતિ આવી જાય છે. તે નામને જપનારનાં ચરણની રજ કોઇ રાજાને કલ્યાણ માટે કોઇ ભગવદીએ બતાવી

સહસ્ર નામ શ્રીકૃષ્ણ, એક શ્રીવલ્લભ કેરૂં;
શ્રીહરિ ઇચ્છા કહ્યું સુકૃતદશશતનું ડહેરૂં. ૪૦

શ્રીગુરૂ ભક્ત ભગવંતાદિક, મહાપ્રભુ સહુ સંભવ;
શ્રીવલ્લભનામમાં સર્વ છે, સંશય નહિ લવ. ૪૧

"सबको प्रिय सबको सुखद हरिआदिक सबधाम;
व्रजलीला सब स्मरत श्रीवल्लभ सुमरत नाम. ४२

नाम पुष्टिमर्यादको कृष्ण युग सृष्टिकाम;
श्रीवल्लभ श्रीविठ्ठल पुष्ट पुष्ट कुल नाम." ४३

જગત્ જપે નૃપ નામ રહ્યો જશ સઘળે ફેલી;
પટ્ટરાણીનું નામ લહે રહેજે રંગમહેલી. ૪૪

પુષ્પાત્મક હરિનામ સુગંધે સહુ કોઇ જાણે;
મહાપ્રભુ નામ ફલાત્મક પરિમલ પાસના માણે. ૪૫

---

છે, એવા કોઇક કથાપ્રસંગનો આધાર લઇને કવિશ્રી કહે છે, એમ સમજાય છે. ' વિશ્વને પાલન કરનાર છે. ' એવો નાથારાંકરનો અર્થ અત્ર જણાતો જ નથી.

૪૦. પ્રભુનાં હજારવાર નામ લો, અને શ્રીમહાપ્રભુનું એકવાર લો બંને બરોબર છે. એમ શ્રીહરિએ સ્વેચ્છાથી કહ્યું છે. દશશત એક હજાર સુકૃત–પુણ્યનું દહેરુ–મંદિર છે. દેરું, એવો પાઠ કલ્પીને, તેનો ઢગલો એવો અર્થ કરીને એક ટીકાકારે વિચિત્ર અર્થ કર્યો છે.

૪૧. શ્રીગુરુ વગેરેનો શ્રીમહાપ્રભુમાં જ સંભવ છે. શ્રીવલ્લભના નામમા સર્વ આવી જાય છે, એમાં લવ–લેશ પણ સંદેહ નથી. ૪૨-૪૩. કોઇ વ્રજભાષાના ગ્રંથમાં સંગ્રહ કરેલાં કોઇ ભગવદીયના વચનનો ઉપન્યાસ અત્ર છે.

અર્થ—સર્વને પ્રિય અને સર્વને સુખ આપનાર અને પ્રભુ આદિ સર્વનું સ્થાનરૂપ, એવું શ્રીવલ્લભનામ સ્મરણ કરવાથી શ્રીવ્રજની નિત્યલીલાનું સ્વત:સ્મરણ થઇ જાય છે. सम्भवामि युगे युगे એ વાક્યાનુસાર યુગ યુગમાં સૃષ્ટિની કામના ઇચ્છા કરનાર શ્રીકૃષ્ણનું નામ તો પુષ્ટિમર્યાદામાં છે, અર્થાત્ પુષ્ટિ એટલે કેવલ અનુગ્રહ અને મર્યાદા એટલે વૈદિક કર્મ

કૃષ્ણનામ માહાત્મ્ય, શ્રુતિ સ્મૃતિ સર્વ વખાણે;
શ્રીવલ્લભનો નામપ્રભાવ અનુભવી જાણે. ૪૬

હીરારત્ન પરીક્ષા જ્યમ સહુ ઝવેરી માહ્યર;
અદૃશ અમૂલ્ય ચિંતામણિ શું લહે મતિ બાહ્યર. ૪૭

વિરલ નામ પણ લહે દૃષ્ટિગોચર નથી કેની;
તે માટે શું ચિંતામણિ ક્યહું એ પણ છેની? ૪૮

બંદીજન નૃપ સુદશ સભા પર્યંત વખાણે;
રંગમેહેલ રાણી વૃત્તાંત અનુભવી જાણે. ૪૯

---

માર્ગના નિયમ, એ બન્નેનાં મિશ્રણથી યુક્ત છે અને શ્રીવલ્લભ અને શ્રી-વિઠ્ઠલ અને તેમના કુલનું નામ તો પુષ્ટ પુષ્ટ માન અનુગ્રહરૂપ જ નામ છે. આ કડીઓનો અન્યમાર્ગીયને અર્થ જન્માતરમાં પણ સમન્વય નહિ. એમ રા. નાથાશંકની વિધિન ટીકા ઉપરથી અનુભવાય છે. ૪૪-૪૫. રાજાનું નામ તેનો યશ ફેલાયલો હોવાથી જગત જપે, પરંતુ પટરાણીનું તો રંગ મહેલમાં વસનાર જ જપે છે. તેમજ શ્રીકૃષ્ણ અને શ્રીવલ્લભનામમાં સમજવું. ૪૫ મી કડી સ્પષ્ટ છે પરિમલ-સુગંધ

૪૬. ઉપરની દષ્ટાંતરૂપ કડીઓને સિદ્ધાંતમાં ગુંથે છે. શ્રુતિ-વેદ

૪૭-૪૮. હીરા અને રત્નોની પરીક્ષા બધા ઝવેરીમાં હોય છે. અદશ નહિ જોવામાં આવેલા અમૂલ્ય ચિંતામણિનું સ્વરૂપ એ બાહાર બુદ્ધિ ચલાવનારા કેમ જાણી શકે? ચિંતામણિનું નામ પણ કોઇ વિરલા જ લે છે; કેમ કે તે દૃષ્ટિગોચર પ્રત્યક્ષ દેખાતો નથી, તેથી ચિંતામણિ કોઇ ઠેકાણે છે જ નહિ, એમ માની શકાય નહિ, તેવી જ રીતે શ્રીવલ્લભનામનો અનુભવ ન થયો હોય એટલે એમ ન માની શકાય કે તેમાં તેટલો ચમત્કાર નથી? અર્થાત્ અનુભવીઓ તો એમાં સર્વસ્વ અનુભવે છે.

૪૯. બંદીજન સ્તુતિ કરનારાઓ. સુયશ સત્કીર્તિ. રંગમહેલ રાણીનો વૃત્તાત તો અનુભવી જ જાણે છે. તેમ જ શ્રીવલ્લભરૂપ શ્રીસ્વામિનીજીનુ સ્વરૂપ તો વિરલા જ જાણે છે, પિછાને છે.

મહાપ્રભુ શ્રુતિપ્રતિપાદ્યરૂપ રસિયાં મન ભાવ્યું;
નિગમ કૃષ્ણ છબી વરણી ત્યાં શું શ્રીમુખ ન આવ્યું? ૫૦

નિગમઅગમ મહાપ્રભુ નિગમપ્રતિપાદિત કહિએ,
કૃષ્ણવદન શ્રીવલ્લભે કાન્તિ અનલ પણ લહિએ. ૫૧

જગત્ પ્રિય શ્રીકૃષ્ણચંદ્ર, સહુકોનું જીવન;
તે શ્રીજીનું શ્રીવલ્લભમાં નિત્ય લુબ્ધમન. ૫૨

જે જન ઉપર વહાલ ઘણું વ્રજપતિને આવે;
તેને શ્રીમુખ શ્રીવલ્લભ જપ નામ બતાવે. ૫૩

આપ્યાં જીવને નામ બહુ, વચન ગોપાળ ગાયું;
અષ્ટાક્ષર સંગે વલ્લભાદિ નામ અપાયું. ૫૪

ટીકાકાર શ્રીવ્રજાગરણજી, પ્રકાશ્યું હાર્દ;
તે સમજ્યા જન કૃપાપાત્ર હરિ બુદ્ધિ વિશારદ. ૫૫

---

૫૦. વળી શ્રીમહાપ્રભુનાં સ્વરૂપનું પ્રતિપાદન શ્રુતિ–વેદ પણ કરે છે. તે જ સ્વરૂપ રસિકોને ગમ્યું છે. વેદમાં પ્રભુનું સ્વરૂપ વર્ણવ્યું છે, તેમાં શું શ્રીકૃષ્ણના મુખારવિંદરૂપ શ્રીમહાપ્રભુનું વર્ણન નથી આવતું ?

૫૧. છે તો પોતે નિગમ–વેદથી અગમ્ય નહિ જણાય તેવા તથાપિ निगमप्रतिपाद्यं यत् એ શ્રીગુસાંઇજીની આજ્ઞા પ્રમાણે વેદપ્રતિપાદ્ય પણ છે. શ્રીકૃષ્ણના મુખકમલના અધિષ્ઠાતા અગ્નિ तस्मादग्निरजायत એ વેદ વાક્યાનુસાર. તે જ શ્રીવલ્લભમુખારવિંદની કાંતિ તે જ અગ્નિ અને તે જ શ્રીવલ્લભ પ્રભુ.

૫૨. જે શ્રીજી–જગતના પ્રિય છે, અને સર્વના જીવનાધાર છે, તેમનું પણ મન શ્રીવલ્લભમાં નિત્ય લોભાયલું છે.

૫૩. સ્પષ્ટ છે. વ્રજપતિ શ્રીકૃષ્ણને.

૫૪-૫૫. સર્વ જીવને નામ આપ્યાં, એટલે "શ્રીકૃષ્ણઃ શરણં મમ" એ અષ્ટાક્ષરનું દાન કર્યું, અને પ્રભુનું વચન પણ ગાયું, તે જ અષ્ટાક્ષરની જ સાથે શ્રીવલ્લભનામ પણ અપાયું છે, એક શ્રીઠાકુરજીનું જ નામ અપાયું

શ્રીમદ્વિઠ્ઠલવંશ પુષ્ટ ભગવદીય સહુ ભાખ્યું;
શ્રીવલ્લભ સર્વોપરિ નામ દૈવીને દાખ્યું. ૫૬
પૂર્વવચન પણ પ્રમાણ ઉત્તર વચન ન જ્યાં લાગી;
પછી ઉત્તર જ પ્રમાણ, ન ઉત્તર તે થકી ત્યાંલગી. ૫૭
રામાનુજ શ્રીજગન્નાથજી શ્રુતિ હઠ ઝાલી;
સત્યોત્તર વચપૂર્વ વેદવચ જશે શું ખાલી? ૫૮
અરુચિ આવી સુણી પ્રભુજી ગરુડને આજ્ઞા આપી;
નાખ્ય દૂર સહશિષ્ય કહી હરિ નિજરૂચિ સ્થાપી. ૫૯
ત્યમ ગુરૂ અષ્ટાક્ષર દઈ પ્રમાણ રીતિ રાખી;
પછી ગુરૂ શ્રીવલ્લભ જ કહે કરૂણા ગો ભાખી. ૬૦

---

નથી. આ હાર્દ–હૃદયનું રહસ્ય શ્રીઅષ્ટાક્ષરવિવરણના ટીકાકાર શ્રીવ્રજભરણુ દીક્ષિતજી મહારાજે પ્રકાસ્યું છે. તે રહ. . કૃપાના પાત્ર છે, અને બુદ્ધિવિશારદ–પ્રવીણ છે, તે જ સમજ્યા છે, બીજા નહિ.

૫૬. શ્રીવિઠ્ઠલવંશ પુષ્ટ જ છે એમ સર્વ ભગવદીયે ભાખ્યું છે. અને દૈવીને તો સર્વથી અધિક શ્રીવલ્લભનામ જ અધિક છે, એમ જણાવ્યું છે.

૫૭. જ્યાં સુધી ઉત્તર–પછીનું વચન નથી, ત્યાં લગી પૂર્વ વચન જ પ્રમાણ છે, અને ઉત્તર વચન થયા પછી તે ઉત્તર વચન જ પ્રમાણ છે, પરંતુ તે પણ ત્યાં લગી કે જ્યાં લગી ઉત્તર વચન (બીજું) થયું નથી; એ એક નિયમ છે.

૫૮–૫૯. ઉપરના નિયમને દષ્ટાંતથી દઢ કરે છે. શ્રીજગન્નાથપુરીમાં શ્રીરામાનુજાચાર્યજીએ શ્રુતિ–વેદની હઠ પકડી, કે સત્યરૂપ ઉત્તરથી, વેદવચન શું મિથ્યા થશે? આવો દુરાગ્રહ જોઇને પ્રભુને અરુચિ આવી, અને ગરુડજીને આજ્ઞા દીધી કે એને શિષ્ય સાથે દૂર ફેંકી દે. એ પ્રમાણે કરીને પોતાની રુચ પ્રભુએ સ્થાપી.

૬૦. તે જ પ્રમાણે પ્રમાણમર્યાદાની રીત રાખવાને શ્રીગુરુએ અષ્ટાક્ષરનું દાન કરીને વેદાજ્ઞા જાળવી; પરંતુ પછીથી તો કરુણા ગો–કરુણામય વાણીવડે એમજ આજ્ઞા કરી કે, શ્રીવલ્લભ કહો. શ્રીકૃષ્ણઃ શરણં મમ એ પહેલું વચન છે, અને શ્રીવલ્લભ એ બીજું વચન છે, તેથી મુખ્ય શ્રીવલ્લભ નામ જ સમજવું.

ગુરૂના ઉત્તર વચનતણી પુષ્ટિ કરી શ્રીજી;
તદપિ પૂર્વ હઠ ધરે જાય ગુરૂ ગોવિંદ ખીજી. ૬૧

કુલનિકંદનં અઘ ધર્મ ન અડયું હરિ આજ્ઞાપાળી;
હરિ કહ્યું કર્યું ન, 'નરકુંજર' કહી અંગુલિ ગાળી. ૬૨

જેને આળસ થાય રીત એ તેની ભાખી;
બીજા સહુને પ્રમાણુ રીતિ રહેવી રાખી. ૬૩

શ્રીગુરૂ વહાલા ઘણા તેથી રાધાવર રાજી;
પ્રભુ પ્રિય અતિ, ગુરૂગૌણુ, તેથી જીતાય ન બાજી. ૬૪

હરિ રૂઠે ગુરૂ રાખે ગુરૂ રૂઠતાં ન કોઇ;
તે માટે ત્યમ કરવું જેમ શ્રીગુરૂ રૂચિ હોઈ. ૬૫

---

૬૧. ગુરુશ્રીના ઉત્તર પછીના વચનને શ્રીજીએ પણ પુષ્ટિ આપી, તથાપિ જો પહેલું જ વચન હઠ કરીને પકડી રાખે તો ગુરુ અને ગોવિંદ ખીજી જાય–નારાજ થાય.

૬૨. યુધિષ્ઠિર રાજાને સમગ્ર કૌરવકુલને સંહાર કરવાનું પાપ ચોટયું નહિ, કેમકે તે કાર્ય પ્રભુની આજ્ઞાથી જ કર્યું છે, પરંતુ પ્રભુની આજ્ઞા પ્રમાણે નહિ કરતાં ધર્મનું અભિમાન રાખીને नरो वा कुञ्जरो वा કહેવા ગયો, તો પાપ લાગ્યું અને હિમાલયમાં એક આંગળી ગળી ગઇ.

૬૩. જે માત્ર દૃઢ વિશ્વાસવાળા હોય, ચાતકવૃત્તિના હોય, તેને માટે એ રીત છે, બાકી બીજા વેહીયાઓ માટે તો વેદમાર્ગની પ્રમાણની રીતમાં જ રહેવાનું કહ્યું છે.

૬૪. ગુરુને અધિક માનવાથી પ્રભુ રાજી રહે છે. પ્રભુને પ્રિય માને, ગુરુને ઉતરતા માને તો બાજી જીતાવી મુશ્કેલ છે.

૬૫. સ્પષ્ટ છે. पद्मपुराणे–हरौ रुष्टे गुरुस्त्राता गुरौ रुष्टे न कश्चन ॥ तस्मात् सर्वप्रयत्नेन गुरुमेव प्रसादयेत् ॥ આ શ્લોકનો અનુવાદ. રુચિ–કૃપા–અનુગ્રહ.

જેને વશ હરિ તેની સિફારસનું બળ મોટું;
તેવણ કોટિ પ્રયત્ન કરો, તે બળ અતિ છોટું. ૬૬

કશું ન કરવું પડે હોય, ગુરૂ શુ દૃઢ ભરોંસો,
તેમાં સહુ સાધન, રજે રાખવો ન સાંસો. ૬૭

સમોહી ગુરૂ રામ, લોભી તે વામન જાણો;
ક્રોધી ગુરૂ નૃસિંહ, કામી તો કૃષ્ણ પ્રમાણો. ૬૮

જો ગર્વી તો પરશુરામ માત્સર્ય વ્યાસજી;
પણ ન ચળે હરિભાવથકી તે સત્ય દાસજી. ૬૯

---

૬૬. જેને પ્રભુ વશ હોય તેની સીફારસનું બલ મોટું હોય જ તેમાં આશ્ચર્ય શું ? તેની સિફારસ વિના કોટિ પ્રયત્ન કરતાં પણ જે બલ પ્રાપ્ત કર્યું, તે ગુરુબલ પાસે ઘણું જ છોટું–તુચ્છ છે.

૬૭. ગુરમાં દૃઢ ભરોંસો–વિશ્વાસ હોય તો પછી તેને કાંઈ સાધન કરવાનાં રહેતાં નથી, તે વિશ્વાસમાં જ બધા સાધનો આવી જાય છે, એમા રજ પણ સાંસો–સંદેહ નથી.

૬૮. ગુરુને સાક્ષાત્ પ્રભુસ્વરૂપ માનવામાં, મોહલોભાદિક જે દોષો ગુરુનાં જોવામાં આવે, તે પ્રતિબંધક થઇ પડે છે, તેથી તેનું રહસ્ય કવિ જણાવે છે. જો ગુરુમાં મોહ જણાય તો શ્રીરામચંદ્ર સમજવા. જેમ તેઓ મર્યાદાપુરૂષોત્તમ છતાં શ્રીસીતાજીમાં અત્યંત મોહયુક્ત થયા હતા. લોભી ગુરુ તો વામનસ્વરૂપ માનવા. ક્રોધી હોય તો નૃસિંહરૂપ જાણવા. કામી હોય તો કૃષ્ણ માનવા. છ દોષ છે, તે છ શત્રુ ગણાય છે, તે છ દોષો જીવોમાં હોય છે. અને પ્રાકૃતાનુકરણ કરવામાટે ગુરુપણ એ દોષોમાંના કોઇ દોષો દેખાડે તો તે તે દોષનો આભાસ જેમાં થાય છે, તેવું ભગવત્સ્વરૂપ ગુરુનું માનવું. નાથાશંકર આ હાર્દ ફળી શક્યા નથી, અને કાંઇ ઉલટો જ અર્થ બાધે છે.

૬૯. સ્પષ્ટ છે. ગુરમાં પૂર્વોક્ત છ દોષ જણાય, તો પણ રામ વગેરે સ્વરૂપની જ ભાવના લાવે, હરિભાવ સિવાય બીજો જે લાવે જ નહિ, તે ખરેખરો દાસ છે, એમ સમજવું.

ગુરૂમાં શ્રીભગવંત સંત આદિ સહુ સેવા;
બ્રહ્મા વિષ્ણુ મહેશ શેષ શકાદિ સુદેવા. ૭૦
ગુરૂ અપરાધે કૃષ્ણદાસ પ્રેત યોનિ પામી;
શ્રીજી દર્શ પણ શ્રીવિઠ્ઠલ તે નવ વામી. ૭૧
શ્રીવલ્લભ શ્રીપુરૂષોત્તમ કો કહે ક્યમ કહીએ?
તેની વાત સ્વલ્પમાં કહું સુણી સંશય દહીએ. ૭૨
શ્રીવલ્લભ શ્રીકૃષ્ણ વસ્તુ શ્રીવિઠ્ઠલ ભાખ્યું;
શ્રીરામરૂપ શ્રીવલ્લભ કપિપતિને દાખ્યું. ૭૩
શ્રીનાથજી સ્વરૂપ પરમાનંદદાસે જોયું;
વળતી નામ નિવેદન લીધું, વિરહ દુઃખ ખોયું. ૭૪

---

૭૦. गुरुर्ब्रह्मा गुरुर्विष्णुर्गुरुर्देवो महेश्वरः। गुरुः साक्षात् परंब्रह्म तस्मै श्रीगुरवे नमः। એ શ્લોકનો ભાવાર્થ. શક્રાદિ-ઇંદ્ર વગેરે.

૭૧. શ્રીકૃષ્ણદાસ શ્રીનાથજીના અધિકારી હતા, તેમના હાથે શ્રી-ગુસાંઇજીનો અપરાધ થયો અને તેથી પ્રેતયોનિને પ્રાપ્ત થયા એમ ભાવાના ગ્રંથોમાં જણાય છે, તેનું ઉદાહરણ આપીને કવિ કહે છે કે, પ્રભુના દર્શન તો પ્રેતયોનિમાં પણ કૃષ્ણદાસને થતાં હતાં, પણ ગુરુકૃપા જ્યાં સુધી થઇ નહિ ત્યાં સુધી મુક્તિ થઇ નહિ.

૭૨. કોઇ કહે છે કે શ્રીવલ્લભને પૂર્ણ પુરુષોત્તમ કેમ કહેવાય? તેનું સમાધાન કરતાં કવિ કહે છે કે, હું તે વાત થોડામાં કહું છું, તેથી તમે સંદેહને બાળી નાંખો.

૭૩. શ્રીવલ્લભ, શ્રીકૃષ્ણ અને શ્રીવિઠ્ઠલ એ ત્રણે એક સ્વરૂપ છે એ તો કહ્યું જ છે. તે સાક્ષાત્ છે, તેમાં પ્રત્યક્ષ પ્રમાણો દર્શાવે છે કપિપતિ —હનુમાનજી.

૭૪. તેવી જ રીતે અષ્ટ સખામાંના પરમાનંદદાસજીને શ્રીમહાપ્રભુજીના સાક્ષાત્ શ્રીકૃષ્ણ સ્વરૂપે દર્શન થયાં હતાં. તેથી તેમણે શરણ ગમન અને આત્મનિવેદન કરીને વિરહદુઃખ, પ્રભુથી વિખુટા પડ્યાનું દુઃખ ખોયું.

રૂપ દ્વારિકાધિપ પદ્મા રાવળ દરશાવ્યું;
શ્રીવલ્લભ કરૂણાનિધાન કીધુ જન ભાવ્યુ. ૭૫

પાવક પોશભરી ગુરૂ ઘર કૃષ્ણદાસ મેઘન,
મહાપ્રભુ પુરૂષોત્તમ ન હોયતો બળજો મમ તન. ૭૬

દાઝયા નહીં કર કિંચિત ગુરૂપર ગ્લાનિ આવી.
અન્યાશ્રય છોડવ્યો મહાપ્રભુ કરૂણા લાવી. ૭૭

શ્રીગોપીજનવલ્લભ શ્રીહરિ સરસ્વતી નાયક;
અમો જ છું શ્રીમદાચાર્ય શ્રીમુખના વાયક. ૭૮

શ્રીવલ્લભ શ્રીવિઠ્ઠલ વંશ સહિત પરમેશ્વર;
ભાખ્યુ છે બ્રહ્માંડ પુરાણે વ્યાસ મુનિવર. ૭૯

---

૭૫. પદ્મારાવળને શ્રીદ્વારિકાધીશ રૂપે દર્શન દીધાં. શ્રીવલ્લભ તો કરૂણાના નિધાન છે, તે નિજ જનના મનને જે ભાવે છે તે કરે છે.

૭૬–૭૭. કૃષ્ણદાસ મેઘનને પોતાના ગુરુ સાથે વાદવિવાદ થયો, અને ત્યાં શ્રીવલ્લભ સાક્ષાત્ પૂર્ણ પુરષોત્તમ છે એમ ખાતરી કરી આપવાને પોતે પાવક અગ્નિનો–પોસ–ખોબો ભરીને કહ્યું કે શ્રીમહાપ્રભુ સાક્ષાત્ પુરષોત્તમ ન હોય તો મારું શરીર બળજો. જ્યારે અગ્નિથી હાથને દાહ થયો નહિ ત્યારે પોતાના પેલા ગુરુ ઉપર ગ્લાનિ–તિરસ્કાર યુક્ત ભાવના થઈ. એવી રીતે પોતાનું પ્રતાપબલ જ તાવીને શ્રીમહાપ્રભુએ અન્યાશ્રય છોડાવ્યો.

૭૮. શ્રીસુબોધિનીજીમાં પોતે જ શ્રીમુખે આજ્ઞા કરી છે. न यन्वाँ वागधीशाच्छ्रुतिगणवचसा भावमाज्ञातुमीष्टे વગેરેથી શ્રીગુસાંઇ પણ આજ્ઞા કરે છે. શ્રીમુખવાક્ય એ છે કે, अर्थ तस्य विवेचितु नाहि विभुर्वैश्वानराद् वाक्पतेरित्यादि । સરસ્વતીનાયક એટલે સરસ્વતીના નાથ.

૭૯. कृष्णो बुद्धो विठ्ठलेशः कल्कि-दुष्टनिकन्दन. ॥ पूर्णः कृष्णो बुद्धश्चाश परमानन्दविट्ठलः । એ બ્રહ્માંડપુરાણનાં વાકયોને આધારે કવિવર કહે છે.

શ્રીવલ્લભાચાર્ય રૂપે પ્રકટવું છે મારે;
પાદ્મે કૃષ્ણ કહ્યું અર્જુન સમજવું તારે. ૮૦
શ્રુતિ રહસ્ય ગ્રંથ શ્રુતિ " નમો બ્રહ્મણે " જોજો;
શ્રીવલ્લભ મહાવિષ્ણુ કહ્યા છે સંદેહ ખોજો. ૮૧
પ્રકટ પહેલી નરસિંહ મેહેતે ગાઇ વધાઈ;
"શ્રીવલ્લભ શ્રીવિઠ્ઠલ પ્રકટ થશે વ્રજરાઈ. ૮૨
કરશે પ્રકટ પુષ્ટિમાર્ગ ત્યાં જે અનુસરશે;
કેવળ શરણ યાત્રાથી નિઃસાધન ભવ તરશે." ૮૩
પ્રમાણ ઇત્યાદિક અનેક છે ક્યહાં લગી કહિએ?
શ્રીવલ્લભ નહિ કૃષ્ણ કહે તે આસુર લહિએ. ૮૪

---

૮૦. પદ્મપુરાણમાં અર્જુન પ્રતિ પ્રભુએ કહ્યું છે શ્રીવલ્લભસ્વરૂપે મારે કલિમાં પ્રકટવું છે. वल्लभो ह्यग्निरूपः स्याद्विट्ठलः पुरुषोत्तमः । अग्निरूपो द्विजाचारो भविष्यामीह भूतले ।

૮૧. ઉપબૃંહણરૂપ પુરાણોનાં પ્રમાણો કથીને વેદનું પ્રમાણ બતાવે છે. શ્રુતિરહસ્ય નામનો ગ્રંથ કાશીવાળા શુદ્ધાદ્વૈતમાર્તંડકાર શ્રીગિરિધરજીએ કરેલો છે; તેમાં જે જે વેદમંત્રોમાં શ્રીવલ્લભાધીશ્વરનું સ્વરૂપ વર્ણવ્યું છે, તે મંત્રોનું ઉટંકન કરીને તેના અર્થ લખ્યા છે. नमो ब्रह्मणे એ ઋગ્વેદનો મંત્ર છે, તેમાં नमो विष्णवे बृहते करोमि એ છેલ્લા વાક્યમાં બૃહદ્ વિષ્ણુ-મહાવિષ્ણુ-સ્વરૂપે શ્રીમહાપ્રભુને ઓલખાવ્યા છે. આ મંત્રનો અર્થ ઘણો જ સુંદર છે, પરંતુ વિસ્તારભયથી અહિં આપી શકાયો નથી.

૮૨-૮૩. શ્રીમહાપ્રભુજીનાં પ્રાકટ્ય પહેલાં નરસિંહ મહેતે વધાઇ ગાઇ છે. જેમ કે—" શ્રીવલ્લભ વિઠ્ઠલ ભૂતલે પ્રકટીને પુષ્ટિમાર્ગને વિશદ કરશે. જે કોઇ જન શરણ જાશે તેનો વિના સાધને ઉદ્ધાર કરશે. " આ પદ પોતાના નરસિંહ મહેતાના કાવ્ય સંગ્રહમાં છાપતાં 'ગુજરાતી'ના તંત્રી સ્વર્ગસ્થ સા. ઇચ્છારામે જે કાંઈ લખ્યું છે, તેનો સમર્થ પ્રત્યુત્તર રા. તેલીવાલાએ 'પુષ્ટિભક્તિસુધા'માં આપેલો હોવાથી અત્ર તેની ઉપેક્ષા કરી છે.

૮૪. પ્રમાણો તો ઘણાં છે. ક્યાંસુધી કીધા કરીએ? છેવટે એટલું જ કે શ્રીમહાપ્રભુને જે કૃષ્ણ ન જાણે, તે અસુર સમજવો.

મહાપ્રભુ પ્રકટ પ્રતાપ સહજ સહુ શ્રીહરિ દેખે;
ત્યાં પ્રમાણુની ઇચ્છા રાખે જડ મુજ લેખે. ૮૫
પ્રમાણ બલ પુરૂષોત્તમ, શ્રીમહાપ્રભુજીને જાણો;
દીપક વડે દિવાકર દેખે તે જ પ્રમાણે. ૮૬
શુદ્ધ દૈવી જો હોય સહજ મહાપ્રભુ રૂચિ આવે;
આસુરી લખે પ્રતાપ તદપિ તે શરણે નાવે. ૮૭
તેજઃપુંજ મહાપ્રભુ દમલાના ભાઇએ દીઠા;
તોપણ શરણ ન ગયા દૈવી વણ હરિ ન મીઠા. ૮૮
પ્રકટ પ્રતાપ મહાપ્રભુ મેઘન ગુરૂએ જોયો;
તદપિ શરણ ન ગયો આસુરી અવસર ખોયો. ૮૯
નિગમાગમ પુરાણ સુણી શ્રીહરિ વા'લા લાગે,
ત્યમ શ્રીવલ્લભ શ્રીવિઠ્ઠલ પર પ્રીત ન જાગે. ૯૦
શ્રીગોકુલેશ નિજસેવક પ્રત્યે એમ ભાખ્યુ;
શ્રીવલ્લભ શ્રીવિઠ્ઠલ રૂપ ગૂઢ ઘણું દાખ્યું. ૯૧

---

૮૫. જ્યાં પ્રતાપ પ્રત્યક્ષ દેખાતો હોય, ત્યાં શું પ્રમાણ છે એમ પૂછવા નિકળે તેને કવિવર કહે છે કે તે મારા હિસાબે પહેલા નબરનો મૂર્ખ છે.

૮૬. પૂર્ણપુરૂષોત્તમરૂપ શ્રીવલ્લભાધીશને પ્રમાણબલથી જોવા નિકળવું, તે દીવો હાથમાં લઇને સૂર્યને જોવા જવા જેવું ગણાય છે.

૮૭-૮૮. શુદ્ધ દૈવી જીવ હશે, તો સહજમાં જ શ્રીમહાપ્રભુ ઉપર રુચિ આવશે. આસુરીને પ્રતાપબલ તો તેવો જ જણાશે, પરંતુ તે શરણે નહિ જ આવે. દામોદરદાસજીના ભાઇએ શ્રીવલ્લભાધીશ્વરને સાક્ષાત્ તેજસ્સ્વરૂપ જોયા, પરંતુ શરણે ન ગયા. એનું કારણ એ જ કે દૈવી જીવને જ પ્રભુ મિઠા લાગે છે, આસુરીને કદાપિ નહિ.

૮૯. વળી ઉપર કહી ગયલા દષ્ટાંતનો વિચાર કરતાં પણ જણાશે કે કૃષ્ણદાસ મેઘનના ગુરુએ શ્રીવલ્લભાધીશ્વરનો પ્રત્યક્ષ પ્રતાપ જોયો, પરંતુ તે શરણે ગયો નહિ, કેમકે તે આસુરી છે, માટે જ તેણે આવેલો વખત વ્યર્થ ગુમાવ્યો.

૯૦-૯૧. નિગમ-વેદ અને આગમ-શાસ્ત્રો સાંભળીને પ્રભુ ઉપર પ્યાર

કેવળ નિજકરૂણાથી નિજ પ્રીતિ કો પામે;
કે શ્રીજી અતિકૃપા ઉપાય અવર નહિ નામે. ૯૨
"मैया मनोरथ यों करे, यशुमति जाको नाउं;
यह फल दीजे रसिककुं श्रीवल्लभ गुन गाउं" ॥. ९३
" भरोंसो श्री वल्लभ ही कौ राखो;
सघरे काम सरेंगे छिनमें ॥नहींके गुन भाखो ९४
भरोसो दृढ इन चरनन केरो;
श्रीवल्लभनखचंद्र छटाविनसब जगमांझ अंधेरो.॥. ९५

---

થાય, પરંતુ તેવી રીતે કાંઇ શ્રીવલ્લભવિઠ્ઠલમાં પ્રીતિ જાગે નહિ. એ પ્રમાણે શ્રીગોકુલનાથજીએ શ્રીગુસાંઇજીના ચતુર્થ કુમારે પોતાના સેવકપ્રતિ કહ્યું છે. વળી જણાવ્યુ કે શ્રીવલ્લભાધીશ્વર અને શ્રીગુસાઇજીનું સ્વરૂપ સમજવું ઘણું જ કઠિણ છે, કેમકે તે ગૂઢ ઘણું જ ગુપ્ત છે.

૯૨. તે સ્વરૂપ બે ઉપાયથી જ ઓળખી શકાય છે. એક તો પોતે જ કૃપા કરે તો માત્ર કરૂણાબલથી તેને પ્રીતિ ઉદ્‌ભવે. કાં તો શ્રીઠાકુરજીની અત્યંત કૃપા થાય તો શ્રીવલ્લભાધીશ્વર અને શ્રીવિઠ્ઠલનાથજીના સ્વરૂપ ઉપર પ્રેમ થાય. બીજા ઉપાયનું નામ નિશાન ન મળે.

૯૩-૯૪. કીર્તનોનાં પ્રમાણો આપે છે. શ્રીહરિરાયજી આજ્ઞા કરે છે કે, મૈયા–માતા એમ મનોરથ કરે છે, જાકો–જેમનું નામ શ્રીયશોમતિ છે. આ ફલ છે, તે રસિક–શ્રીહરિરાયજીને આપો, તો નિરંતર શ્રીવલ્લભ ગુન ગાઉ. સગરે–બધાં કાર્યો એક ક્ષણમાં સફલ થશે, જો એના જ ગુણો ગાશો તો. વ્રજભાષાના આ પદો નાથારાંકરે અશુદ્ધ છાપ્યાં છે, એટલું જ નહિ પણ તેના અર્થ પણ ગમે તેમ ગબડાવ્યા છે!

૯૫. પ્રાતસ્મરણીય શ્રીસૂરદાસજીના તિરોધાન સમયે કોઇ ભગવદીયે તેમને વિનતિ કરી કે આપે શ્રીઠાકુરજીનાં કીર્તનો તો અનેક ગાયાં, પરંતુ શ્રીવલ્લભાધીશ્વરનું એક કીર્તન ન રચ્યું, તેનું શું કારણ? તે વખતે શ્રીવલ્લભાધીશ્વર સંનિધાનમાં બિરાજતા હોવાથી શ્રીસૂરદાસજીએ ગાયું કે, दृढ इन चरनन केरो भरोसो આ જ ચરણારવિંદનો ભરોંસો છે. શ્રીવલ્લભ ચરણકમલના નખચંદ્રની છટા વિના આખા જગતમાં અંધારૂં જ છે.

वल्लभ श्रीवल्लभ पदरजबिन और तत्त्वदईनाख्यो; इ. ९६
" रे मन श्रीवल्लभ गुन गाय " इ. ९७
" मों को श्रीवल्लभ ही कौ भरोसो " इ. ९८
અષ્ટ સિદ્ધિ નવનિધિ ચોસુક્તિ તેની દાસી;
સહજ સદા શ્રીહરિનો જે કોઇ દૃઢ વિશ્વાસી. ૯૯
પણ તે દૃઢ વિશ્વાસ આવવો ન મળે સહેલો;
તે પામે જેણે સત્સંગ કર્યો બહુ પહેલો. ૧૦૦
દૃઢ પ્રતીતિ પ્રભુ શુ તેને ચિંતામણિ મળિયો;
જે ચિંતવે તે સિદ્ધ અવર તે થકીકો બળિયો. ૧૦૧
મહા પરાક્રમી મૃગપતિ તદપિ ભૂખે મરે છે,
હરિ વિશ્વાસે અજગર વણ શ્રમ ઉદર ભરે છે. ૧૦૨

---

૯૬ થી ૯૮. और तत्त्व इ० બીજા બધા તત્ત્વો દડી-નાખી નાખ્યા છે, મુખ્યતત્ત્વ શ્રીવલ્લભ વર જ જ છે. ઇતર સ્પષ્ટ છે.

૯૯. અણિમા મહિમા વગેરે આઠ સિદ્ધિઓ, મહાપદ્મ પદ્મ વગેરે નવ નિધિઓ અને સાલોક્ય, સાર્ષ્ટિ, સામીપ્ય, અને સારૂપ્ય એ ચાર મુક્તિ ભગવદીયની દાસી છે જેને પ્રભુનો દૃઢ વિશ્વાસ છે તેને સર્વ સહજમાં પ્રાપ્ય છે.

૧૦૦. તેવો દૃઢ વિશ્વાસ જામવો કાંઇ સહેલો નથી જેણે પહેલાં ખુબ સત્સંગ, મહાનુભાવી પ્રભુપરાયણ ભગવદીયોની ટહેલ કરી હોય તેને તેવો વિશ્વાસ પ્રાપ્ત થાય છે.

૧૦૧. પ્રતીતિ-વિશ્વાસ. ચિંતામણિ મળ્યો એટલે જે ચિન્તવે-વિચારે તે થાય. હવે એનાથી બીજું કોણ બલવાન છે ? કે જે ધારેલી મુરાદ પાર પાડે.

૧૦૨. વિશ્વાસનું બલ અને તેનું માહાત્મ્ય બતાવે છે. સિંહ મહાન પરાક્રમી છતાં ભૂખે મરે છે, કેમ કે પ્રભુ ઉપર તેનો વિશ્વાસ નથી, પરંતુ પોતાના બલ ઉપર ઝુઝવા જાય છે. અજગર માત્ર પ્રભુ ઉપર વિશ્વાસ

વ્યર્થ પડયું બ્રહ્માસ્ત્ર ઇંદ્રજિત અપ્રતીત આણી;
દૃઢ વિશ્વાસે ચાતક પીએ સ્વાતિનું પાણી. ૧૦૩.
જેને નામે મુક્તિ તે પ્રભુ દીઠા પાસે;
તદપિ જન્મ મુચુકુંદ એક તે વણ વિશ્વાસે. ૧૦૪
અવિશ્વાસ આવ્યે જનમેજય રહી એક હત્યાં;
સત્તર સત્તર પર્વ સુણ્યે ગઈ પ્રતીત સત્યા. ૧૦૫
પ્રકટ ખંભથી નરહરિ તે પ્રલ્હાદ પ્રતીતે;
દૃઢ પ્રતીત ઉત્પન્ન પ્રથમ પ્રભુ અનન્ય પ્રીતે. ૧૦૬
મૃદા મૂર્તિ રચી દ્રોણની વિદ્યા કિરાત ભણિયો;
દૃઢ વિશ્વાસે નરહરિ ભય પ્રલ્હાદ ન ગણિયો. ૧૦૭

---

રાખીને એક ઠેકાણે બેસી રહે છે, તો તે શ્રમવિના ઉદર ભરી લે છે. તેમાં માત્ર પ્રભુનો વિશ્વાસ જ ફલે છે.

૧૦૩. ઇંદ્રજીતે-રાવણના પુત્રે, હનુમાનજીને બાંધવા બ્રહ્માસ્ત્ર માર્યું, પરંતુ તેના મનમાં એમ થયું કે આવા મોટા વાનરને આવા અસ્ત્રથી કેમ બાંધી શકાશે? એવો અવિશ્વાસ ઉત્પન્ન થતા પહેલાં તે અસ્ત્રથી બંધાયલા હનુમાનજી છુટા થઇ ગયા. સ્વાતિનું-સ્વાતિ નક્ષત્રનું.

૧૦૪. જે શ્રીકૃષ્ણના નામથી અનેક પાપીઓનો મોક્ષ થઇ ગયો, તેનાં સાક્ષાત પ્રકટ દર્શન થયા છતાં મુચુકુંદ રાજાને ફરી જન્મ લેવો પડયો તે માત્ર અવિશ્વાસનું પરિણામ છે.

૧૦૫. જનમેજય રાજાને ૧૮ બ્રહ્મહત્યાઓ લાગી હતી, તેનાં નિવારણ માટે ૧૮ પર્વ સાંભળતાં, ૧૮ પર્વ પૂર્ણ થતાં શ્રીવ્યાસજીની વાત ઉપર અવિશ્વાસરૂપ સંદેહ થયો એટલે એક હત્યા રહી ગઈ, ૧૭ ચાલી ગઇ, એ વાત સત્ય છે.

૧૦૬. પ્રહ્લાદજીના માત્ર વિશ્વાસબલથી સ્થંભ જેવા જડ પદાર્થમાંથી સચ્ચિદાનંદમય નૃસિંહજી પ્રકટ થયા. તેની દૃઢ પ્રતીતિ-વિશ્વાસની લાગણી માત્ર અનન્ય પ્રીતિથી ગ્રથ છે.

૧૦૭. દ્રોણાચાર્યની મૃત્તિકાની મૂર્તિ બનાવીને ભિલ્લ ધનુર્વિદ્યા શિખ્યો.

વિશ્વાસે કરિને વણુશ્રમ બહુ આહાર મળે છે,
નિશિદિન ભટકે શ્વાન ક્ષુધાનલ તદપિ બળે છે. ૧૦૮

કેવળ હરિ વિશ્વાસ, અવર આધાર ન ભાળો,
અતિહાનિ અણું લાભ તદપિ ધની વીમાવાળો. ૧૦૯

શ્રીગિરિશિખર દ્રુમ સદા હરાં હરિને વિશ્વાસે,
વૃક્ષવાટિકા વણુ સિચ્યે સુકે નર આશે. ૧૧૦

સકરખોરને સાકર સાગર મધ્યે આપે,
મલગ ઉદર ભરાય ન તનુ કાપે સંતાપે. ૧૧૧

દૃઢ વિશ્વાસે ગોઠાળ જપતા ગોપાળ ફળિયા,
વિશ્વાસે જાપરો પાણુ પૂજ્યે પ્રભુ મળિયા. ૧૧૨

---

નીચ યોનિ હોવાથી તે વિદ્યા જણાવવાને દ્રોણાચાર્યે ના પાડી હતી. તેમ જ શ્રીનૃસિંહજીના ક્રોધાવિષ્ટ સ્વરૂપ પાસે જતાં બધાને ભય લાગતો હતો, માત્ર પ્રહ્લાદ વિશ્વાસનનથી સમીપમા ગયો હતો.

૧૦૮. વિશ્વાસ રાખવાથી અજગર વગેરે શ્રમ વિના આહાર મળે છે. જ્યારે ઘરઘરના ટુકડા ઉપર વિશ્વાસ રાખતા શ્વાન ક્ષુધાનલ—ભૂખરૂ અગ્નિથી બળે છે

૧૦૯. માત્ર શ્રીહરિ ઉપર વિશ્વાસ રાખો, બીજો આધાર નજરે પણ ન નિહાળો. જો કે તેમ કરતાં ઘણી હાનિ થાય અને નફો થોડો જણાય તો પણ ગભરાવુ નહિ, કેમકે વીમાવાળો બહુ પૈસાવાળો છે.

૧૧૦. ગિરિ—પર્વતના શિખર ઉપરનાં ઝાડો સદા હરાં—લીલા રહે છે, કેમ કે માત્ર તેમને પ્રભુનો જ વિશ્વાસ છે વાડીમાના વૃક્ષો મનુષ્યોની આશા રાખે છે, તો તે સુકાઇ જાય છે.

૧૧૧. સકરખોર નામનુ પક્ષી સાકર ખાઇને જ જીવે છે. અને સમુદ્રમા રહે છે. મલગ—વાંદરા.

૧૧૨. ગોઠાલ બોલતાં ગોપાળનુ નામ માની લઇને પ્રભુ પ્રસન્ન થયા, પરતુ તેના હૃદયમા વિશ્વાસ દૃઢ હતો. જાપરો—પાણુ—એક જાતનો પથ્થર પૂજવાથી પ્રભુ મળ્યા. તે પણ માત્ર વિશ્વાસથી જ.

રામનામ એક સહસ્ત્ર નામ ફળ સતી શિવ ભાખ્યું;
માનીસંગ જમીં અતિ પ્રસન્ન હિય ધરી હિતદાખ્યું. ૧૧૩
વિશ્વાસે કાકાજી નામે હળિયા કેશવ;
સુધર્યું બગડી જાય ઉપજે અવિશ્વાસ લવ. ૧૧૪
શ્રીમહાપ્રભુના વચન વિષે અણુ વિશ્વાસ ઘટયો;
દામોદરદાસની ત્રિયા સુત યવન પ્રકટયો. ૧૧૫
સર્પ ડસે નવ ઢેડ મરે તુલસી વિશ્વાસે;
અવિશ્વાસથી દૂર પ્રભુ વિશ્વાસે પાસે. ૧૧૬
અવિશ્વાસથી સાચે ઔષધ રોગ ન જાયે;
વિશ્વાસે જૂઠી વસ્તુ પણ સાચી થાયે. ૧૧૭
વિશ્વાસે અંતરાય કોટિ જન્મના છૂટે;
અવિશ્વાસ અઘમૂલ કાળ કર્માદિ કૂટે. ૧૧૮

---

૧૧૩. राम रामेति रामेति राम राम मनोरमे। सहस्रनामतत्तुल्यं रामनाम वरानने। એ શ્લોકથી પાર્વતીજી પ્રતિ શિવજીએ કહ્યું છે કે, બીજાં હજારો નામ લો, પરંતુ તેનું ફલ માત્ર એક રામનામથી જ મળે છે.

૧૧૪. કાકાજીના નામથી કેશવ હળીમળી ગયા. જો લવ-લેશ પણ અવિશ્વાસ પેસે તો સુધર્યું બગડી જાય છે.

૧૧૫. શ્રીમહાપ્રભુજીના વચનમાં થોડો સંદેહ પડવાથી દામોદરદાસ છની સ્ત્રીને પેટે યવન-મ્લેચ્છ પ્રકટ થયો. આ વાર્તા ૮૪ વૈષ્ણવોના પ્રસંગમાં છે.

૧૧૬. ઢેડ લોકોમાં કોઇને સાપ કરડયો હોય, તો તેને તુલસીના વૃક્ષ નીચે સુકી રાખે છે. તેથી તેનું ઝહર ઉતરી જાય છે. તે માત્ર તુલસીજીના જ વિશ્વાસનું ફલ છે.

૧૧૭. સાચા-ખરા-ચમત્કારિક ઔષધથી પણ રોગ દૂર ન થાય, જો વિશ્વાસ ન હોય તો.

૧૧૮. કરોડો જન્મના દોષો-પ્રતિબંધો પ્રભુ ઉપરના વિશ્વાસથી નટી જાય છે. અવિશ્વાસ છે, તે જ પાપનું મૂળ છે, તેથી કાલકર્માદિ તેને-અવિશ્વાસીને કૂટે છે.

સાધન બન્યાં અનેક તદપિ વિશ્વાસ ન ધર ફળ;
સાધ્ય પ્રાપ્તિ વિશ્વાસ મહાપ્રભુ કૃપાર્ણવ કેવળ. ૧૧૯

॥ श्लोकः ॥

भक्तिमार्गे कृपामात्रं कारणं परमुच्यते ॥
तेनैव मार्गे सकलं सिद्धिमेति न संशयः ॥ १ ॥
विश्वासेन यथाप्नोति चातकः स्वातिजं जलम् ॥
तथाचेत्कृष्णजलदः स्वानंदं वर्षयिष्यति ॥ २ ॥
एवं विश्वाससद्भावे सर्वमेव भविष्यति ॥
यत परिवृढोस्माकं सर्वं कर्तुं क्षमो मतः ॥ ३ ॥
स हि स्वतः समर्थत्वान्न साधनमपेक्षते ॥
कालकार्यं विलोक्यात्र तदीयानां विशेषत. ॥ ४ ॥
उपायाध्यवसायेन त्यक्त्वा कर्माण्यनात्मनः ॥
हरेः कृपावलंबित्वं प्राप्त्युपाय इहोच्यते ॥ ५ ॥

---

૧૧૯. સાધન ઘણાં કર્યાં હોય તો પણ ફલ પ્રાપ્ત થવાનો વિશ્વાસ ન રાખીશ, માત્ર શ્રીમહાપ્રભુજી, જેઓ કૃપાના અર્ણવ–સમુદ્ર છે, તેને પ્રાપ્ત કરવાને જ વિશ્વાસ રાખ. 'કૃપાણ' પાઠ કલ્પીને નાથાશંકરે અસગત અર્થ કોઠી બેસાડ્યો છે.

૧. ભક્તિમાર્ગમાં પ્રભુકૃપા માત્ર પરમ કારણ છે. તેવી આ માર્ગે સર્વ સિદ્ધ થાય છે, તેમાં કાંઈપણ સશય નથી.

૨. જેમ ચાતકપક્ષી વિશ્વાસથી સ્વાતિનક્ષત્રના જલને મેળવે તેમ જો વિશ્વાસ હશે તો કૃષ્ણરૂપ મેઘ, સ્યામસુંદર જરૂર સ્વાનંદને વર્ષાવશે.

૩. એ પ્રમાણે જો વિશ્વાસ હશે તો તો સર્વ સિદ્ધ થશે. કેમકે અમારા સ્વામી સર્વ સમર્થ છે.

૪. તે સ્વતઃ સમર્થ હોવાથી જીવનાં કરેલાં સાધનોની અપેક્ષા–દરકાર કરતા નથી. વિશેષમાં ભગવદીયોનાં કાલકાર્યને જુએ છે.

૫. એક ઉપાયનો નિશ્ચય કરીને અનાત્માના કર્મોનો ત્યાગ કરીને પ્રભુની કૃપાનું જ અવલંબન કરવું, તે પ્રભુપ્રાપ્તિનો મુખ્ય ઉપાય છે.

હુમાં પંખી પરછાંય થકી નૃપ હોય સહજ નર;
યાં શું ચિત્ર આપ્તિ પ્રભુ કેવળ છાંય ગુરૂકર. ૧૨૦
વણુશ્રમ શ્રીજી મળે મહાપ્રભુ હૃદે ઠસાવે;
જ્યમ માદા મોતી તટ નર વણુ તેડયું આવે. ૧૨૧
એક વસ્તુ ત્રય નામ શ્રીવલ્લભ વિઠ્ઠલ શ્રીજી;
જ્યમ ગંગાધારા ત્રિ નામ વસ્તુ નહીં બીજી. ૧૨૨
હોળી નાગ પંચમી દીવાળી જ્યમ એક વારી;
ત્યમ એ વસ્તુ એક નામ ત્રિ લેવા ધારી. ૧૨૩
શ્રીજી લીલા સમગ્ર લયો એ વિધિ નિરખી;
ખેલવણાં બહુ ભાતી શર્કરા સઘળે સરખી. ૧૨૪
તદપિ મદનમોહનજીની મન મોહની વલ્લભ;
તે વલ્લભ જ્યાં થયા સકળ સુખ તેને સુલભ. ૧૨૫

---

૧૨૦. 'હુમા' નામનું પક્ષી થાય છે, અને તે જ્યારે ઉડે, ન તેની છાયા જેના ઉપર પડે તે રાજા થાય. આ દૃષ્ટાંત ઉઈ કવિઓ ઘણીવાર લે છે, જ્યારે એક પક્ષીની છાયામાં આટલું સામર્થ્ય છે, તો પરમેશ્વરરૂપ ગુરુના કર શ્રીહસ્તની કેવલછાયાથી પ્રભુપ્રાપ્તિ થાય તેમાં આશ્ચર્ય જેવું શું છે?

૧૨૧. શ્રીમહાપ્રભુજીને હૃદયમાં પધરાવે તો શ્રીજી શ્રમ વિના જ મળે. જેમ માદા–સ્ત્રીવર્ગનું પક્ષી મોતીનો ચારો ચરવા તટ ઉપર ગયુ હોય, તે વખતે નર વર્ગનું પક્ષી તેડાવ્યા વિના જ ચાલ્યુ આવે તેમ.

૧૨૨. ગંગાજીના ત્રણ પ્રવાહ છે. સ્વર્ગ મૃત્યુ અને પાતાલ એ ત્રણે લોકમાં વહેંચાઇ ગયલા છે. તેનાં નામો પણ જુદાં જુદાં છે. તેમ જ અત્ર સમજવું.

૧૨૩. નાગ, ફાગ અને દીવાળી એ ત્રણે એક જ વારી–એ કહેવતનું ઉદાહરણ.

૧૨૪. સાકરનાં જ ઘણા ખિલોનાં–રમકડાં બનાવ્યાં હોય, પણ તે નામાકારથી જુદાં જણાશે, બાકી સ્વાદ,–મીઠાશ તો બધે એક સરખી જ અનુભવાશે.

૧૨૫. પોતાના (દયારામભાઇના) સેવ્ય શ્રીઠાકુરજીનું નામ મદન

શ્રીભગવત ઇચ્છાનાં વચન કહું જન સાંભળ;
નિશ્ચલ પર્વતપ્રાય કરી મન સંશયથી ટળ. ૧૨૬
શ્રીવલ્લભ શ્રીવિઠ્ઠલ નામરત્ન જે ગાશે;
તે થકી શ્રીહરિ હૃદય તણું હારદ સમજાશે. ૧૨૭
શ્રીરાધાવર દર્શન પ્રકટ થાય વળી તેથી;
પુષ્ટિપંથનું એ જ મૂળકો અધિક ન એથી. ૧૨૮
શ્રીજી સહુ સહુ વલ્લભ જપ પણ નામ કરે છે;
એ રસ એમના કૃપાપાત્રને હૃદે ઠરે છે. ૧૨૯
શ્રીજી સેવા સ્મરણ સહસ્ર દિન કરતાં જે ફળ;
તે ફળ શ્રીવલ્લભનું એક દિન કરુણા સમજ્ય બળ. ૧૩૦
સ્તોત્રરાજ શ્રીસર્વોત્તમજી જે જન જાપે;
તેને શ્રીજી થોડામાં સ્ફુટ દર્શન આપે. ૧૩૧

---

મોહનજી છે. મનમોહની–શ્રીસ્વામિનીજી તે જેના થાય તેને સર્વ સુખ સુલભ થઇ પડે તેમાં આશ્ચર્ય શું?

૧૨૬. પ્રભુની ઇચ્છાનાં વચન કહું છું તે સાંભળીને, તારા મનને પર્વત સરખું નિશ્ચલ બનાવી દે, અને સંશય ત્યજીને નિશ્ચય કરી લે.

૧૨૭. નામ રત્ન–હૃદયમાં ઉત્કૃષ્ટ નામ તેને જે ગાશે, તેને પ્રભુનું હાર્દ–પ્રભુની ઇચ્છા શી છે તે સમજાશે.

૧૨૮. સ્પષ્ટ છે.

૧૨૯. વણુનામ–અષ્ટાક્ષર અને નિવેદન વિના, શ્રીજી સાથે શ્રીવલ્લભનો જપ કરે છે, પરંતુ એ રસ તો એમના કૃપાપાત્ર વિના હૃદયમાં ઠરતો નથી.

૧૩૦. શ્રીજીનું સેવાસ્મરણ હજાર દિવસ સુધી કરતાં જે ફલ થાય છે, તે જ ફલ શ્રીવલ્લભની એક દિન પ્રાપ્ત થયલી કરુણાથી થાય છે, એનું કરુણાનું બળ–સામર્થ્ય છે.

૧૩૧. શ્રીમહાપ્રભુજીના સ્વરૂપનો પરિચય કરાવનાર શ્રીસર્વોત્તમસ્તોત્ર, સર્વ સ્તોત્રનો રાજા છે. જેમ બ્રાહ્મણોને ગાયત્રી નિત્ય કર્તવ્ય છે, તેમ વૈષ્ણવોને આ સ્તોત્રનો પાઠ કર્તવ્ય છે. સ્ફુટ–સાક્ષાત–પ્રત્યક્ષ, ઇતર સરલ છે.

કેવળ શ્રીમહાપ્રભુ ભજતાં શ્રીજી ન રીસાવે;
વણુ વલ્લભ સમર્પે શ્રીજી મન અરૂચિ આવે. ૧૩૨
રામકૃષ્ણુ પરબ્રહ્મ પ્રકટ માન્યા ભજી ગાયા;
વિભીષણાદિ પાંડવાદિ તે થકી ભક્ત લખાયા. ૧૩૩
રાવણાદિ કૌરવ કર્ણાદિક અપ્રકટ ધાયા;
પ્રકટ અનાદર થકી અસુરકોટિમાં ગણાયા. ૧૩૪
જેનું ઉઘડે ભાગ્ય તેહુને નિશ્ચય આવે;
ઉરમાં આસુર ભાવ હોય તો ભ્રાંતિ ઉપજાવે. ૧૩૫
દૃઢ વિશ્વાસ સહજ પ્રભુનો મન તે જ ભક્ત મણિ;
" संशय आत्मा विनश्यति " ગાયું ગોકુળધણી. ૧૩૬
શ્રીમહાપ્રભુનો ભગ્ન ભરોંસો તે જ અન્યાશ્રય;
સકળ શુભ કૃતિ વ્યર્થ, ઠર્યો તે મહાદોષમય. ૧૩૭

---

૧૩૨. શ્રીજીને ન ભજતા કેવળ શ્રીવલ્લભાધીશના સેવનથી શ્રીજી રીસાતા નથી. પણ તેમને સમર્પ્યા વિના, શ્રીજીને સમર્પે તો પ્રભુનાં મનમાં અરુચિ આવે છે. માટે જ કહેવામાં આવે છે કે " શ્રીમહાપ્રભુજીની કહાનીથી અંગીકાર કરજો.' એમ પ્રભુને વિનતિ કરીને સમપાય છે.

૧૩૩. રામકૃષ્ણુ વગેરે પ્રકટ પરબ્રહ્મસ્વરૂપને સમજીને તેમને ભજ્યા અને ગાયા, તેથી વિભીષણ, પાંડવો વગેરે ભક્તો ગણાયા છે.

૧૩૪. રાવણ, કૌરવ વગેરે પ્રકટ પ્રભુનો અનાદર કરીને અપ્રકટ તરફ દોડયા તો તે અસુર કહેવાયા.

૧૩૫. વિશ્વાસ—દૃઢ નિશ્ચય થવો તેતો જેનો ભાગ્યરાશિ ખુલ્યો હોય તેની વાત છે. હૃદયમાં આસુર ભાવ હોય તો નિશ્ચયને સ્થલે ભ્રાંતિ જ ઉત્પન્ન થાય.

૧૩૬. સ્પષ્ટ છે. अज्ञश्चाश्रद्दधानश्च संशयात्मा विनश्यति એ શ્રીમુખ વાક્યનો ઉપન્યાસ. ગોકુળધણી—શ્રીકૃષ્ણ.

૧૩૭. શ્રીમહાપ્રભુજી ઉપરનો ભરોંસો વિશ્વાસ, ભગ્ન—લુપ્ત થઇ જાય તે જ અન્યાશ્રય, તેમ થવાથી બધી સારી કૃતિ કરેલી ઉપર પાણી ફરી વળે છે ને મહાદોષમય છે.

દૃઢ આશ્રય શ્રીવલ્લભ શ્રીવિઠ્ઠલનો રાખે;
સેવે સમરે શ્રીજી તે અનુપમ રસ ચાખે. ૧૩૮

કળિમા ભકત્યાદિક માર્ગ સહુ છે અતિદુર્લભ;
હરિ શરણાગતિ સુદૃઢ હોય તો તો સર્વે સુલભ. ૧૩૯

શરણાગતિ પણ શુદ્ધ મળવી જીવ કઠિન ઘણી છે;
સઘળી સાંગોપાંગ વસ્તુ શ્રીગુરૂથી બણી છે. ૧૪૦

તેના સંબધથી સવ તે તુજમાં ગુણવી
તેથી પ્રાપ્તિ વિશ્વાસ રાખ્ય તુંથી નથીં બણવી. ૧૪૧

નિજ સાધન બળ કોઇ નથી પામ્યું શ્રીહરિને,
સર્યા સર્વના અર્થ મહત્સંબધે કરીને. ૧૪૨

નગર ગલીનું નીચ નીર પણ મળ્યું ગંગને,
પછી તદ્રૂપ ન થાય દોષ લાગે પ્રસંગને. ૧૪૩

---

૧૩૮. સ્પષ્ટ છે. અનુપમ—ઉત્તમોત્તમ, અલૌકિક, આનંદમય રસ.

૧૩૯. कलौ भक्त्यादिमार्गा हि दुःसाध्या इति मे मतिः એ શ્રીવલ્લભાધીશ્વર આજ્ઞા કરે છે. પરંતુ પ્રભુની શરણાગતિ જો દૃઢ હોય તો બધું સુલભ સમજી લેવું.

૧૪૦–૪૧. શરણાગતિ પણ કરાલ કલિકાળમા શુદ્ધ રીતે મળવી કઠિન છે, તેથી હે જીવ, સઘળી વસ્તુ સાંગોપાંગ ગુરૂથી જ બની છે એવો વિશ્વાસ રાખીને, શ્રીગુરુના જ સંબધથી તે તારામા છે, એવો દૃઢ વિશ્વાસ રાખ. તારાથી કાંઇ નથી બનવાનું.

૧૪૨. પોતાના સાધન બલથી કોઇ પ્રભુને પામ્યુ નથી. મહાન્ પુરુષોના સંબંધથી જ સર્વ અર્થ સર્યા છે.

૧૪૩. ગંગને—ગંગાજીને, गगात्वे सर्वदोषाणा गुणदोषादिवर्णना । गगात्वेन निरूप्या स्यात । એક વાર ગંદુ પાણી પણ ગંગાજીને જઇને મળ્યું, તો પછી તે પોતાના પહેલાના રૂપ—નીચરૂપ ન થાય. જો તેમ થાય તો પ્રસંગ-મહાનના ઉત્તમ સગને દોષ લાગે.

ગ્રહણુ કર્યો નવ તજે મહદ જદપિ અયોગ્ય જન;
દોષ જીવના જોતાં અડે અરદને લાંધવ. ૧૪૪
અજ્ઞપણે જાણે સાધન કશું ન મુજમાં;
શ્રીવલ્લભ સંબધે પૂરણુ સઘળું તુજમાં. ૧૪૫
કુંઠિત કરીશ પ્રતીતિ અધમપણું મનમાની;
અજ્ઞપણે કંઈ ચિંતા પણુ ફળમાં નહિ હાનિ. ૧૪૬
મારૂં સહુ બળ શ્રીગુરૂ છે દૃઢ પડયો ભરોંસો;
શ્રીજી તેના થઇ ચૂક્યા કિંચિત્ નહીં સાંસો. ૧૪૭
સાધન કર્મ કશાં પાંડવમાં જુઓ વિચારી;
કેવળ કુંતીસંબંધે વશ શ્રીગિરિવરધારી. ૧૪૮
વેદવિરૂદ્ધ ઘણાં કારજ પારથથી બનિયાં;
તે ઉલટાં અંતર પ્રીતે પ્રભુ સાધન ગણિયાં. ૧૪૯

---

૧૪૪. તે જ દષ્ટાંત પ્રસ્તુત પ્રસંગમાં ઘટાવે છે. જો અયોગ્ય જન હોય તો પણુ એક વખતે અગીકાર કર્યા પછી મહાન્ પુરૂષો તેને છોડતા નથી. તે જો જીવના દોષો જુએ તો તેમના બિરદને લાંછન લાગે.

૧૪૫. અજ્ઞપણે-મૂર્ખતાથી મહત્સંબંધ તે જ સાધન. સ્પષ્ટ છે.

૧૪૬. પોતાના મનમાં અધમતા લાવીને મને પ્રભુ ફળ આપશે કે નહિ એવો સદેહ ઉત્પન્ન કરીને વિશ્વાસને કુંઠિત કરીશ, ઘટાડીશ, મૂર્ખતાથી ઉચાટ કરીશ, તોપણુ તારો અગીકાર કર્યો છે, એટલે તને ફળમાં હાનિ થવાની નથી.

૧૪૭. જેને એવો વિશ્વાસ જ છે કે મારું જે કાંઇ છે તે ગુરુ જ છે, એવો દઢ વિશ્વાસ જેને છે, પ્રભુ શ્રીજી તેના થઇ ચુક્યા જાણવા. તેમાં ચોરો પણુ સાંસો-સંદેહ નથી.

૧૪૮-૪૯. પાંડવોમાં શું સાધનો હતાં? તેઓએ એવાં શાં ઉચ્ચ કર્મો કર્યાં હતાં? માત્ર કુંતાજીના જ સંબંધથી પ્રભુએ તેમના ઉપર દયા કરી, તે એટલે સુધી કે 'તેઓના' હાથે વેદવિરુદ્ધ ઘણાં કાર્યો, જેવાં કે ગુરુહનન વગેરે, થયાં પણુ પ્રભુએ તેને ઉલટી રીતે સાધન રૂપ ગણી લીધાં.

જે કુળમાં હરિ ભક્ત એક હોય સહુ કુળ તારે;
તે સહુમાં ક્યાં ભક્તિ ? હરિ સબંધ વિચારે! ૧૫૦

સંસ્કાર નહિ વેદાદિક સ્ત્રી શૂદ્ર કહાવે;
તે બ્રાહ્મણ સંબંધ માત્ર બ્રાહ્મણી શ્રુતિ ગાવે. ૧૫૧

અધમ ઉદક સુરસરિત્ સમાન સંબંધ તણે બળ;
ત્રુટી ધાર ગાંગોદ ઠર્યું ધોવાય મૂત્ર જળ. ૧૫૨

ક્ષીર નીર ગોધૂમ કંકર મળી હરિ ગુણ કાગળ,
સમાન હોય સન્માન જુઓ સંબંધ તણું બળ. ૧૫૩

ઉત્તમ અધમ ઉત્તમતા સંબંધ પામ્યે;
શાણા જુઓ વિચારી વસ્તુ સઘળે ઠામે. ૧૫૪

---

૧૫૦. ઉપરની વાતને વધારે સ્પષ્ટ કરે છે. પ્રભુ પોતાના જનનો સબંધ વિચારીને જ કરુણા કરે છે, બાકી બધા કાંઇ પ્રભુપ્રાપ્તિ માટે આ સાધનો કરતા નથી.

૧૫૧. સ્ત્રી શૂદ્રાદિકને વેદાદિક સંસ્કાર થતા નથી, એમ કહેવાય છે, પરંતુ જ્યારે બ્રાહ્મણ સાથે સબંધ થાય છે. ત્યારે તો તે સર્વ થાય છે, એમ શ્રુતિ કહે છેઃ—द्विविधा स्त्रियो ब्रह्मवादिन्य सद्योवध्वश्च। तत्र ब्रह्मवादिनीनामुपनयनमग्नीन्धन स्वगृहे भैक्ष्य च। सद्योवधूनामुपनयनं कृत्वा विवाहः।

૧૫૨. સુરસરિ–ગંગાજી ઉદક–જલ. ગાંગોદક–ગંગાજલ.

૧૫૩. ક્ષીર—દૂધમાં નીર–પાણી મળે દૂધ ગણાય. ગોધૂમ–ઘઉંની સાથે કાંકરા પણ તોળાય, તેમ પ્રભુના ગુણો જેમાં લખાયા છે, તેવા કાગળને પણ પ્રભુસ્વરૂપ મનાય. ઉત્તમ વસ્તુના સબંધથી અધમ વસ્તુને પણ સમાન–તુલ્ય સન્માન મળે છે. એ સંબંધનું બળ છે.

૧૫૪. ઉત્તમતા કે અધમતા તેવા તેવા સબંધથી જ થાય છે. સઘળે સ્થળે તેમ જ છે. તો વિચારીને શાણા લોકો! બોધ લો.

ઉત્તમ વસ્તુ અધમ અતિજ ઉદર દુર્ગંધે,
પુરૂષોત્તમ મળમાસ નામ કેશવ સંબંધે. ૧૫૫

વણુ સંબંધ વરવસ્તુ પ્રાપ્તિ નવ હોયે કોઇને;
સંબંધ બળતજી નિજ બળ દોડે મરે રોઇને. ૧૫૬

એ જ પુષ્ટિપથરહસ્ય શ્રીવલ્લભ શ્રીવિઠ્ઠલ;
એમનું બળ આશ્રય અનન્ય ધર ઇચ્છે નિજ ભલ. ૧૫૭

સાધન ફળ હરિસંબંધથી જ સિદ્ધ છે બાંધે;
તેપણ હરિરૂચિથી જ થાય પથપુષ્ટ ન સંદેહ. ૧૫૮

કેવળ સ્વાચાર્યાભિમાન શ્રુતિયોગ કહ્યો છે;
પુરૂષોત્તમ પ્રાપ્તિ ઉપાય એ સરળ લહ્યો છે. ૧૫૯

---

૧૫૫. ભોજન ઉત્તમ વસ્તુ છે, પરંતુ ઉદરમાંની દુર્ગંધર્. તે જ્યારે ખરાબ થાય છે, ત્યારે ખરાબ કહેવાય છે. તેમ જ પુરુષોત્તમ માસને સર્વ કોઇ મલ માસ કહીને નિંદતા, તે પ્રભુના સંબંધથી ઉત્તમોત્તમ બની ગયો. ઉત્તમ વસ્તુ ખરાબના સમાગમથી અધમ બને છે, જેમ સુંદર અન્ન પેટના સંગથી વિષ્ટારૂપ થાય છે. તેમ જ ઉચ્ચના સંગથી નીચ ઉચ્ચ બને છે, જેમ મલ માસ પ્રભુના અંગીકારથી પુરુષોત્તમ માસ કહેવાયો.

૧૫૬. સંબંધ વિના કાંઇ થતું જ નથી. સંબંધ વિના પોતાનું ડહાપણ ડોળે તો તે રોઇને મરવાનો.

૧૫૭. પુષ્ટિપથનું રહસ્ય એ જ છે. હે જીવ, જો તારું તું ભલ-ભલું કરવા ઇચ્છતો હોય તો શ્રીવિઠ્ઠલ શ્રીવલ્લભનો અનન્ય બલવાન્ આશ્રય કર.

૧૫૮. સાધન અને ફલ માત્ર પ્રભુસંબંધથી જ સિદ્ધ થશે. પ્રભુનો સંબંધ પણ પ્રભુની રુચિથી જ થાય છે, પુષ્ટિમાર્ગની તેવી ટેકી રીત જ છે, તેમાં સંદેહ જેવું કાંઈ છે જ નહિ.

૧૫૯. यस्य देवे परा भक्तिर्यथा देवे तथा गुरौ એ વેદ મંત્રમાં માત્ર ગુરુનું જ અભિમાન મુખ્ય ગણ્યું છે. તેનું નામ જ યોગ અને તે જ પ્રભુપ્રાપ્તિનો પરમ ઉપાય છે.

## ॥ कवित ॥

चिंता काहु बातकी न करनी कहे श्रीवल्लभ,
आसरो अनन्य सहज प्राप्त पुष्ट फल है;
महाप्रभु कृपा पात्र श्रीजी प्रान प्रिय मानें,
करी ले अयोग्य योग्य जद्यपि समल है,
ताहीको पक्षपात अक्षम अपराध क्षमा,
निसाधन निजानंद दे प्रमेय यल है;
श्रीमद् आचार्यजूको दया तुं तो होय रहे,
अनायास अभयदाता ए प्रभु अनल है। १६०

કેવળ કૃષ્ણ જપે ઉર આવી જાય અવિનાશી,
શ્રીવલ્લભ વિઠ્ઠલ સહ રટતાં અચળ નિવાસી. ૧૬૧

(श्रुति) एकाकी न रमते द्वितीयमैच्छत्

---

૧૬૦. ચિન્તા कापि न कार्या એમ શ્રીનવરત્ન ગ્રંથમા શ્રીમહાપ્રભુ આજ્ઞા કરે છે. માત્ર એક અનન્ય આશ્રય હોય, તો સહજમા પુષ્ટિફલ–પ્રભુ સેવા મળે છે. શ્રીમહાપ્રભુના કૃપાપાત્રને સાક્ષાત્ શ્રીજી પણ પ્રાણથી પ્રિય માને છે. જો તે અયોગ્ય હોય તો યોગ્ય બનાવી દે છે. સમલ–દોષવાળો તેનો જ પક્ષપાત–ભક્તનો જ પક્ષપાત. નહિ ક્ષમા કરવા યોગ્ય અપરાધની ક્ષમા કરવી અને તદ્દન સાધનરહિતને પણ પ્રભુના સ્વરૂપાનંદનુ માત્ર પ્રમેય બળથી જ દાન કરે છે. એ શ્રીઆચાર્યચરણનો થઇને હે દયારામ, તું પડ્યો રહે. તે અનલ–ભગવન્મુખારવિંદસ્થિત આધિદૈવિક અગ્નિ–શ્રીવલ્લભ આયાસ–પ્રયાસ વિના જ અભયદાન આપનારા છે.

૧૬૧. કેવલ કૃષ્ણનામ રટતા હૃદયમા અવિનાશી પ્રભુ આવશે ખરા, પરંતુ નિશ્ચલ થઇને નહિ બિરાજે. જો શ્રીવલ્લભ અને શ્રીવિઠ્ઠલ સાથે ભજશો, તો અચલ–નિશ્ચલ–નિરંતર નિવાસ કરશે શ્રુતિ–બૃહદારણ્ય ઉપનિષદમા કહ્યું છે કે, "પ્રભુ પોતે એકલા રમણ કરતા નથી, બીજાને ઇચ્છે છે, ત્યારે બહુરૂપે થાય છે." તેથી જ શ્રીવલ્લભ, શ્રીવિઠ્ઠલ અને સર્વ બાળક સ્વરૂપે થયા છે.

## રસાવલી.

શ્રીજી શ્રીવલ્લભ શ્રીવિઠ્ઠલ બાળક સારા;
માંટ ડોર મઠડીને જેમ કાંઈ સક્કરપારા. ૧૬૨
પૃથક્નામ આકાર વસ્તુ તેની તે ભાળો;
સમજી એમ મનમાંહ્ય દેવી સહુ સંશય ટાળો. ૧૬૩
થયો બ્રહ્મસંબંધ જેહુ વલ્લભસુતદ્વારા;
મુખ્ય સ્વામિની તે તેને બીજાં વ્રજદારા.
પુષ્ટ જીવ સહુ એ વિધિ વિવેક મનમાં ધરશે;
તો સહજે શ્રીજી મળશે સહુ કારજ સરશે. ૧૬૫
જેવું હરિ ગુરૂરૂપ ત્યમ જ વૈષ્ણવનું જાણો;
વણ શ્રમ મહાફળ મળે ઉભયથી અધિક પ્રમાણો. ૧૬૬
વલ્લભ વિઠ્ઠલ એ વકાર આદ્યંત રહ્યા છે;
મધ્યે પણ કૃષ્ણનો મળે વૈષ્ણવ જ લહ્યા છે. ૧૬૭

---

૧૬૨.-૧૬૩. સારા-સર્વ બાલકો-શ્રીગોસ્વામિબાલકો સર્વ એક સ્વરૂપ જ છે. જેમ ઘી, સાકર અને ઘઉંના લોટની માંટ, ડોર, મઠડી વગેરે ઘણી સામગ્રી બને છે, તેમાં ફક્ત નામ જ જુદાં છે, આકાર જુદા છે, વસ્તુ-પદાર્થ તો સર્વમાં એક જ છે, તેમ શ્રીવલ્લભવંશમાં માત્ર નામાકારથી જ ભેદ છે, વસ્તુતઃ તો સર્વ ભગવત્સ્વરૂપ જ છે.

૧૬૪. જે શ્રીવલ્લભવંશના બાલકદ્વારા બ્રહ્મસંબંધ થયો છે, તેને મુખ્ય સ્વામિનીસ્વરૂપ માનવાં, અને બીજાં બાલકો શ્રીવ્રજદારા, શ્રીગોપીજન તુલ્ય સમજવાં. 'બાલક' સંજ્ઞાનું રહસ્ય એ છે કે, જેમ રાજા વિદ્યમાન હોય ત્યારે ગમેતેટલી ઉમરનો પુત્ર પાટવીકુમાર જ કહેવાય છે, તેમ શ્રીવલ્લભપ્રભુ નિત્ય ભૂતલમાં બિરાજમાન હોવાથી, તેમના વંશમાં જે સ્વરૂપ પ્રકટે છે, તે તત્સ્વરૂપ છે, છતાં પણ બાલકસંજ્ઞાથી જ ઓળખાય છે.

૧૬૫. સ્પષ્ટ છે.

૧૬૬.-૧૬૭. હરિગુરુનું સ્વરૂપ બતાવીને વૈષ્ણવનું સ્વરૂપ જણાવે છે. વૈષ્ણવ પણ તેવા જ છે, હરિગુરૂરૂપ જ છે, વધારે શું પણ તે બન્નેથી અધિક

કશું ન સમજ્યો હોય, હોય અતિપ્રિય જો હરિજન;
તેને કશું કરવું ન રહ્યું હરિ પ્રિય સમ લોચન; ૧૬૮
દ્વિદળ મધ્ય અંકુરિ અથવા મંજરી પણ જોજો;
જુગલ રૂપથી એમ જ લલિતા છે ચિત્ત પ્રોજ્યો. ૧૬૯
લલિતા દામોદરદાસજી શ્રીવલ્લભ વલ્લભ.
વૈષ્ણવ તેનો વંશ ભજે દુર્લભ સહુ સુર્લભ. ૧૭૦
મૂળ પુરૂષ સર્વેશ્વર શ્રીજી શ્રુતિ કહ્યા છે;
પણ તે શ્રીવલ્લભ વશ વર્તી સદા રહ્યા છે. ૧૭૧
શ્રીમહાપ્રભુ વણ કૃપા ન તે કોને પણ લાધે;
સાધન ધર્મ અનેક પ્રકાર યદ્યપિ આરાધે. ૧૭૨

---

છે, કેમકે શ્રમ વિના મહાફલને આપે છે. શ્રીવલ્લભનો વકાર તે 'વૈ'માંનો 'વ' સમજવો. વચ્ચે 'ષ્ણ' તે કૃષ્ણનો 'ષ્ણ' લેવો. છેલ્લો 'વ' તે વિઠ્ઠલનો વ નિર્ધારવો. એ ત્રણે મળીને વૈષ્ણવ શબ્દ થાય છે, માટે વૈષ્ણવ ત્રણે સ્વરૂપ સમજવા.

૧૬૮. કાંઈ સમજતો ન હોય, પરંતુ હરિજન—ભગવદીય ઉપર જેને પ્રેમ છે, તેની ટહેલ કરવાને જે તત્પર છે, તેને કાંઇ કરવું રહેતું નથી. તે પ્રભુને પણ નેત્ર સમપ્રિય છે.

૧૬૯—૭૦. દ્વિદલ—બે ભાગ. જેમ ચણામાં બે ભાગ છે, અને તેના વચ્ચે એક અંકુર ફુટેલો હોય છે, તેજ મંજરી પણ કહેવાય છે. તેમ જ સંયોગ અને વિયોગ રૂપ બેદલ જેમાં છે એવા પ્રભુમાં, શ્રીવલ્લભ–વિપ્રયોગ રૂપ હોઇને શ્રીસ્વામિની રૂપ છે, અને શ્રીઠાકુરજી પતિરૂપ છે, એ એની વચ્ચે શ્રીસ્વામિનીજીનાં સખી લલિતાજી જોઇએ, તે અત્ર શ્રીદામોદરદાસજી છે. તે શ્રીવલ્લભના વંશનું જે વૈષ્ણવ ભજન કરે તેને દુર્લભ પણ સુલભ છે.

૧૭૧. મૂલ પૂર્ણ પુરુષોત્તમ તો સર્વેશ્વર શ્રીનાથજી જ છે એમ વેદ વદે છે, પરંતુ તે પ્રભુ પણ શ્રીવલ્લભને આધીન થઇને રહ્યા છે એમ સાક્ષાત અનુભવાય છે.

૧૭૨. શ્રીમહાપ્રભુજીની કૃપા વિના તે કોઇને મળે નહિ. ભલે તેવા સાધનો કરે, ધર્મ આચરે, પરંતુ તેમની કૃપા વિના પ્રભુ મળે જ નહિ.

ચિંતામણિ મોટો પણ જેનો આપ્યો મળિયો;
ત્યારે તે ચિંતામણિ થકી દાતા અતિ બળિયો. ૧૭૩

શ્રીમહાપ્રભુ સ્વતંત્ર પુરુષ શ્રીમુખ સાંભળિયું;
તેમની કૃપા જ્યહાં તેનું ભાગ્ય અતિ બળિયું. ૧૭૪

પુષ્ટ પુષ્ટ ફળ શ્રીવલ્લભ ચરણારવિંદ છે;
તેથી અગ્ર કહે ફળ તે મતિ ભાગ્ય મંદ છે. ૧૭૫

શ્રીવલ્લભ શ્રીવિઠ્ઠલ નામ વસ્તુ અતિભારી;
અંતરગ શ્રીજીને પરમ ભજન અધિકારી. ૧૭૬

---

૧૭૩. પ્રભુસ્વરૂપ ચિંતામણિ મોટા છે, પરંતુ તેના આપનાર જો ન હોય તો તે શા કામનો? તેથી મણિથી પણ મણિના દાતા, તેને ઓળખાવનાર શ્રીગુરૂ જ મોટા છે. 'દાન વડુ કે દાની વડા' એ કડીનો ભાવાર્થ ફરીને અહિં લીધો છે.

૧૭૪. શ્રીમહાપ્રભુજી નર્ય સ્વતંત્ર પુરુષ છે એમ શ્રીમુખે સાંભળ્યું છે. તેમની કૃપા જેના ઉપર તેના બલવત્ ભાગ્યની શી વાત?

૧૭૫. પુષ્ટિ, પ્રવાહ અને મર્યાદા, એ ત્રણેના મિશ્ર ભાવવી નવ ભેદ થાય છે. પુષ્ટિ મિશ્ર પુષ્ટિનું ફલ શ્રીવલ્લભાધીશ્વરના ચરણારવિંદ છે. તેનાથી આગળ બીજું કાંઈ ફલ છે, એમ કહેનાર ખરેખર હીનભાગ્ય લાગે છે.

૧૭૬. શ્રીવલ્લભ અને શ્રીવિઠ્ઠલ એ નામ વસ્તુ અત્યંત ગૌરવવાળું છે. જે શ્રીનાથજીના અંતરંગ છે, તે જ એના ભજનના અધિકારી છે, તેથી જ નામરત્નાખ્ય સ્તોત્રમાં શ્રીગુસાંઈજીના પંચમ કુમાર શ્રીરઘુનાથજી આજ્ઞા કરે છે કે:-શ્રીકૃષ્ણનો અનુગ્રહ જેના ઉપર છે, તે વડે જ જેમનાં ચરણકમલ પ્રાર્થનીય છે, એવા શ્રીવિઠ્ઠલ છે. જેણે જન્મે જન્મે શ્રીગોપાલજીની ઉપાસના કરી છે, તેઓ આ નામરત્નાખ્ય કૌસ્તુભમણિનો સાર જાણવાને અધિકારી છે, આ શ્લોકનો પણ અર્થ નાથાશંકર બિલકુલ સમજ્યા જ નથી.

॥ उक्तंच ॥

श्रीकृष्णानुगृहीतैकप्रार्थनीयपदांबुजः । इत्यादि॰
जन्मजन्म तु गोपालोपासनं यैः कृतं पुरा ॥
नामकौस्तुभसारस्य ज्ञातुं ते चाधिकारणः ॥ १ ॥
श्रीरघुनाथोक्तं

વચન વડાનાં લેઇ સંમતિ સઘળે આપી;
(કહ્યા) એક અનુભવ ગિરા થવા મન સુખ આલાપી. ૧૭૭

મેં મુજ પ્રબોધ થવા આ ગ્રંથ રચ્યો છે;
અવર તેહુને કાજ જેહુને રુચ્યો પચ્યો છે. ૧૭૮

શ્રીગુરૂ ગોપીજનવલ્લભ જેવી મતિ દીધી;
તેવી મેં આ ગ્રંથ તણી રચના છે કીધી. ૧૭૯

ગમ્ય ન પડે અવરને પુષ્ટ સૃષ્ટિનુ જીવન;
ભાવ ઉપજશે તેને જેહ હરિકૃપાપાત્ર જન. ૧૮૦

---

૧૭૭. કવિશ્રી કહે છે કે મહાન્ ભગવદીયો, ગુરુ અને પ્રભુનાં શ્રીમુખના વાક્યો લઇને સંમતિપૂર્વક આ અનુભવની ગિરા-વાણી મનને સુખ થવા માટે આલાપી-કહી છે.

૧૭૮. કવીશ્વર ભગવદીય ગ્રંથનો ઉપસંહાર કરતાં કહે છે કે આ ગ્રંથ મેં મારા મનને પ્રબોધ-અનુભવ સહિત સમજણ થવા રચ્યો છે. બીજુ તેને માટે કે જેને આ ઉત્તમરસ પસંદ પડ્યો છે અને પચ્યો છે.

૧૭૯. ગુરૂરૂપ પ્રભુએ જેવી બુદ્ધિ આપી છે, તેવી આ ગ્રંથની રચના મેં કરી છે.

૧૮૦. પુષ્ટિસૃષ્ટિ-પ્રભુના અનુગ્રહમાર્ગનો જ આશ્રય કરનારી દૈવ સૃષ્ટિનું જીવન કેવાં રહસ્યોથી ભરેલું હોય છે, તે જાણનારા જાણે છે, બીજા જાણી શકતા નથી. તેથી જ જે પ્રભુકૃપાપાત્ર હશે તેને તો આ પદાર્થ ઉપર, ભાવ ઉત્પન્ન થશે જ.

મહારસ સાગર ગ્રંથ સુરચ્યો રસાવલી છંદ;
સજ્જનનું મન સુણી પ્રકાશે પરમાનંદે. ૧૮૧

શ્રીવલ્લભદાસાનુદાસ જન દયારામ છે;
તેણે આ રચના કીધી મન પૂરણ કામ છે. ૧૮૨

આ પુષ્ટિ પથ રહસ્ય ગ્રંથ શ્રવણ વા ગાશે;
સકળ પાપ સંતાપ જશે વાંછિત ફળ થાશે. ૧૮૩

---

૧૮૧. આ ગ્રન્થ મહાન્ અલૌકિક રસનો સમુદ્ર છે, તેથી તેને રસાવલીના છન્દમાં રચ્યો છે. જે દૈવજીવ હશે અને તે જો આ ગ્રન્થ સાંભળશે, તો પરમાનંદપૂર્ણ થશે.

૧૮૨. દયારામ શ્રીવલ્લભના દાસના દાસ છે, તેમણે આ ગ્રંથની રચના કરી છે. તે મનની કામનાને પૂરનારી છે.

૧૮૩. પુષ્ટિપથરહસ્ય નામનો આ ગ્રંથ જે સાંભળશે વા ગાશે તેના સર્વ પાપ તાપ ટળી જશે, એટલું જ નહિ પરંતુ ઇચ્છિત ફલને પણ તે પ્રાપ્ત કરશે.

# ભક્તિવિષયક પદ.

## શ્રીકૃષ્ણ અષ્ટોત્તર શત નામ ચિંતામણિ.

### છંદ ભુજંગ પ્રભાત પદ ૧.

નમો શ્રીગુરુદેવ શ્રીકૃષ્ણસ્વામી, નમો નંદકુમાર સુપર્ણગામી. ૧
નમો શ્રીયશોદાઅસુમીનવારી, નમો શ્રીબલાનુજ આનંદકારી. ૨
નમો રાધિકાનાથ ગોપીશવૃંદા, નમો શ્રીયમુનાપતિ મોદકંદા. ૩
નમો ગોકુલાધીશ શ્રીશૈલધારી, નમો રાસવિહારી શ્રીજીમુરારિ. ૪
નમો કુંજકેલિપ્રિયે રાય દાણી, નમો લાલ ત્રિભંગી, શ્રીવેણુપાણિ. ૫
નમો દ્વારકાધીશ લક્ષ્મી વિહારી, નમો ભક્તત્રાતા મહાક્લેશહારી. ૬
નમો દેવકીપુત્ર આનંદસિંધુ, નમો દુષ્ટ દ્વેષી અતિ દીનબંધૂ. ૭
નમો શેષ શંભુ, સતીનાથ ધાતા, નમો કંસ કેશી રિપુ મુક્તિદાતા. ૮
નમો ધર્મ ગોપ્તા, હતા ભારજક્તિ, નમો શેષશાયી હરિ દાય ભક્તિ. ૯
નમો વિશ્વહેતુ, પતિ કાળ માયા, નમો પૂર્ણ અંશી વિભુ ગર્દરાયા. ૧૦
નમો પુણ્યશ્લોકી, પ્રભુ પૂતનામી, નમો રામરૂપી શુચિ ગુણગ્રામી. ૧૧
નમો દેવ દેવેશ ગોવિંદ વિષ્ણુ, નમો યજ્ઞ યોગેશ ગોપાલ જિષ્ણુ. ૧૨
નમો નરહરિ નાથ નિર્વાણદાયી, નમો ચક્રપાણિ ગદા નીરશાયી. ૧૩
નમો ગોપિકા મિત્ર સુભક્ત લગ્ની, નમો રાધિકારૂપ સિંધુ નિમગ્ની. ૧૪
નમો પુંડરીકાક્ષ, સ્વાનંદ ભોગી, નમો જન્મમૃત્યુજરાદી વિયોગી. ૧૫
નમો ગોપચૂડામણિ શ્રેયકારી, નમો શ્રીજગન્નાથસ્વામી ભવારિ. ૧૬
નમો કોટિ કંદર્પલાવણ્ય શૌરી, નમો પ્રાણજીવન શ્રીત્રાંણીગૌરી. ૧૭
નમો સર્વ શક્તિપતિ નિર્વિનાશી, નમો ઈશ આમોદ શ્રીતેજરાશિ. ૧૮
નમો વ્યાપિવૈકુંઠ આનંદહેતુ, નમો પ્રેમ ક્રીડા સનાતન સેતુ. ૧૯
નમો ગોપતિ કોટિ બ્રહ્માંડ સ્વામી, નમો શ્રીહૃષીકેશ જય અંતર્યામી. ૨૦

નમો આત્મયોનિ, નમો નિર્વિકારી, નમો પરમ ભોગી નમો બ્રહ્મચારી. ૨૧
નમો સર્વસાક્ષી નમો સર્વકર્તા, નમો સર્વભર્તા નમો સર્વહર્તા. ૨૨
નમો બાલમુકુંદ પદ્માવિલાસી, નમો યાદવાધીશ વૈકુંઠવાસી. ૨૩
નમો શ્રીશચંદ્રાવલી ચિત્તહારી, નમો સુંદરાંગી વૃંદાવનચારી. ૨૪
નમો વલ્લભાધીશ વાગીશજ્ઞાતા, નમો વિઠ્ઠલાધીશ પુષ્ટીશ ક્ષાતા. ૨૫
નમો ગોકુલેંદુ રઘુનાથ સીતા, નમો સત્યભામાપતિ કામ પિતા. ૨૬
નમો અક્ષરાતીત અચ્યુત પ્રેમી, નમો શ્રીવૃજાનંદ દાસ સુક્ષેમી. ૨૭
નમો શ્યામ નારાયણાનંદ શક્તિ, નમો કેશવાપાર પ્રાણેશ ભક્તિ. ૨૮
ઇતિ નામ શ્રીકૃષ્ણ આનંદકારી, મનોકામના સર્વ દાતા દુઃખારિ. ૨૯
મહાપાપ સંતાપ કૃત્સુત ભસ્મી, સદાકાલ ગાજે સહુ જસ્મીતસ્મી. ૩૦
મળે પ્રેમભક્તિ વ્રજાધીશ ખામી, સદાકાલ તે વ્યાપીવૈકુંઠવામી ૩૧
કરે પાઠ એ શ્રીહરિજાપ રીઝી, દયાના પ્રભુજી મલે તોપ ભીજી. ૩૨

---

## પદ ૨ જું.

જેના હૃદયમાં અખંડ રસિકરૂપ, તેને કાંઈ નથી કરવું રે,
પૂર્ણ લીલાસહ રાધા વ્રજ ભૂપ, તેને બાકી નથી તરવું રે. ટેક.
જેને દૃઢ આશ્રય શ્રીવલ્લભદેવ, તેને કાંઈ નથી કરવું રે;
વ્યસન કૃષ્ણ મુખ્ય માનસી સેવ તેને બાકી નથી તરવું રે.
લૌકિકવૈદિક તજી શુદ્ધ શ્રીજી શરણ, તેને કાંઇ નથી કરવું રે,
દીનભાવ વિરહતાપ ગિરિ ધરણ, તેને બાકી નથી તરવું રે.
ભજન સર્વાત્મા હરિ ગુરુ સંત, તેને કાંઈ નથી કરવું રે;
દૃઢ પ્રતીતિ પ્રીતિ ગુણગાન ગોપીકાંત, તેને બાકી નથી તરવું રે.
સદા સુમતિ શ્રીકૃષ્ણ નામ જાપ તેને કાંઇ નથી કરવું રે;
ભક્ત દાસ દયા જગત અલગ પાપ, તેને બાકી નથી તરવું રે.
પ્રપંચ વિસ્મૃતિ મતિ કૃષ્ણાસક્ત, તેને કાંઇ નથી કરવું રે;
ત્યાગ તોપ સંગ રંગ કૃષ્ણ ભક્ત, તેને બાકી નથી તરવું રે.

સહજે આત્મ શાંત કર્યો કૃપાનાથ, તેને કાંઈ નથી કરવું રે;
ગુરુ ભગવદીયે ઝાલ્યો હસી હાથ, તેને બાકી નથી તરવું રે.
**આસક્ત** સહજે સહુ કૃષ્ણ કૃપાવડે થાય, તેને કાંઇ નથી કરવું રે;
એનો જીવ પાસે નાં મળે ઉપાય, તેને બાકી નથી તરવું રે.
સહેજે પ્રીતિ વિશ્વાસ પ્રભુ સંગ, તેને કાંઇ નથી કરવું રે;
દયાના પ્રીતમનો જેની ઉપર રંગ, તેને બાકી નથી તરવું રે.

---

## અનન્યાશ્રય.

---

### પદ ૩ જું-રાગ રામગ્રી.

હરિને ભજે વળી અન્ય આરાધે, તે અનન્ય ભક્ત ના કહાવે.
અંતે તો સહાય શ્રીકૃષ્ણ કરે પણ, આગળથી અથડાવે રે; હરિને. ૧
ભજતાં ગોવિંદ કોઇ નવ રહે બાકીરે, મૂળનું પાણી સઘળે પ્રહોંચેરે;
શાખાઓ છાંટે તરુ તૃપ્તિ ના પામેરે, શ્રમ પોહોચે સમજે ત્યારે શોચેરે.
ઘેર ગોવિંદ નંદે અંબા આરાધ્યાંરે, અજગરે ગળીયા પીડા પામ્યારે,
પરિણામે છુટયા તો જ્યારે શ્રીપ્રભુએ છોડાવ્યા, પણ દેવીથી દુઃખ નવ વામ્યારે. હ૦ ૩
અભયાનો આશ્રય કીધો અંબરિષ ભક્તેરે, દુર્વાસાદ્વારા દુઃખ દીઠું રે;
રક્ષણ સુદર્શનરૂપે કૃષ્ણે કર્યું, પણ ક્ષુધા કષ્ટ વર્ષ એક વેઠયું રે. હ૦ ૪
પાંડવના ઘરમા પ્રકટ પ્રભુ વસ્યા પણ,શિવાદિકને સેવ્યાની શ્રદ્ધા મનમાંરે;
કુંતા સબધે કેશવ કષ્ટે ( તો ) ધાયા, પણ વિવિધની પીડા પામ્યા વનમાંરે. હ૦ ૫
એવા ઇતિહાસ ઘણા સ્વરૂપમાં સમજો રે, અન્યાશ્રયે કીધે એવું થાયરે;
બહુ ઘરનો પરોણો જેમ ભુખે મરે પણ, ઓળંભો કોઇને ના દેવાયરે.૬
એક આસક્તિ વિના ચિત્ત નાં ચોરાયરે, સશય ત્યાં લગી સિદ્ધિ શાંનીરે;
કૃષ્ણનો અંશ દયો કૃષ્ણને સેવે, બેના બાલકને આશા બેનીરે. હ૦ ૭

---

## પદ ૪ થું—રાગ સોરઠ.

એવા મુને વહાલા થાઓ વ્રજભૂપ, મારૂં મન મોહ્યું રહે તવ રૂપ. એવા.
જેવો વહાલો લાગે છે મૃગને રાગ, જેવો વહાલો મણિ લાગે છે નિજનાગ;
જેવો વહાલો મધુવ્રત પદ્મપરાગ. એવા મુને૦
જેવું વહાલું મીનને લાગે છે નીર, જેવું વહાલું લાગે છે મંજારને ક્ષીર;
જેવું વહાલું લાગે બિંબ ફલ કીર. એવા મુને૦
જેવો વહાલો લાગે ચકોરને ઇંદુ, જેવું વહાલું ચાતક સ્વાતિ ઘનબિંદુ;
જેવા વહાલા શ્રીગોપીજનને ગોવિંદ. એવા મુને૦
જેવાં વહાલાં જાર પરસ્પર હોય, જેવું વહાલું ભોજન ક્ષુધિતને હોય
જેવું વહાલું મહાતૃષાતુરને તોય. એવા મુને૦
જેવો વહાલો આત્મા પોતાનો સૌ જગત,જેવા વહાલા તમારા નિજભક્ત,
દયા પ્રીતમ દ્યો તેવી નિજ આસક્તિ. એવા મુને૦

---

## પદ ૫ મું—રાગ બરૂઓ.

હરિ હિત કરતાં કદી પાપ, તે પણ ધર્મ રૂપ નિશ્ચે જાણો;
જેમાં ઈશ અનાદર થાય, ધર્મ કરે તોયે પાપ જ પ્રમાણો. તે પણ. ટેક.
હાર્યા વચન વસુદેવ કંસથી, (જે) આપીશું સહુ બાલ;
કર્યો અધર્મ પણ ધર્મ ઠર્યો, વ્રજ પધરાવ્યા ગોપાલ. તે પણ. ૨
નિજ વાયક પાળ્યું નૃપ દશરથ, થયો અનાદર રામ;
દયાનિધિ હરિ માટે સ્વર્ગ પણ, પુરીજન સર્વે સ્વધામ. તે પણ. ૩
અર્જુન અપાપ ગુરુ દ્વિજ હણીયા, રૂચિ કરી પંકજ નેંન;
ક્ષત્રિય ધર્મ સાધ્યો પ્રભુ પીડયા (તો)ભીષ્મ પડયા શરશયન.તે પણ. ૪
ઋષિ પત્નીએ પતિ વચન ઉલંઘ્યું, પ્રભુ પોખ્યા ઠર્યો ધર્મ;
યજ્ઞવિધિ સાધી પ્રભુ દુભવ્યા, તે મુનિનું ઠર્યું કુકર્મ. તે પણ. ૫

ગુરુ ઉલ્લંઘી બલિ હરિ સતોખ્યા, પાપ થઈ ગયું પુણ્ય;
ધર્મ શિષ્ય હિત હરિ અમાન્યથી, અધર્મી ઉશના સુન્ય. તે પણ. ૬
પરમ ધર્મ તે તેજ જાણવો, પ્રભુ પ્રસંન જે વાત;
દયા દયાનિધિ શ્રીમુખ કહ્યું છે, તે વરણ્યું મેં ખ્યાત. તે પણ. ૭

---

## પદ ૬ ઠું.

પ્રભુ પ્રસન્ન થયાની રીત, સુણો કહું શાસ્ત્રનાં વચન વડે,
જેથી સરવે વાતે જીત, દૃઢ વિશ્વાસ વધે સંદેહ ન અડે. શાસ્ત્ર. ૧
અનન્ય દૃઢ આશ્રય એક હરિનો, તજે અખિલની આશ,
હરિ મારૂં સૌ સારૂંજ કરશે, ડગે નહિ વિશ્વાસ... .......શાસ્ત્ર. ૨
દયા સર્વ દેહ ધારી ઉપર, સત્ય વચન સંતોષ;
ઇંદ્રિય શાંત મન શુદ્ધ દીનતા, ગ્રહે ન કોઈનો દોષ........શાસ્ત્ર. ૩
શ્રીકૃષ્ણ શરણ ગ્રહી સર્વ સમર્પે, ભજે પ્રેમે ગુણ ગાય,
દાસ ભાવ હરી ગુરૂ વૈષ્ણવ સમ, નિત્ય સત્સગતમાં ધાય ...શાસ્ત્ર. ૪
કૃષ્ણ નામ મન રસના નિશદિન, વિસરે નહિ ક્ષણરૂપ,
એ થકી શીઘ્ર પ્રસન્ન દયા પ્રીતમ, રાધાવર વ્રજ ભૂપ ... ...શાસ્ત્ર. ૫

---

## પદ ૭ મું–લાવણી.

સાભળીએ સહુ સજ્જન કહું એક શીખામણ ખાસી,
હેજી હે એક એક શિખામણ ખાસીરે, જેથી ચિતા ચિંતા જાય નાસી.
પુરૂષ સકલ હરિદાસ થજો, સ્ત્રી સર્વે થજો પ્રભુ દાસી,
હેજી સ્ત્રી સ્ત્રી સર્વ થજો દાસીરે, થાય નહીં જેમ જગમાં હાસી.
મદ પાખંડ થકી અળગાં રહી સતસંગે વાસી;
હેજી હે સતસંગે વાસી રે, દુષ્ટ અહીં અહીં લહી રહેવું ત્રાસી.
સત્ય મને શ્રીકૃષ્ણ સેવજો થઇને દૃઢ વિશ્વાસી;
હેજી હે થઇ થઇ દૃઢ વિશ્વાસી રે પ્રભુના અનન્ય ઉપાસી.

સર્વ વસ્તુ શ્રીહરિને અરપી, થવું હરિ સુખ અભિલાષી;
હેજી હે હરિ હરિ સુખ અભિલાષીરે, ભલું કરશે સહુ અવિનાશી.
કહેશો દૃઢ વિશ્વાસ રહે કેમ ? છીએ અમો સંસારી;
હેજી હે છીએ છીએ અમો સંસારી રે, મન ભટકણના અધિકારી.
તો પ્રતીતિ આવ્યાની વિધિ સુણો હું કહું વિસ્તારી;
હેજી હું હું હું વિસ્તારીરે, યુક્તિ અંતર દેઉં ઉતારી.
અસન વસન ચિંતા હોય સૌને, પણ વૈષ્ણવ ના ધરશો;
હેજી હે પણ વૈ. વૈષ્ણવના ધરશોરે, ભજન ભૂલીના. અવર (કાંઇ) કરશો.
તુરત પરીક્ષા કરે કૃષ્ણ કદી, પણ મન ભય મા આણો;
હેજી હે પણ મન મનભય મા આણોરે, હાડ નહીં જાય હરિ જાણો.
વિશ્વંભર પ્રભુ બિરદ સદા, તે કેમ દાસ જશે ભૂલી ?
હેજી કેમ કેમ દાસ જશે ભૂલીરે ભરોંસો રાખી ફરો ફૂલી.
જુઓ અજગર શો ઉદ્યમ સાધે, વિશ્વાસે દિન કાપે;
હેજી વિશ્વાસે વિશ્વાસે દિન કાપેરે, અહાર હરી તેને પણ આપે.
સક્કર ખોર સિંધુ મધ્ય રહે, તેને નિત્યે સાકર ખાવી;
હેજી હે નિત્યે નિત્યે સાકર ખાવીરે, વિચારો ત્યાં ક્યાંથી આવી.
ગિરિશિખરે દ્રુમ રહે નવ પલ્લવ, કોણ સલિલ ત્યાં સિંચે;
હેજી હે કોણ કોણ સલિલ ત્યાં જઇ સિંચેરે. સુકે વાટિકા વૃક્ષ નીચે.
ઉદ્યમ કરતાં આજ આવડચો, ડાહાપણ મનમાં વ્યાપ્યું;
હેજી હે ડાહાપણ ડાહાપણ મનમાં વ્યાપ્યુંરે, પ્રકટતાં પય કોણે આપ્યું?
કર ઉદ્યમ કલ્પના ટાળવા, શ્રીહરિ માથે રાખી;
હેજી હે શ્રીહરિ હરિ માથે રાખીરે, મૂકી મન ગર્વ થવું સાખી.
વણ ભોગે પ્રારબ્ધ દેહનું છુટે એમ કોણ કહેશે;
હેજી હે એમ કોણ કહેશેરે, દેહકેમ અહાર વિના રહેશે.
એમ શૃંખલા અનુસંધાને મુકી પ્રભુ ભરવી;
હેજી હે મુકી મુકી પ્રભુ ભરવીરે, ફિકર ક્યાં રહી અમારે કરવી ?

શન્ય ભાગ્ય પણ સફલ થાશે, હરિ ભજ દૃઢતા રાખી,
હેજી હે હરિ ભજ હરિ દૃઢતા રાખીરે, સુદામો એ વાત સાખી.
અયોગમાં પણ મેલે પણ યોગ, વિશ્વાસે શ્રીગિરિધારી.
હેજી હે વિશ્વાસે વિશ્વાસે ગિરિધારીરે, અનાવૃષ્ટિ ચાતક વારી.
સાચું હોય તે પણ થાય જુઠું આપણી અણુ પ્રતીતે,
હેજી હે આપણી આપણી અણુપ્રતીતેરે, કર્યું બ્રહ્માસ્ત્ર ઈંદ્રજીતે.
અણુ વિશ્વાસે ઉત્તમ ગુણુકર ઔષધ પણ નવ આવે,
હેજી હે ઔષધ ઔષધ પણ નવ આપે રે, નવ ગ્રંથ જુઠુ આલાપે.
કોઇ એક ઠારે લાભ થાય પણ ત્યાં પ્રભુ પ્રેરક ધારો,
હેજી હે ત્યા પ્રભુ પ્રેરક ધારોરે, એને કર દોરી સંચારો.
હાનિ ઉદ્યમે સહજ પ્રાપ્તિ પડે હરિ સત્તાએ કહેવી,
હેજી હે હરિ હરિ સત્તા કહેવી રે, વ્યર્થ ચિદ હુ પદ ગ્રથિ વહેવી.
આ દૃષ્ટાંત વિચારી સમજી લાવણી જે ગાશે,
હેજી હે લાવણી લાવણી જે ગાશેરે, પરમ સુખ તેને મન થાશે.
દાસ દયાના પ્રીતમ ભજતાં નહીં કોંઈ રહે ખામી,
હેજી હે નહીં કાંઇ રહે ખાંમીરે, અજાણ્યા નથી અંતર જામી.

---

## પદ ૮ મું—રાગ લલિત.

નિર્ભય થાનેરે મનવા, મૂક મૂરખતા તારી,
અઢલક ઢલીયા શ્રીજી તુજને, શે ના જોય વિચારી. નિર્ભય ૧
જોને પુષ્પ માળ શ્રીકંઠ તણી, શ્રીદ્વારિકેશે તુને આપી,
સહુ જન છુટી તુજને આપી, નિજ સેવકે આલાપી. નિર્ભય. ૨
વિનતિ સુણી પ્રભુ ચક્ર સુદર્શન તુજ રક્ષણુને આપ્યું,
અમ્બરીષની પેર સમજજે હરિ ઇચ્છા આલાપ્યુ. નિર્ભય. ૩
આપ્યું કમળ કૃપા કરી વિનતિ, સુણતાં શ્રીજીએ તુજને,
એને પરમ અનુગ્રહ કે નહીં ? કહે સુગ્ધ તું મુંજને. નિર્ભય. ૪

ચંદ્રહાસને વિષ કરી વિષયા, સહજમાં સૌ સુખ આપ્યું,
શ્રીનાથજી દયાના પ્રીતમ, સત્ય કરી દુઃખ કાપ્યું. નિર્ભય. ૫
શ્રીવલ્લભ કુળ નિજ રૂચિવર, દીધો અધરામૃત આપી,
રૂક્મિણી તુલ્ય કરીશ તું સેવા, આત્મારામે આલાપી. નિર્ભય. ૬
શ્રીગુરૂપદ શિર ધરી નિજ ભાખ્યો, ભવના પાપ સહુ ખોલ્યા,
મેં તો પુષ્ટિનો અંત જન્મ તુજ, મારી દોષ કહી ડોલ્યા. નિર્ભય. ૭
તું તે પ્રાણનિજ મહાપ્રભુ બોલ્યા, અમલ વાણી કહી ફરીને,
ધાર્યું છે તે સિદ્ધજ કરજો, બોલ્યા કરૂણા કરીને. નિર્ભય. ૮
નિજ ઇચ્છાથી શ્રીગોકુલ પતિ, શિર કર દઈ વર દીધો,
ત્રિલોકમાં તુજને ન કો ઝીતે, મહાઅનુગ્રહ કીધો. નિર્ભય. ૯
શ્રીજીમાં ચિત્ત અખંડિત રહેશે, ચિંતા સકળ પળાશે,
શ્રીદ્વારિકેશ્વર શ્રીજી વાતો કરશે, સશય સર્વે જાશે. નિર્ભય. ૧૦
ફરી નથી અવતરવું સુણ મારા થા અખંડ ગોકુલવાસી,
શ્રીસ્વામિની મંદિર ઉર તાહરૂં શિર કર ધરિ કરી દાસી. નિર્ભય. ૧૧
શ્રીપુરૂષોત્તમ નિજ રૂચિ બોલ્યા કદા ન રહેશો ત્રાસે,
કર્તવ્ય કશું તારે છે નહિ રહો પ્રભુ દૃઢ વિશ્વાસે. નિર્ભય. ૧૨
ઇત્યાદિક કરૂણા શ્રીજીની શ્રીવલ્લભ બળે લે જોઈ,
તે આગળ તુને વિઘ્ન કરવાને સમર્થ છે નહીં કોઈ. નિર્ભય. ૧૩
હરિ કરૂણાનો ગર્વે ન ધરવો રહેવું દીનતા રાખી,
તદુપરાંત બને હરિ ઇચ્છા એ વિવેક શ્રુતિ સાખી. નિર્ભય. ૧૪
છે ભગવાન હરિ ઈશ્વર છે, જેમ રાખે તેમ રહેવું,
તેમને જેહ ગમ્યું તે સારૂં જે પાડે તે સહેવું. નિર્ભય. ૧૫
સહુ કરવા સમર્થ શ્રીજી પણ નિજન અહિત ન થાય,
દયા રાખ્ય વિશ્વાસ સદાં સૌ સારૂ કરશે વ્રજરાય. નિર્ભય. ૧૬

---

## પદ ૯ મું-રાગ આસાવરી.

શ્રીજી સાંભળજો એક વિનતિ છે મારી,
શ્રીવલ્લભ શરણાગત સંબંધ વિચારી.
સમર્થ છો સ્વતંત્ર છો કાંઈ કહેતાં ન ફાવું,
અપરાધી પણ ગુરૂ સોંપ્યો વિનતિને આવું,
પુષ્ટિ પથ પ્રભુ કર સાહ્યો કરૂણા બલ તારો,
મર્યાદા રીતે કરણી જોઈને તે ન્યાયે શું મારો,
નિજનો લહીને કર ગ્રહ્યો નિજનો તો વિચારો,
બુદ્ધિ પ્રેરક છતાં અનુચિત કરૂં ત્યાં કેમ ન વારો.
કરતાં વારો કે કરવા દો તો ના ગણુશો,
અઘટિત દેખાશે કરવા દેશો ને હણશો.
અણગમતું તમને મુજને તે કરવું ના ભાવે,
જો તેવી મતિ દો તો દહાડો દુઃખનો શીદ આવે ?
આપ પ્રસન્ન જે કીધે તે કૃતિ મુજથી ના થાય,
તે બુદ્ધિ આપો તો સહેજ સહુ સુધરી જાય,
કામ ક્રોધાદિક રિપુ મુજ હૃદયથી ટાળો,
આપ વસીને સદા ત્યાં ચિંતા કલેશ સહુ બાળો.
માયા સુખ મોહ જાળ કાળ કર્મને ફાંસી,
નિજ કરૂણા વિણ નહીં તુટે જનની જગ હાંસી,
ફરી ફરી એ માગું મુજ મતિ તમમાં રહો લોભી,
મલીન ના થાય કદા વૈષ્ણવતા રહે શોભી.
મોટા છો માનો તો ફલ નહીં તોએ લવરી,
આપ માન્યાથી મોટી મુનિ સહુથી શબરી.
આપ માન્યાથી ઘેલું ડાહ્યું કહેવાય,
આપ કરૂણાથી અવળું સવળું થઈ જાય.
આપ ઇચ્છાએ જે પાડો છો તે સહું છું,

દુઃસહ દુઃખ નથી સહેવાનું ટટળીને કહું છું.
આપને ગમતી હોય કૃતિ તો કરાવો,
પણ એ યાચું અપરાધ થકી તો બચાવો.
પ્રપંચ વિસરાવી દો નિજમાં આસક્તિ,
દોય પ્રેમ લક્ષણ પુષ્ટિ પથ સાચી ભક્તિ.
શ્રીગોવર્ધન ધર દયા પ્રીતમજી શ્રીજી,
વિજ્ઞપ્તિમાનો મારે ઓથ ના બીજી.

---

## પદ ૧૦ મું-રાગ કેદારો.

ભાવી સમજ્યા તદપિ, સુમન સમર્થ ન કો, શ્રમ પડે શીશ ભાવી ન ભૂલે;
શાણા શાંતિ ગ્રહે; મૂર્ખ મિથ્યા મથે, થાય થવાનું નિદાન ડુલે. ભા. ટેક.
સુર વાણી સુણી ક્લેશ કંસને બહુ થયો, કર્મ પ્રયત્ન કરી કરીને હાર્યો;
પાપમાં પચી ગયો ધર્મશોધી થયો, નંદનંદનજી નિદાન માર્યો૦ ભા.
ભાવિભય ભાંજવા, બાણાસુર બહુ મથ્યો, પુત્રીને એકલી સ્થંભે ચઢાવી;
તદપિ અનિરૂદ્ધ વર્યો હસ્ત છેદ્યા હરિ, શિવ વચન નાં મર્જ્યું નિપજ્યું. ભા.
દુષ્ટમતિદ્વિજમુખથી ભવિષ્યસુણીનેભ્રમ્યો, ચંદ્રહાસનેદમ્યો થવું ન મટિયું;
વિષનીવિષયા કરી નૃપસુતા પણ વરી,નૃપ કર્યો જન હરિ વિઘ્ન વટીયું.ભા.
વ્યાસ વદનથી સુણ્યું ભવિષ્ય જનમેજયે, યજ્ઞ નહિ કરૂં કહ્યું તદપિ કરીયો;
અષ્ટાદશ બ્રહ્મ હત્યા મુનિ કહી મળી, ચેતે પણ અર્થ એકો ન સરીયો.ભા.
નિજ પરાજ્ય સુણિયોરાવણ સુયોધને, તદપિશ્રમ કરી મૂઆ ભાવિટળવા;
ગુરુ વચ ના ગણ્યું બનવાનું તે બન્યું, સહુને આશાશ્રમે સુખ મળવા. ભા.
નારીનો નર કર્યો સુધુમ્ન વસિષ્ઠે તદપિ તે નારી થઇ ભાવિ ફળીયુ ?
વળી મુનિ તપ બળે ઓપુરૂષ પ્રતિપક્ષ એમજ થાવું હતું થઇને ખળીયું.ભા.
એવા ઇતિહાસ બહુ સ્વલ્પમાં સમજી લો હરિ ઇચ્છા ફરવા કોન બળીયું;
તદપિ જડ જીવનો શોચ શમતોનથી. દયા પ્રીતમ ચરિત્ર ના જાય કળીયું.ભા.

---

## પદ ૧૧ મું.

નથી જીવને ભવિષ્યનું જ્ઞાન, હરિજન હિતજ કરે,
વણુ સમજે શોચ અજ્ઞાન, આગળ અર્થ સરે. ટેક.
ઉર્વશી દ્વાર અર્જુન વ્યંઢળ, થાજો શાપ કામે આવ્યો રે,
ગુપ્ત રહ્યા એક વર્ષ પાર્થ ત્યાં ઉપયોગી તે આવ્યો. હરિ. ૧
સર્પ હણી મુનિ કંઠે ભરાવ્યો, જો એ મતિ ના ઉપજાવત રે,
રાજ્યાસન તજી શ્રીમુખ ભાગવત, શ્રવણુ સમય ક્યાં આવત ? હરિ. ૨
કરકોટક નાગે નલને, કરડી કુરૂપ કરી દીધોરે,
અતિ રૂપાળો ગુપ્ત રહત કેમ ? હરિએ એ ગુણુ કીધો. હરિ. ૩
જો મનોવ્યથા નાં વ્યાસને ઉપજત તો કમે પ્રીત કેમ વામતરે,
નારદ દ્વારા પ્રેમ લક્ષણુા કહો ભક્તિ કેમ પામત ? હરિ. ૪
વૃન્દાને છળી સત્યચુકાવી, મનમાં તે અતિ દુઃખ પામીરે,
એમ ન થાત તો ત્રિલોક સુંદર, શ્રીજી મળત કેમ સ્વામી ? હરિ. ૫
જો જ્ઞાન ગર્વ ના ઉદ્ધવ ઉપજત, તો વ્રજમાં શીદ જાત રે ?
પરા ભકિત કેમ પામત ? હરિ વલ્લભાદર્શ કેમ થાત. હરિ. ૬
અભયાશ્રય અમ્બરીષ નૃપને, જો ન કદાપિ જાગત રે,
અનન્ય ભક્તિ કયહું ના પામત દુર્વાસા ગર્વ નાં ભાગત. હરિ. ૭
ચિત્રકેતુને સુત શોક ન ઉપજત, તો નારદ ગુરૂ ક્યાં પામત ?
સાક્ષાત હરિ દર્શ થાત નહી, ભવનો કલેશ નાં વામત. હરિ. ૮
રોમ હર્ષથી શાપ લુશંડી, મુનિ પામ્યા હરિ જુકિતરે,
નહીં તો માયા કાલ તરત કેમ ? પામત મહાભક્તિ ? હરિ. ૯
નંદદાસને સ્ત્રી મોહ ન ઉપજત, તો શ્રીગોકુલે કેમ આવત રે,
પ્રત્યક્ષ પુરૂષોત્તમ ક્યાં દેખત ! ભક્તિ ભક્તીશ કેમ ભાવત ? હરિ. ૧૦
ખોટું શ્રીફળ ખોટો રૂપૈયો, ચિત સ્વામીનાં લાવત રે,
તો શ્રી પુરૂષોતમ કેમ પામત ? સંદેહ કોણુ છોડાવત ? હરિ. ૧૧
ગોપીજન મન ગર્વ ન ઉપજત, તો વિરહતાપ ન થાતરે,
પરા પ્રેમ લક્ષણુા ભક્તિ, હરિની કેમ હૃદયે સમાત. હરિ. ૧૨

તુલસીદાસને સ્ત્રી કઠણ વચન વિણ, સુણો મોહ નાં જાતરે,
કયાંથી ભક્તિ પામત શ્રીરઘુપતિની પ્રકટ દરશ નાં થાત. હરિ. ૧૩
બિલ્વમંગળે ચિંતામણિ કટુ વચન સુણ્યુ દુ:ખ લાગ્યું રે,
જપ વૃંદાવન વ્રજપતિ સમર્યાં થયું દરશ દુ:ખ ભાગ્યું હરિ. ૧૪
કોઈ કહેશે દુ:ખવણ સુખ આપે, તો શું હરિથી નાં અપાય રે,
પણ હરિનું હિત જગત ન જાણે, ભવ તરવા શું ગાય. હરિ. ૧૫
કોઈનો કલેશ સહે નહિ કેશવ તો હરિજનનું દુ:ખ કેમ ભાવે રે,
પણ છે અકલ અટપટી લીલા, કશું સમજ્યામાં આવે. ૧૬
જેમાં તાહરૂ ભલું હશે તે, વિનતિ વિના હરિ કરશે રે,
દયા તુને શ્રીવલ્લભે સોંપ્યો, કહે હરિ કેમ વિસરશે ? હરિ. ૧૭

---

## પદ ૧૨ મું.

અલ્યા ઉઠતાં કૃષ્ણ કહે, બેસતાં કૃષ્ણ કહે,
સુતાં શ્રીકૃષ્ણ કહે, હરતાં ફરતાં,
ચાલતા કૃષ્ણ કહે, દોડતાં કૃષ્ણ કહે,
વણ કહે કૃષ્ણ રખે, કાંઇ કરતા. અલ્યા. ૧
કૃષ્ણ કહી ખાન કર, પાન કર કૃષ્ણ કહી,
કૃષ્ણ ગુણ ગાનકર, દુ:ખ સુખમાં,
ગુપ્ત પણ કૃષ્ણ કહે, પ્રકટ શ્રીકૃષ્ણ કહે,
અહર્નિશ કૃષ્ણને રાખ્ય મુખમાં. અલ્યા. ૨
પ્રીતે શ્રીકૃષ્ણ કહે, ભીતે પણ કૃષ્ણ કહે,
સહજ શ્રીકૃષ્ણ કહે કૃષ્ણ કામે,
સર્વકાળે સદા સઘળે શ્રીકૃષ્ણ કહે,
સિદ્ધ કાળજ સકળ શ્રીકૃષ્ણ નામે. અલ્યા. ૩

સહેજ બની આવે સાધન સકળ શિરમણિ,
ચેત આવ્યો ધસ્યો કાળ ડસવા,
લટકું અમૂલક ચાલ્યું ચેતો દયા,
નહીંતો નિશ્ચે પડશે હાથ ઘસવા. અલ્યા. ૪

---

## પદ ૧૩ મું.

ગોપીનાથ નામ કીર્તન નિર્ભયાનંદ કારી.
પાપ સકલ સંતાપ દુર્મતિ મહાસંકટ હારી.
ગોમતી ગંગા યમુના સરખું તંત્ર નર્મદા ગો.
ગોપાલ બાલ કીર્તિ સરતી યત્રોચ્ચારતિ ગો.
ગોવણુ છ્રુ કૃષ્ણ કીર્તન પ્રાપ્તિ લોક વરગો.
ગોત્રનાથ ગોત્રનાં તુલાફળ દાન કોટિ જે ગો. ગોપી. ૧
પિતા માત ગુરૂ ગૌબ્રાહ્મણ મહાપવિત્ર શ્વાદોપિ.
પિનાકીગો નિઃસાધનની મહાપદ કૃષ્ણનામ જલ્પી.
પિશાચ પ્રેતાદિપલાય હરિ નામેથી ડરપી,
પિડા ભવભય માયા કાલથી છુટયા કૃષ્ણ જપી. ગોપી. ૨
નારાયણ કહેતાંજ તર્યો દ્વિજ પાપી પ્રેમ વિના,
નામાભાસે સુગતિ પુંશ્ચલી, છુટી અમિત ગુન્હા.
નાથ અનાથ તણા એ રીતે, સમજી લેતું મના,
નારદાદિ ગ્રહ્યું નામ મૂકી ઉપાય બહુ વિધિના. ગોપી. ૩
થર થર કંપે કાલ અજા, હરિ નામે સમર્થ,
થવું ન કષ્ટ વન ન જાવુ, સહજ સરે અર્થ,
થડ મૂકી શાખા સિંચે શું ? સમજો સુભગપથ,
થશો પરમપદ ભોગી, દયા ગાતાં ગોપીનાથ. ગોપી. ૪

---

## પદ ૧૪ મું-રાગ આસાવરી.

શ્રીમુખ બોલ્યા શ્રીહરિ, હોય જેને અતિશેં અનુગ્રહ મારોરે;
તેને અહીં સ્વપ્ને પણ સુખ નહીં, છે મૂલથી એ મહારો ધારોરે.
મહાવ્યાધિ તેનું તન પીડે, પરદેશે ભટકાવુંરે;
સુહૃદ બંધુ વિક્ષેપ કરાવું, વિનતિ ન મનમાં લાવુંરે.
નિંદાવું અપમાન કરાવું, ચિત્ત ઉદ્વેગ ઉઠાડુંરે;
ધનહાનિ લૈકિક ક્લેશ બહુ, કષ્ટે કરી જીવાડુંરે.
સંચિત ને ક્રિયમાણ દોષ પ્રારબ્ધ ન સંભવે જેનેરે;
કુંતિસુત અતિવલ્લભ મુજને, જુઓ અતિ દુઃખ તેનેરે.
પાપ જનિત જો તાપ દાસનો કેમ ન ટળે મુજ નામેરે;
મુજ રૂચિ જનિત કષ્ટ નવ ચાલે, ઉપાય બળ તે ઠામેરે.
અકલ અટપટી લીલા માંહી કશું કહ્યું નવ જાયેરે;
કેટલાક જનને ચલાવું અનીતે, તદપિ ન દુઃખી તે થાયરે.
કરૂં ન થવાનું થવું મટાડું હું સ્વતંત્ર સહુ ભાતરે;
તદપિ નિજ જન અહિત કદાપિ, ના જ કરૂં વાતેરે.
મુજ ઇચ્છા નહીં શાસ્ત્ર નિયામક, મુને ગમ્યું તે ન્યાયરે;
કુકૃતિ ભક્ત કદી નિજ રૂચિ માન્યું, અવલું સવલું થાયરે.
હું સર્વજ્ઞ કાલ કર્માદિક, મુજ આધીન લો જાણીરે;
દયા પ્રીતમ કહે શ્રીવલ્લભ જન, નહિ દુભવું ધ્રુવ વાણીરે.

---

## પદ ૧૫ મું-રાગ કેદારો.

સાચી વસ્તુ શક્તિ જેમાં વાતો સહજ ફળે, પ્રાર્થનાની અપેક્ષા ન રાખે;
વહાલ વિશ્વાસાદિ કાસ ત્યાં કશું નહીં, વ્યર્થ કેમે ન ગુણ આત્મ દેખે.
સાધુ ઉપદેશ શ્રદ્ધા વિના જ્ઞાન વણ મંત્ર વા ઔષધ નિજ ગુણ દેખાડે;
તો પછી સહજ હરિ સંબંધી વસ્તુ સહુ, કેમ અભિલાખ પૂરા ન પાડે.

ચલી પ્રતીતિ કુંતી મંત્ર રવિનો જપ્યો રવિ પધાર્યા વસ્તુ શક્તિ ભારી;
તો ભરોંસા વિના વસ્તુ હરિ સંબંધની સફળ થાશે કેમ જો વિચારી ?
તેમ વિભીષણનો પણ ચળ્યો વિશ્વાસમન તદપિ ફળ ના ચળ્યું રામરાચા
સત્ય સંકલ્પ વચન આપ્યું પાછું ન લે, જીવ જડસ્વભાવિક હોય કાચા.
દ્વારિકેશે બોડાણાની સ્ત્રીને કહ્યું, વાળી તારી સમોવડ હું થાશ;
તદપિ આપ્યો હરિ, હાર ખરદે પળ્યા, શું થયુ આફતે દાસ ડોલ્યા.
વિષ વા અમૃત અજાણે ઉદરે ગયું, તદપિ ગુણ નિજ જાણ્યા જેવો આપે
તો પછી હરિનામાદિક ગમે તેમ ગ્રહ્યું,તેથી દુઃખ ટળી સુખકેમ ન વ્યાપે
સમજે એ રીત વિશ્વાસ સહજે મળે, મન હઠીલું અવળચંડી જેવું;
અવળું કહીએ ત્યારે સવળું માને મૂરખ યુક્તિથી કામ કહાડીજ લેવું.
દાસ ચિત્તદૃઢ ચળ્યું તદપિ તે ફળ મળ્યું,પ્રભુવચન ના મળ્યું નિશ્ચે આવ્યું;
સર્વ સાચું દયા પ્રીતમનું શ્રુતિ કહે, અહિત નિજભક્તનું કદી ન ભાવ્યું.

---

## પદ ૧૬ મું-રાગ લલિત.

તેવા હરિ સન્મુખના દોષ, સાધન વિમુખતણાં,
જેમ નિષ્ફળ મૃગજળ તદવત થોડાં અથવા ઘણાં. સા. ટેક.
જેવાં વ્યંડળ નરનારી જેવાં તેજ વિનાનાં લોચનરે;
જેવા અજાના કંઠે સ્તન, જેવું પક્ષઘાતિક અર્ધતન. સા. ૧
જેવી છઠ્ઠી અંગુલી કરપદ, જેવી તિથિ અવામરે;
જેવો ક્રોધ સુહૃદનો જેવું, ઠગનું હેત ન કામ. સા. ૨
જેવું પરાધીનનું સુખ, જેવા વ્યસની કેરાના સમરે;
જેવી પાંખ પિપીલિકા કેરી, જેવો ખલનો ધરમ. સા. ૩
ધ્રુવજી પરાશર પરશુરામને, ક્યાં લાગ્યું જો પાપરે;
સુગ્રીવ વિભીષણ અનઘ ભ્રાત, પત્ની ભોગે અદ્યાપિ. સા. ૪

રાગાદિક તસ્કર નહિં તેહને, કારાગ્રહ ન ભુવનરે;
મોહ બેડી ત્યાં લગી તેહને, જ્યાંહ લગી નહીં હરિનો જન. સા. ૫
દુરાચારી વિષયી અજિતેંદ્રિય, ભવસુખ ભોગી ન બાધરે;
હરિથી વિમુખને વળગે શ્રુતિ કહે, હરિભક્ત ન અપરાધ. સા. ૬
નૃપ પ્રાચીનબર્હિષ કર્ણાદિ સુકર્મ ફલ શું મળિયુંરે;
અભક્તના ગુણ દોષરૂપ છે, શાસ્ત્ર વચનથી કળીયું. સા. ૭.
જાણી જોઇ ધ્રુવે હણ્યા પુણ્યજન, કુબેર શિવજન હાર્યારે;
પાપ ન ભોગ્યું સંદેહ સર્વોપરિ ધ્રુવ લોક સિધાર્યા. સા. ૮
સંચિત ક્રિયમાણ પ્રારબ્ધ ન, પાંડવને શ્રુતિ ગાયરે;
તદપિ દુઃખી શિવ વિષ પડ્યું પીવું, દોષ ન હરિ ઇચ્છાય, સા. ૯
બે ઉપાય અપરાધ ટળે હરિ, ક્ષમા નરક વા રોગરે;
ક્ષમા વિમુખ સંભવે ન અઘટિક, ભક્ત નરક દુઃખ ભોગ. સા.૧૦.
દયા પ્રીતમની લીલા અટપટી, કહેતાં કશું ન ફાવેરે;
પણ એટલું નિશ્ચે અમને, હરિભક્તનું અહિત બની નાવે. સા.૧૧.

---

## પદ ૧૭ મું–રાગ ગુર્જરી.

સહુ અઘદુઃખની હેતુ અવિદ્યા, હરિ આપ મટાડો તો જ મટે;
કોટિ કોવિદે કોટિ ઉપાયે કરૂણા વણ કદી ન કટે. ટેક.
અનેક ભાતના અનેક ઉપદ્રવ ઉપજાવી દે કલેશરે;
થાય વિકળ સહુ જ્ઞાની વિવેકી વિવેક રહે નહીં લેશરે. સહુ. ૧
ઢાંક્યું ઘી કણ શાણા સર્વને શુભકૃતિ મનમાં લાગેરે;
રહે ઉદ્વેગ અખંડ હૃદયમાં કેમે કરે નવ ભાગેરે. સહુ. ૨
ઘણી ગુંચવણી અકથ આરતી કશું કરે નવ ફાવેરે;
સહજ સદા સુખ થાય સર્વ પ્રભુ દયા તમોને આવેરે. સહુ. ૩
દુઃસહ દુખદ સ્વભાવ મળ્યો છે કશું કહેવાતું છે નહીરે;
શ્રીજી તમવિણ નથી કોઇ મારે માગું સહાય કહો કહોનીરે. સહુ. ૪

આયો જન્મ ગયો કરગરતાં, હજુ લગી નથી સુખનો દહાડોરે;
હવે તો હિંમત હારી ગયો છું, રખે અથડાવી કહાડોરે. સહુ. ૫
બહુ પેરે પીડાયો હરિ હું પ્રતિદિન પીડા વાધેરે;
આપ તો કાને કર દઈ બેઠા, સુખનો દી કેમ લાધેરે. સહુ. ૬
વેદે કહ્યું પણ મેં નવ દીઠું, જે શરણે બંધન કાપોરે,
વણ ભોગવ્યે નથી છોડવવાં, તો સહન શક્તિ મુને આપોરે. સહુ. ૭
લીધો શરણ મુને પુષ્ટિનાથ તમો, હવે સાધન જોવા લાગ્યારે;
નદાવ્રત એ એવું લાગે ભાગણ પાસે પૈસા માગ્યારે. સહુ. ૮
સર્વ સમર્પિ શરણે પડયુ જે, ગુલામ ઘરનો કહાવ્યોરે;
ત્હેને જુનાં ખત ખાતા કાઢી, સીદ જોઇએ દબાવ્યોરે. સહુ. ૯
ભજન વિના દુઃખટળે ન કહે સહુ, વિકલ ભજન બની નાવેરે;
જદવા તદવા બણે ન રીઝયા, અશક્ત કહો કેમ ફાવેરે. સહુ. ૧૦
દેખી ઉપેક્ષા નાથ તમારી, દુશ્મન દુષ્ટ દમે છેરે;
અતિ દુઃસહ દુઃખ પામું અહર્નિશ, દયાલ કેમ ગમે છેરે. સહુ. ૧૧
કુમતિ કુતર્ક કુકલેશ કુકર્મ બળે કરી સહુ બાઝયુરે;
કુમક કૃષ્ણ તમારી ન દીઠી નિર્ભય થઈ ઘણું ગાજર્યુરે. સહુ. ૧૨
નિજનો કહીને નિર્ભય કીધો, તેમાંનું કાંઈ ન દીઠું રે;
એવું લાગે છે સહજે વિવેક, રાખ્યો બોલી મીઠું રે. સહુ. ૧૩
ચાંડાલી નૃપ પત્ની કરે તેમ તમો કૃપા મુને કીધીરે;
ઇશ્વર થઈ ન ઘટે તદપિ તે, શું પાછી ખેચી લીધીરે. સહુ. ૧૪
દુઃખ દાવાનળે બળતો બોલું, દોષ રખે મુજ માનોરે;
જેવો તેવો પણ પાળ્યો પાળશો, છેડો સાહુ હું કાનોરે. સહુ. ૧૫
છુપ્યું ભોજન નિદ્રા નાઠી, વિકલ સરીખો વરતુરે;
શું જાણું આગળ શું કરશો, આવું માં નીપજે નરતુંરે. સહુ. ૧૬
માયા દમે મર્યાદા મૂકી, કલિકાલ ભવ કંપુરે;
કૃષ્ણ સ્મરણ મહિમા સંતાડયો પતિત જીવ કેમ જંપૂરે? સહુ. ૧૭

સ્વલ્પ ક્લેશ મારો નવ સહેત પેહેલા એવા હુતારે;
દુઃસહ દુઃખ જાણો છો હમણાં, શું ઉદાસ જાગ્રત સૂતારે. સહુ. ૧૮
શો અપરાધ વસ્યો ઉર અંતર જે પ્રભુ એકાએક બદલાયારે;
સત્ય સંકલ્પ સત્યવાચી મહાસહિષ્ણુ શ્રુતિએ ગાયારે. સહુ. ૧૯
આત્મસાતને અસુર આરતિ, દે છે દેખો છો તમે સ્વામીરે;
સર્વેશ્વર સર્વાત્મા છો, નવ લાજે મોટી ખામીરે. સહુ. ૨૦
સકલ ધર્મ સાધન હીણો હું, અપરાધે નથી ઓછોરે;
પણ શ્રીવલ્લભ સુતે સોંપ્યો છું, તે સંબંધ ન છોછોરે. સહુ. ૨૧
સદોષ તદપિ સહાય કરો, કેશવ મુજ સહામું ભાળોરે;
દુઃખ જશે સહુ સુખ આવશે, બરદ વચન નિજ પાળોરે. સહુ. ૨૨
ઘણી વાર કરગરીને થાકયો, સારૂં બળશું બીજુંરે;
અલ્પ જીવ મતિ ધૈર્ય કેટલું ? દુઃખ દાધ્યો પ્રભુ ખીજું રે. સહુ. ૨૩
પ્રપંચ વિસરાવી પુરૂષોત્તમ, સેવા સ્મરણ કરાવોરે;
ભક્તિ પ્રેમ આસક્તિ આપો, દાસ દયાનો દાવોરે. સહુ. ૨૪

---

## પદ ૧૮ મું–રાગ કાલીંગડો.

કેવા કહીને તમને વરણવું વ્રજપતિ, કાંઇ કહેતાં સંભવતું નથી, હે શ્રીનાથજી. ટેક.
વિરૂદ્ધધર્માશ્રય રૂપ અકલિત ગતિ, સહુ વાતે શ્રેષ્ઠ છો સર્વેથી. હે શ્રીનાથજી.
જીવ અણુ માત્ર અંતર વસો અતિ, અણું મોટું તનુકોટિ બ્રહ્માંડથી. હે.
આચ્છાદિત કોટિ માયા થકી અતિ, ઘણા પ્રકાશક અતિ માર્તંડથી. હે.
ભક્ત રિપુ ભયંકર કોટિ કાળથી અધિક ભયંકર કોટિ શિવથી અતિ. હે.
કોટિ અર્ભક અધિક અજ્ઞ નિજ ભક્ત હિત કોટિ ગણપતિ અધિક મહામતિ. હે.
ઈંદ્ર કોટિક અધિક ભોગી ભગવંત છો કોટિ શુક અધિક યોગેંદ્ર છો. હે.

કોટિક અગ્નિ અધિક દહનતા આપમાં, શીતલ અધિકા કોટિક ચંદ્રછો.હે.
કમલ કોટિક અધિક મૃદુહૃદય જન દુખે વજ્રાધિક કઠણ દુર્જન સમે. હે.
કોટિ અવગુણ ગણો ગુણ અધિક નિજ નમે કોટિ ગુણદોષ નિજજનદમેહે.
વેદ તપ દાન પૂજન કરે તે અનન્ય ભક્તિ આધીન છો, હે.
કાલ માયા કંપે બ્રહ્માદિક ભય ધરે તે ગોપીજન આગલ દીન છો. હે.
જગત દુર્લભ ઘણા તે સુર્લભ ભક્તને પ્રેમ વશ ન કરવાનું કરો. હે.
અકથ અપરાધ અતિ બાધ માનો નહીં,વિનતિ વણ કલેશ કોટિક હરો.હે.
શ્રીવલ્લભ શરણ સંબંધે મુને શ્રીહરિ, ભક્ત સાચો કરો સર્વદા. હે.
દુષ્ટ સગતિ દુર્મતિ રતિ પાપમાં, કહે દયો આપશો માં કદા. હે.

---

## પદ ૧૯ મું-રાગ કેદારો.

નંદનંદન પ્રકટ સ્વામિ સમજ્યા વિના,
બ્રહ્મ નિજ માને સુખ શું વિચારો ?
નિરખી નિજ રૂપ જેમ હરખે કોઇ કામની,
તેને સુખ કેવું હોય મનમાં ધારો. નંદનંદન.

સજળ ઘન સમજે આનંદ શો ચટિને ?
અન્ન ઉપજે નહીં વિના વૃષ્ટિ,
એમ અંતર્યામી ઓળખે શું સર્યું ?
પ્રકટ અનુભવ વિના સુખ શું દૃષ્ટિ ? નંદનંદન.

નાગ સ્ફુટ નિંદિએ રાફડો પૂજીએ,
પ્રસન્ન થઇ ફલ કહો કોણ આપે ?
રાય રૂઠી રાણી જગમાં પૂજાય પણ,
કાંત વણ કામ દુઃખ કોણ કાપે ? નંદનંદન.

ઘૃત વિના માંખણે મોદક ચોળાય નહીં,
પૂરવા દીપ નવ કામ લાગે,

પુત્ર પ્રકટયા વિના વંશ વૃદ્ધિ કયાંહાં?
ઉદર ગર્ભે ન વંધ્યત્વ ભાગે. નંદનંદન.

ધ્યાન ભોજન કરે ભૂખ ભાગે નહીં,
કાષ્ટ ચાંપે તુર્ત ન લાહે લાગે,
સૂર્ય વ્રતવાળાં દિન દેખી જમતાં નથી,
અર્ધેંદુ ચકોર ચિત્ત સુખ ન જાગે. નંદનંદન.

ગોલારાણા નામ ભાટનું રાયજી,
નાપિક પારેખ ધંતુર કનક કાહાવે,
આકડો સૂર્ય જેમ બકરાને અજ કહે,
બ્રહ્મપણું જીવ તેવું શોભાવે. નંદનંદન.

બ્રહ્મથી ઉપજ્યો પણ બ્રહ્મ થાયે ન જીવ,
મુકતાફલ જલ કદાપિ ન થાય,
વસ્ત્ર પાછુ કપાસ ન કોટિ પ્રયત્ને,
ઉલટી વહી નદી મૂલમાં ન જાય. નંદનંદન.

સનકાદિક બ્રહ્મમાં ભળી પાછા નીકળ્યા,
વ્રજવાસી નીકળ્યાં પ્રેમ પીવા
ધ્રુવ શુકદેવ શિવ ભજનાનંદ ભોગિયા,
બ્રહ્માનંદ ત્યાગ્યો ઉતરેલો શ્રીવા. નંદનંદન.

અસુરને મુક્તિ તેમ જ્ઞાની વિરાગી મુનિ;
આપી લેતા નથી સેવક સાચા,
સ્વરૂપાનંદ સ્નેહ સુખ મોક્ષમાં ના મળે,
કહે દયો માગે બુદ્ધિના જે કાચા. નંદનંદન.

## પદ ૩૭ મું—રાગ ગરબો.

( 'મોટાનું વચન સુખ ધામ' તેના રાગનું ).

થાય કલ્પનું અલ્પમાં કામ, નિશ્ચે મહાજનને;
સત સકલ મહાસુખધામ, નિશ્ચે મહાજનને. ટેક.
મોટા શ્રીહરિ ભક્તતણી કૃતિ, છોટે ના બણી આવેરે;
તેના અનુમોદન સ્મરણથી તે સમાન ફલ પાવે. નિશ્ચે.
કોટિ કલ્પ લગી કોટિ સાધને, હરિપ્રસન્ન નથાયરે,
તે એક સાચી દીનતા માત્રે, સદ્ય પ્રસન્ન વ્રજરાય નિશ્ચે.
પૃથ્વી પરિક્રમાનુ ફલ સહજે, શ્રીહરિ પરિક્રમા લાધેરે;
દશ હયમેધ થકીએક કૃષ્ણ, પ્રણામતણું ફલ વાધે. નિશ્ચે.
દુષ્ટ મને પણ હરિ સ્મરણથી, પાપતાપ સહુ જાયરે;
હૃદે રૂપ હરિ નામ જપે, થોડામાં મહાફલ થાય. નિશ્ચે.
કોટયાવધિ હરિનામ અવરથી જેવા હરિ નવ રીઝેરે;
તેવા એક શ્રીકૃષ્ણ નામ, ઉચ્ચાર કરે હિત ભીજે. નિશ્ચે.
સુખ વા દુઃખ આવી પડે તેમાં, ગુણ ગોવિંદના માનેરે;
અખંડ હરિગુણ ગાની જગતમાં, તે સરખો કહું કોને ? નિશ્ચે.
પ્રભૂ મ્હારૂં સદા ભલુંજ કરશે, દીન શરણાગત જાણીરે;
એવો નિશ્ચય રાખે શ્રીજી, તેમજ કરે નિજવાણી. નિશ્ચે.
અતિશે દુરાચાર કરતો પણ, જો અનન્ય કૃષ્ણ આરાધેરે;
તો યોગ ક્ષેમ વહે હરિ તેહનો સાધુ પાપ નવ બાધે. નિશ્ચે.
સર્વ ધર્મ પરિત્યાગ કરી, શ્રીકૃષ્ણ શરણ એક ઝાલેરે;
સકલ પાપથી છોડાવે હરિ, કોઇનું જોર ન ચાલે. નિશ્ચે.
કૃષ્ણ ભક્ત શ્રદ્ધાએ સ્મરતાં, તેને સરખો કહાવેરે;
તેમ પાપી સંગે નામે, વણ કીધે પાતક આવે. નિશ્ચે.
કૃષ્ણ ચરણ મન એકવાર ધરે, સ્વપને યમ નવ ભાવેરે;
કૃષ્ણ તમારો એકવાર કહે, સર્વ થકી ભય ટાળે. નિશ્ચે.

હેતવણુ પણ એકવાર કોઇ જગન્નાથ સુખ ભાગેરે;
બ્રહ્મહત્યાદિક પાપ સકલને, સઘ ભસ્મ કરી નાંખે. નિશ્ચે.
પાપજ કરે સર્વદા સહુ, કારજમાં કદી કોઈ દાસરે,
સુખે કૃષ્ણુ કીર્તન કહેતો, તેને પણ શ્રીવૈકુંઠવાસ. નિશ્ચે.
સ્વર્ગ તથા અપવર્ગ તણું સુખ, ધરે તુલા એક અંગેરે;
નવ તુલાય તે ઉભય મળી પણ, જે સુખ લવ સતસંગે. નિશ્ચે.
કૃષ્ણુ સબંધી સર્વ વસ્તુનો સ્વલ્પાપારપ્રભાવરે,
પણ હરિ ઇચ્છા જ્યાંહાં જેટલી, ત્યાં તેટલો દરશાવ. નિશ્ચે.
દયાપ્રિતમ શ્રીકૃષ્ણુકૃપા, તેને ઉત્તમ નિશ્ચે આવેરે;
શ્રુતિ શાસ્ત્ર વચ મિથ્યા માને, તેજ બહિર્મુખ કહાવે. નિશ્ચે.

---

## પદ ૪૧ મું—રાગ ગુર્જરી.

અતિદુર્લભ વસ્તુ મળે સહજે, જ્યારે કૃપા શ્રી કૃષ્ણુ કરે;
કોટિ પ્રયાસ કરો વણુ કરૂણા, શ્રમ ફ્લ અર્થ ન એક સરે...ટેક.
પરમ પ્રેમ ગોપીજન સહજે, જે થકી વશ વ્રજરાય થયા રે;
તેવો પ્રેમ શ્રીશેષ સદાશિવ, બ્રહ્માદિક પણ નથીજ લહ્યા રે. અતિ.
મધુપુરીના માળીને ભક્ત્યાદિક, વૈભવ સુખ સર્વ મળ્યું રે;
કશો પ્રયાસ ન પુષ્પ કંસનાં, ભગવદ ઇચ્છા ભાગ્ય કળ્યું રે. અતિ.
પદ્માને પણ દુર્લભ જે સુખ, તે કુબ્જા સહજે પામી રે;
અનાયાસ બલ માસ થયો, પુરૂષોત્તમ સમ શી ખામી રે. અતિ.
પરમ જ્ઞાન સહજે મળ્યું કદર્ય, કક્ષા કૃષ્ણુ વખાણી રે;
સુદ્રઢ પ્રતીતિ પ્રાપ્ત પિંગળા, વણુ સાધન જગ જાણી રે. અતિ.
અજામિલ પારધી ગીધ ગણિકા, સહજ પરમપદ પામ્યાં રે;
દ્રોપની સેવા માની ઇદ્રની, વણુ શ્રમ સંકટ વામ્યાં રે. અતિ.
ઇદ્રથી અધિક વૈભવ ઘર બેઠાં, વિપ્ર સુદામો પામ્યા રે;
માતાની ગતિ સહજ પૂતના, ભવના ક્લેશ વિરામ્યા રે. અતિ.

વેદવિરૂદ્ધ કુંતીસુતે કીધા, વણુ સાધને હરિ વહાલા રે;
હરિ પ્રસન્ન તો સહજ સુગમ સહુ, તે વિણુ શ્રમ સહુ ઠાલા રે. અતિ.
હરિ કરૂણાની હેતુ દીનતા, તે પણુ હરિ આપી આવે રે;
પ્રભુ પ્રસન્ન સાધને કથન છે, હરિ સ્વતંત્ર કૃતિ ગાવે રે. અતિ.
તદપિ દાસને શ્રીગુરૂ આજ્ઞા, પ્રમાણુ પગલું ધરવું રે;
બુદ્ધિ પ્રેરક પ્રિતમ દયાના, તેનું સ્મરણુજ કરવું રે......અતિ.

---

## પદ ૪૩ મું—રાગ આશાવરી.

શ્રીજી મોટો અભિલાખ;
આપ પાસે તેડો ઉતાવળી, પિયુજી તમો તેના સાખ. આપ. ટેક.
જીવમતિ ભ્રષ્ટ હોય વટલતી વાર જો;
માયા સુખ મોહ જણાવજો ખાખ... .... આપ.
પાણી ગ્રહી દાસી કીધી શીઘ્ર તેડો સાસરે;
પામવામાં પ્રતિબંધ હરિને લાખો લાખ.... .... આપ.
ભાગ્યહીન વાયસીનું સુખ પાક્યું મટાડજો;
દયા પ્રીતમ પ્રાપ્તિ હું ભુક્તું પાકી દ્રાખ. .... આપ.

---

## પદ ૪૪ મું.

હરિનામ ખરૂં સઘ સંકલ તોડે, વા વાર લગાડે;
મન માને છે જાચક જનને, અંતે સ્વપદ પમાડે.
પાવસ ઋતુમાં ગ્રહણુ ક્યાં ભાસે? કહ્યું શાસ્ત્ર સત્ય સંદેહ નાસે;
હરિ નામે શીદ સંદેહ વાસે. .... ... હરિનામ ખરૂં.
આશૌચ સ્નાન કહો કોણુ દેખે? વૈધૃતાતિ કુયોગ કોણુ પેખે;
પણુ સાચું શાસ્ત્ર વચન લેખે.... .... હરિનામ ખરૂં.
આ એમ કરે આ પાપ થયું, પછી એમ કરતાં તે સઘ ગયું;
સહુ સાચું લાગે શ્રુતિએ કહ્યું.... .... હરિનામ ખરૂં.

સાભરી મંત્ર સઘળા તુર્ત ફળે, તે જોઇ મૂર્ખનું ચિત્ત ચળે;
પણ સજ્જનને સંતોષ વળે. .... .... હરિનામ ખરૂં.
હરિનામ સ્મરણ સઘળું સાચું, નથી કોટિ કલ્પે તે કાચું;
કહે દયો હું તો એથી રાચું.... ... હરિનામ ખરૂં.

---

## પદ ૩૮ મું.—રાગ પરજ.

અંતઃકરણ પવિત્ર અતિ મ્હારૂં કરો જો,
કરૂણા દૃષ્ટિ કરીને શ્રીવ્રજરાય જો;
શરદ સંબંધે જે વિધિ શુદ્ધ સલિલની જો,
અતિ ડોહાળાય સમલ તદપિ નવ થાય જો. અંતઃ ટેક.

ચાર સ્વભાવે કરી એ વરતે છે સદા જો,
ચિત્ત મન બુદ્ધિ અહંકાર ચતુરંગ જો;
અનાદિ કાલતણું અપવિત્ર એહુ છે જો,
પુનિત સદા રહે હરિ નિજ સંગી સંગ જો. અંતઃ

શાસ્ત્ર કહે શુભ અશુભ બે વિધી વાસના જો,
ત્હેનું કારણ મહદ ચરણ શરણે પડયો જો;
અશુભ વાસના કરો કૃપા કરી લોપ જો, અંતઃ

કુતર્ક તર્ક સરીખાં દુઃખ અતિ ઘણાં જો,
નાથ નિરંતર કોટિક વિધિ દે ક્લેશ જો;
હે શ્રીકૃષ્ણ કૃપા કરીને ટાળો તમે જો,
દાસ શરણ છું મુજ ઉપાય નથી લેશ જો. અંતઃ

સત્ સંગતિ વણ ભ્રષ્ટ થાય મન સાહરૂં જો,
કુસંગ કુમતિ કીર્તન સ્મરણ ન થાય જો;
વિષથી વિષમ દુર્જન તમથી કુડ કરે જો,
જન્મો જન્મ અપરમિત વણસી જાય જો. અંતઃ

ચિત્ત મળ્યું મન મેલું બુદ્ધિ બગડી ગઈ જો,
અહંકાર મુજ અવળી રીતે ચાલ્યો જો;
દૃ.સ્વભાવ બાધક સર્વે સાધક થયાં જો.
કળી કુસ્વાન કરડેથી હડકવા હાલ્યો જો. અંત:
મન કરી મુક્તિ બંધનમાં જન બોલીયા જો,
સુમતિ વિના સહુ શુભતણો વિનાશ જો;
નિજ મળવાની મતિ નિજ આવેથી મળે જો,
શુભ પથ પ્રેરક મતિ ઉદ્ધરે નિજ દાસ જો. અંત:
અચલ અમલ મતિ દોની નિરંતર નાથજી જો,
મુજને દાસ લહી નિજ કરૂણા સિંધુ જો;
નિજ ઇચ્છા વશ છો કોઇને સ્વાધીન નથી જો,
માનો તો મુજ અર્થ સરે દીન બંધુ જો. અંત:
અખંડ ક્લેશ હૃદયમાં વિકલ રહું સદા જો,
એવા સ્મરણ ન થાય મન પ્રસન્ન તમારૂં જો;
કુમતિ જનિત કૃતિ મુજ વેષ વગોય છે જો,
શુભ બુદ્ધિ વિણ સદા કર્મ કયાં સારૂં જો. અંત:
ગાયત્રીમાં પ્રાર્થના પણ એજ છે જો,
શ્રીહરિ પદ સન્મુખ રહો બુદ્ધિ મ્હારી જો;
સહુ શુભ ફલ પ્રાપ્તિ છે શુભ બુદ્ધિ વડે જો,
તે પ્રાપ્તિ જ્યાં પૂર્ણ કૃપા તમારી જો. અંત:
આપ ઉપેક્ષા દેખી દુષ્ટ દમે ઘણું જો,
નામ સ્મરણ હરી નથી જણાતું જોર જો;
મોટું કૌતુક કહેતાં કંઇ બનતું નથી જો,
નૃપની ચોકી મધ્યે નિર્ભય ચોર જો. અંત:
જેવો તેવો પણ મહાપ્રભુ કુલે સોંપીયો જો,
સુખ દુઃખ નથી અજાણ્યું અંતરજામી જો;

બળતું ટાઢું પાડો મ્હારૂં કાળજાું જો,
દયા પ્રીતમજી સમર્થ શ્રીજી સ્વામી જો; અંત:

## પદ ૩૯ મું—રાગ ગોડી.

મ્હારી વારે ચડો વ્રજનાથજી મુજને અસુર દુષ્ટ દમે છે હો,
મતિ ભ્રષ્ટ કરીને ભમાવે છે જોરાવરી, જેમ તેમને ગમે છે હો;
મારી. ટેક.

હડકાયા શ્વાનનું કરડેલું જન શ્વાન સરખું થાય;
તદવત ચિન્હ આવેશમાં મૂળે, મનુષ્ય પસ્તાતું જાય હો. મારી.

દેખી હરિજન હરિ ભજતા ઉઠે, અસુર સ્વભાવિક કલેશઃ
મન કરિ મલિન કુતર્ક ઉદે ધુરી દે છે અસંભવ કલેશહો. મારી.

યથા શક્તિ હરિ સ્મરણ પાદોદક પ્રસાદ હરિગુણગાન;
તદપિ તે ભય નથી માનતા લીલા અકલગતિ ભગવાનહો. મારી.

રમત તમારે એ રાધાવર પણ મુજને છે આધિ અપાર;
નથી સહેવાતું દુઃસહ દુઃખ કૃપા દૃષ્ટે કરો નિસ્તાર હો. મારી.

નિર્દોષ હું ક્યારે હતો ? જાણી સદોષ લીધો શરણ;
ત્યારે હવે માં દોષ વિચારશો કૃપાસિંધુ વિભુગિરિધરણ હો. મારી.

સર્વજ્ઞ સર્વ સામર્થ્યં સહિત છો, હું છું દીન દુઃખી દાસ;
દુષ્ટ જનિત દુઃખ હરતા નથી, કોણ કારણ કરૂણા નિવાસ હો. મારી.

કોણ જાણે કોણ દોષથી મ્હારી કરી ઉપેક્ષા નાથ;
દાસ તમારો હું જાઉં કયહાં, નથી ઉચિત જો ગ્રહી હાથ હો. મારી.

પાળી ધેનું ખેંચી જાય યવન તમો દેખતાં દીન દયાળ;
તદપિ છોડવતા છો નહીં સમર્થ કેશવકાળના કાળ હો. મારી.

કામ ક્રોધાદિક રિપુ પ્રતિબંધક કાઢો કૃપા કરી દૂર;
આપ નિરંતર નંદકુવર વસો વલ્લભસહ મુજ ઉર હો. મારી.

દુષ્ટ જનિત કે કર્મ કાલકૃતિ વિઘ્ન વિપત્તિ અત્ય;
અતિ ઉદ્વેગ ભજન બનતું નથી કોણ થાશે મારી કૃત્ય હો. મારી.
મહાદુષ્ટ અસુર મર્દી નાખ્યા દાસ માટે દામોદર દેવ;
વિનતિ વિના કરતા જન રક્ષણ, કેમ તજી તે ટેવ હો. મારી.
ચિંતા દાવાનલ દગ્ધ થયો છું, અવર ન અણુ આધાર;
સહજ કૃપાકર કૃપાદૃષ્ટિ કરો, નવઘન નંદકુમાર હો. મારી.
જેવો તેવો શ્રીવલ્લભ કુલે સોંપ્યો, છું તે જ સંબંધ બિચારી;
દયા કરી દયાનાં દુઃખ કાપો, દર્શન દો ગિરિધારી હો. મારી.

---

## પદ ૩૩ મું.

શીદ કરે ચિત્ત ચિંતા, છે શિર ભગવંતા રે ભગવંતા........ટેક.
કહીશ સર્વને શિર છે તે, તો, સહુ કયમ મરે ઉચ્ચારે?
પણ તુંને તો આત્મસાત કીધો છે, તું અધિકો તે માટે. છે શિર. ૧
કહીશ ભજન સ્મરણ હીણો, હું છું સહુ પાતિક રાશી;
પણ કહ્યું કૃષ્ણે સહુ મુજ ઇચ્છા છે, તું શીદ ધરે ઉદાસી? છે શિર. ૨
જ્યમ અરૂણને તિમિર ત્રાસ નહિ, સદા સૂર્યને શરણે;
ત્યમ તુંને પણ ભય નહિ કોઇનો, નિજનો કીધો ગિરિધરણે. છે શિર. ૩
લીલા પૂરણ નિત્ય અમારી, હરિ બોલ્યા તજ સંદેહ;
પ્રકટ પટંતર પ્રસાદ પ્રાપ્તિ, ફળ સમાન જ્યમ બંધે. છે શિર. ૪
મુજ પાસે રહેવું છે હાવાં, ચરમ જનમ છે ત્હારો;
શ્રીજી બોલ્યા તુજ હૃદયે સ્ફુટ, સદા નિવાસ અમારો. છે શિર. ૫
કોઇનું માહું હરિ ન કરે તો, નિજનો કહી કયમ કરશે;
કૃતિ કરાવવી જે વિધિ કેશવ, તેવી મતિ ઉર ધરશે....છે શિર. ૬
સૂચક સત્યનું સ્વપ્ન વચન વિભુ, તુર્ત ન ભાસે સાચું;
આગળ આમંત્રણ પછી ભોજન, સમર્થનું ન કદી કાચું....છે શિર. ૭
સાક્ષાત તુંને પ્રાણ પોતાનો, મહાપ્રભુ શ્રીમુખ ભાખ્યો;

સ્વપ્ન સત્ય ને ખંત જન્મ હરિ, રક્ષણુ સંદેહ નવ રાખ્યો. છે શિર. ૮
શ્રીગુરુ બોલ્યા શ્રીજીની સેવા, અમો કરી તે વતિ ત્હારી;
પ્રસન્ન થઈ ઇત્યાદિક વર, દીધા શ્રીકર શિર ધારી........છે શિર. ૯
નહિ તજીયે કર ગ્રહ્યો કદાપિ, ઉભય લોકમાં ત્હારો;
કશી ન ચિંતા ત્હારે કરવી, થશે વિચાર અમારો........છે શિર. ૧૦
સહુ સુખ આપ્યું સહુ દુઃખ કાપ્યું, સઘળી કરૂણા કીધી;
શ્રીમહાપ્રભુએ પોતાનો કહી, સહુ દુર્લભ વસ્તુ દીધી. છે શિર. ૧૧
અદેય દાન શ્રીજીએ આપ્યું, તે સહુ પ્રગટ ન કહેવું;
સત્ય સંકલ્પ નથી ડગવાના, વ્યર્થ હૃદય શીદ દહેવું ?....છે શિર. ૧૨
અચળ કૃપા હરિ દીનની ઉપર, નિઃસાધન અપરાધી;
તું સદોષ પણુ ત્યમ તુને કરૂણા, હરિ ઈચ્છાબળ લાધી. છે શિર. ૧૩
સર્વ દોષની માતા ચિંતા, કાઢય હૃદયથી દૂરી;
મલિન હૃદયમાં હરિ ન વિરાજે, વૃથા મરે શીદ ઝૂરી ! છે શિર. ૧૪
દૈન્ય ઉપજવા તુરત સઇ સમ, રાખ્યો છે નિજ જાણી;
દયા પ્રીતમ ક્યમે નહિ મૂકે, નિજનો કરી સાહ્યો પાણિ. છે શિર. ૧૫

## પદ ૪૦ મું.—રાગ સારંગ તથા લલિત.

શોચો શીદ શાણા, ભાવી સર્વને ભુલાવે,
જ્ઞાની મૂર્ખ સમાન તદા સૌ નાચે જેમ નચાવે  શોચો. ટેક.
શિવે વકાસુરને વર આપ્યું નામ નમેલું,
ત્રિકાલજ્ઞ અતિભય દુઃખ પામ્યા કેમ ન સમજ્યા પ્હેલુંરે. શોચો.
નારદ નૈષ્ઠિક બ્રહ્મચારી તે સુંદરી વરવા ધાયા,
ગ્લાની પામ્યા હરિને શાપ્યા પાછલ બહુ પસ્તાયા.  શોચો.
રામ નાટ્ય જોઈ સતિ ભૂલ્યાં શિવ વચને ટપ્પો ન સૂપે,
ગણુપતિ નિજ દ્વિજહત્યા થઇ કોટિક પછી પસ્તાયા બંધે. શોચો.
લક્ષ્મણુ પ્રત્યે અનુચિત વચન વદાયું હરિ રૂચિ સીતા,
હરિનું કપટ ભાસ્યું હલધર કેમ સંભવ મતિ વિપરીતારે. શોચો.

વિધિ પુત્રી પાછળ ધાયા ગુરુ ભાભી સાથે ભૂલ્યા,
ભીષ્મ ભક્ત ભગવત શું ભટીયા ભવિષ્યે ડાહ્યા ડુલ્યારે. શોચો.
વિષ્ણુશાંત વિવેકી વૈષ્ણવ ભવિષ્યે ભૂલમાં આવ્યો,
સર્પ હણીને શમિક સાધુ મુનિ કંઠે અહી ભરાવ્યો. શોચો.
વસિષ્ઠ જનક જ્ઞાનમણિ બન્ને મુઆ પરસ્પર શ્રાપી,
નાશી ગયુ અદ્વૈત ભાન ભવિષ્યે ત્યાં દુર્મતિ વ્યાપીરે. શોચો.
ભવિષ્ય ક્રોધ ઉપજ્યો મનકાદિક કુમતિ પરિષદ આવી,
વૈકુંઠથી અસભવ પડવું ભક્ત અસુર તણું ભાવીરે, શોચો.
વ્યાસ વદન જનમેજયે ભવિષ્ય સાંભળ્યું ચેતી ચાલ્યો.
ઘણો મથ્યો પણ ભાવી ન મટચુ નિદાન હુતવત ઝાલ્યોરે. શોચો.
કોટિક પ્રવિણ કોટિક વિધિના કોટિક યુક્તિ બનાવી;
મથી મરશો પણ શ્રમજ લાભ છે, નહીંજ મટે કદી ભાવીરે. શોચો.
ભાવી ન ટળે જાણું તદપી, જીવસ્વભાવ ભ્રમાવે;
અલ્પ વસ્તુને ભ્રમણ સંભવે હરિ વળગે સ્થિર પાવેરે. શોચો.
કર્મ કાલ ગ્રહ મન સ્વભાવ જીવ, ભાવી ભવિષ્ય વખાણે;
એ સર્વેનું કારણ સાધુ, ઈશ્વર ઇચ્છા જાણેરે. શોચો.
વિવેક રાખી પ્રમાણ પંથમાં, ડગલું ભરવું જોઈ;
તદ ઉપરાંત બને તે ભાવી, ઘેલું કહે નહિ કોઈરે. શોચો.
વિવેકથી ભાવી ન મટે પણ, મન પસ્તાવો ભાગે;
દયા પ્રીતમ શ્રીકૃષ્ણ ભજનમાં, ભ્રમે ન ટળે મન લાગેરે. શોચો.

---

### પદ ૪૨ મું—રાગ સોહિણી.

શીદને તન મન તપો, હરિનું ચિંતામણિ છે નામ જપો.
અખિલ અમંગલ ભય દુઃખ દુષ્કૃત, સઘ સંકટ સહુ જાય;
આનંદ મંગળ ઉદય દશો દિશ, વિવશ નામ હરિ ગાય. શીદ૦
તુરત ન ફળ જોયામાં આવે, માટે પ્રતીત ન વાસે;

તેનું સમાધાન કહું શ્રુતિ વચને, સુણતાં સંદેહ નાસે. શીદ.
સઘ માહાત્મ્ય હરિ નામ બતાવે, પાપ કરે ખલ જાણી;
જપ તપ તીર્થ ધર્મ નિયમ વ્રત, સહુ સાધન ફરે પાણી.
પાતિક પ્રાયશ્ચિત કોન કરે, અયોગ્ય મુક્તિ પામે;
કલેશ તાપ રૂજ રોગ રહે નહીં, ઉદ્યમ વૈદ વિરામે.
સઘ સફલ કહે શાસ્ત્ર સત્ય પણ, બીજું બગડી જાય;
માટે સમજી હરિ બળ ઢાંક્યું, દેખી અસુર ન્હવાય.
નિજથી વિમુખ કરાવ્યા અસુર, હરિયે શિવજી પાસે;
તે વિધિ નામ વિષે પણ સમજો, કીધી છે અવિનાશે.
અયોગ્ય સહુ ભક્તિ પામે તો, ખેલ જાય ભવ ભાગી;
માટે ભ્રમ નાંખ્યો ભગવંતે, સમજ્યા હરિ અનુરાગી.
સ્વલ્પ માત્ર મુજ ધર્મ હોય તો, મહાભયથી પણ રાખે;
ભગવદ્ગીતા વ્રજ પતિ વાણી, તે જૂઠું કેમ ભાખે.
સ્પર્શમણિ લોહે પેટી મૂક્યો, ઇચ્છાંબર આચ્છાદી;
કનક કરતાં તનકવાર નથી-સમજુ સુઓ સુખ ગાદી.
અજામેલ ગુણકા સઘ ફગીયું, કયહું એક વાર લગાડે;
સ્વતંત્ર પ્રભુએ સમજી કર્યું, નહીં નિજનું કામ બગાડે.
કઠીણુ લંબ સાધનમાં પ્રતીત, આસુરી જનને આવે;
સરળ નામ હરિ યોગ્ય નથી તે, દૈવીજનને ભાવે.
સુધા યોગ્ય સુર અસુર ઉચિત નહીં, હરિ મોહની છબિ વ્હાયા;
સુઢા જન્મની જન્મની એ, અક્ષર હરિગીતા ગાયા.
નામ વિના સહુ સાધન દીપક, કલી વાયુથી વામે;
કૃષ્ણ નામ અગ્ની અંગારા, પવને વૃદ્ધિ પામે.
માટે તજી ભ્રમ કોટિ કલ્પના, કૃષ્ણ રતિગાશો;
દયા પ્રિતમ વ્રજપતિ વલ્લભ થઈ, પરમાનંદ પદ જાશો.

## પદ ૪૩ મું—રાગ સોરઠ.

એમ હરિ નામ હરે સઘ પાપ, એવો જેનો પ્રકટ પ્રબલ પ્રતાપ.
એમ. ટેક.

અગ્નિ જેમ શીત હરે તત્કાલ, હરે જેમ ચિત્ત તુરત નવ બાલ;
કરે સઘ રતિ જ્યમ રાગ રસાલ.... ... ....એમ. ૧
કરે જ્યમ શુક્ર પ્રકટ પય તુર્ત, કરે જ્યમ સઘ વિરહ થયે સુરત;
કરે જ્યમ સઘ હરખ પ્રિય તુર્ત.... ... ....એમ. ૨
જ્યમ સઘ સુરજ હરે અધકાર, જ્યમ સઘ ક્ષુધા હરે પ્રિય આહાર;
જ્યમ સઘ રતિહર કુવચ કુઠાર .... .... ...એમ. ૩
જ્યમ સઘ જાગૃતિ સ્વપ્ન ક્લેશ, નિદ્રા હરે જાગ્રત દુઃખ જ્યમ શેષ,
જ્યમ સઘ જ્ઞાન હરે રાગ દ્વેષ ... ... ...એમ. ૪
ઇત્યાદિક સહજ વધે ફળ થાય, પ્રેમે ગાતા કેટલુ ફળ ન કહેવાય,
દયા પ્રભુ સઘ મળ્યાનો એ ઉપાય... .... ....એમ. ૫

---

## પદ ૪૪ મું—રાગ ધોળ.

સદગુણ સિંધુ શ્રીનાથજીરે, સેહેજે સૌ કોને મોહ લાગે રાજ,
ત્રિલોક સુંદર મોહન મુખડુંરે, નીરખે પરમાનંદ ઉર જાગે રાજ સ. ૧
રૂપ શું વરણું રસીયા રાયનુંરે, અતિ અલબેલો નટવર નાગરરાજ;
ભૂષણ રસિક જનના લોચનનુંરે, છબિલો સુંદરતાનો સાગરરાજ સ. ૨
દીનદયાળ શિવાદિક સાંભળ્યાંરે, પણ દયા દુષ્ટ ઉપર નવ વ્યાપે રાજ;
દુષ્ટ દયાકર ગુણ એક ગોવિંદમાંરે, મોઘી મુક્તિ અરીને આપે રાજ સ.૩
એવડી ક્ષમા ના કોઇમાં સંભવેરે, જેટલી રમારમણમાં દીઠી રાજ;
પાટુ પ્રહાર સહ્યો ભ્રગુ બ્રાહ્મણનોરે, તે ઉપર વાણી કહી મીઠીરાજ સ.૪
ઈશ્વર થઇ શરણાગત વત્સલતારે, એવડી કોઈથી ના બની આવે રાજ;
સેવા સેવકની શ્રીઅંગથીરે, અનુચિત કરતાં લાજ ન લાવે રાજ સ. ૫
આરત બંધુ પતિતના પાવન છોરે, ચિંતામણિ પૂરણ કામ હો રાજ;

સરલ ઘણું સહુ સાધન શિરોમણિરે, એવું નંદકુંવરનું નામ હોરાજ. સ. ૬
કોટિક વિશ્વ વિષે વ્યાપી રહ્યારે; વણ શ્રમે નભવે સૌ કમઠાણું રાજ,
નિશ:ક રાધા સંગે નિત્ય રમેરે, એવા કોણ ચતુર વખાણું રાજ. સ. ૭
સરસ્વતી રમા સરખી રાણીયોરે, વંદે વિધિ શિવ શેષ આરાધે રાજ;
ઇશ્વર અનંત કોટિ બ્રહ્માંડનારે, જેનો પાર ના કોઇને લાધ્યો લીધો રાજ.૮
કંચન રત્નમણિ મોંઘાં કર્યાંરે, જે વિના કોટિ કલ્પ લગી ચાલે રાજ;
અન્ન તૃણ સલિલાદિક સોંઘાં કર્યાંરે, રક્ષણ રંકનું વિચાર્યું વહાલેરાજ.સ. ૯
એવા દાસ દયાના પ્રિતમજીરે, સઉ ગુણ પૂરણ ધર્મ કૃપાલા રાજ,
જે કોઇએ પ્રભુથી અળગા ભમેરે, તેના અંક કરમના કાળારાજ. સ. ૧૦

## પદ ૪૫ મું.

## दीनतास्वरूप.

### राग परजीयो.

સુણો વિનતિ શ્રીવિઠ્ઠલેશ, કહું કર જોડીરે;
મને પતિત જાણીને પ્રાણેશ, દ્યો રખે છોડીરે. ૧
જેવો તેવો તમારે શરણ, પડયો છું સ્વામીરે;
મારો કર ગ્રહો શ્રીગિરિધરણ, કહું શિરનામીરે. ૨
હું છું સહુ સાધનથી હીન, ધર્મ ના એક રે;
થયું મન માયાજલ મીન, રહિત વિવેક રે. ૩
નંદલાલ નિજ ગુણકોશ અગણિત કરાવે રે;
પ્રભુ તેટલા મારા દોષ, ગણનામાં ન આવે રે. ૪
તમે શરણાગત વત્સલ છો, દીનદયાલુ રે;
પ્રભુ મહાગંભીર અતુલ બલ, પરમકૃપાલુ રે. ૫
હરિ ઇશ્વર અધમોદ્ધરણ, અનાથના બંધુ રે;
સ્મૃતિમાત્ર મહાદુ:ખ હરણ, કૃપાના સિંધુ રે. ૬
ઇત્યાદિક બિરદ તમારાની, સન્મુખ થાજો રે,
મહાકુત્સિત મારી કરણી, વિસરી જાજો રે. ૭

પ્રભુ સર્વોત્તમ સહિષ્ણુ, અતિ ઉદાર રે;
પૂર્ણ પુરૂષોત્તમ મહાવિષ્ણુ, નંદકુમાર રે, ૮
નથી માગતો યોગની સિદ્ધિ ન મુક્તિ ચાર રે;
નહિ પરમેષ્ઠી પદ આદિ, કશો અધિકાર રે. ૯
શુદ્ધ પુષ્ટિભક્તિની ખાસા, ક્ષુધા મને લાગી રે;
નિજ પ્રેમરસ પીવા પિપાસા, અતિશય જાગી રે; ૧૦
ગમું તમને ઘણો એવો સાચો, કરો મને સંત રે,
મારા પ્રાણજીવન બનો એ, માગુ ભગવંત રે. ૧૧
પૂરો સહુ અંતર અભિલાષ, અંતર્યામી રે;
શ્રીજી શ્રીમુખ કહો દયો દાસ મારો હું સ્વામી રે. ૧૨

## પદ ૪૬ મું.

## द्विदलात्मक स्वरूपनो गरवो.

( " ઓરો આવની સલુણા પ્રભુ શામળા જો " એ રાગ. )

શ્રીમદ્રાધિકા શ્રીકૃષ્ણ વસ્તુ એક છે જો,
દેવા ભક્તને સુખ યુગલ વપુ વિવેક છે જો. શ્રીમદ્. ૧
આધે એકરૂપ[1]બ્રહ્મ શ્રુતિ ગાય છે જો,
તે એ બે મળીને એક કહેવાય છે જો. શ્રીમદ્. ૨
એમાં અનુભવીને તો સુધી સમજણ પડે જો,
તો પણ અજાણ્યાને મન આશ્ચર્ય અડે જો. શ્રીમદ્. ૩
તે માટે કહું દૃષ્ટાંત યુક્તિ જોડીને જો,
સાંભળતામાં સઘ સંશય નાંખે તોડીને જો. શ્રીમદ્. ૪
[2]ત્વચાસહ ચણો જેમ એક [3]ભાષ્યમાન છે જો.
અંતરમાં સમાન દ્વિદલ[4] વિદ્યમાન છે જો. શ્રીમદ્. ૫

---

૧. एकमेवाद्वितीयं ब्रह्म । શ્રુતિ એમ કહે છે કે બ્રહ્મ એક અને અદ્વિતીય છે. એક અને અદ્વિતીય એમ બન્ને વિશેષણની મતલબ એ છે કે, તે છે તો બે સ્વરૂપ, પરતુ તેબન્નેમાંભેદ નથી, બે મળીને એક છે. ૨. ફોતરા સાથે. ૩. કહેવાય છે, અનુભવાય છે. ૪. બે ભાગ-એક સરખા.

હાવાં કહું પૃથક્ પ્રકટ થવા તણી વિધિ જો,
ધનશ્યામ થકી શ્યામા આનંદના નિધિ જો. શ્રીમદ્. ૬
શ્રીજી સાગર ને લહેરી [1]ભાનુનંદિની જો,
[2]ઇંદુ અલબેલો અલબેલી ચારુ ચંદિની જો. શ્રીમદ્. ૭
વિઠ્ઠલ વહ્નિને કીર્તિકન્યા જ્વાલિકા જો,
સૂરજ શ્રીવ્રજેશ કાન્તિ રાધા બાલિકા જો. શ્રીમદ્. ૮
રૂપ રસિકવર છબીલી છાયા તે તણી જો,
પુરૂપ પુરૂષોત્તમ રામા રાધિકા બણી જો. શ્રીમદ્. ૯
કૃષ્ણ આત્મા રાધા, રાધા કૃષ્ણનો સહી જો;
એમાં અધિક ન્યૂન કોઈ કહેવાયે નહી જો. શ્રીમદ્. ૧૦
પરસ્પર શોભા એક એકની ભણું જો,
એકલાં ન શોભે કહું દૃષ્ટાંત તે તણું જો. શ્રીમદ્. ૧૧
કેસરી[3] અરણ્ય જેમ ચંદ્ર જામિની જો,
શીષ કેશ, દેહી દેહ, મેઘ દામિની જો. શ્રીમદ્. ૧૨
પરસ્પર ઉભય એકેકમાં વ્યાપી રહ્યાં જો,
પ્રીતમ પ્રિયા, પ્રિયા પ્રીતમ સંભવે કહ્યાં જો. શ્રીમદ્. ૧૩
અનલ[4] દહનતા જેમ ઘંટા વિષે નાદ છે જો,
સલિલ શીતલતા સુધા વિષે જેમ સ્વાદ છે જો. શ્રીમદ્. ૧૪
એ વિધે સ્વરૂપ લાલ લાડિલી તણું જો,
એ બે થકી લીલા સર્વ અપર નહિ અણું જો. શ્રીમદ્. ૧૫
સદા રસમય સંભોગી રસ રાસના જો,
યુગલરૂપ એ સર્વસ્વ દયા દાસનાં જો. શ્રીમદ્. ૧૬

---

૧. વૃષભાનનાં પુત્રી શ્રીરાધિકાજી. ૨. ચંદ્ર સરખાવો—यथा च चन्द्रिका चन्द्र प्रभा भानौ हुताशने गन्धः पृथिव्यामनघ राधिकेयं तथा हरौ । इत्यादि પુરાણ વાક્ય સાથે. ૩. સિંહ વનથી, ચંદ્ર રાત્રિથી શોભે છે. મસ્તક કેશથી, આત્મા દેહથી, મેઘ વીજળીથી. ૪. અગ્નિમાં બાળવાની શક્તિ.

### પદ ૪૭ મું.[1]

પાઓ પ્રેમરસ પ્રાણજીવન રે, દીન થઈ જાચું રે;
મુક્તિમાર્ગીને આપજો જ્ઞાન રે, હું તો નવ રાચું રે. ૧
રીઝે રાબડી ચટ્ટી ગરીબ લોક રે, ભોગીને ન ભાવે રે,
અમો છું રાજના ખાસા ખવાસ, એ મુક્તિ મન ન આવેરે. ૨
નિત્ય નિરખીએ શ્રીનટવરરૂપ રે, હોંસ હૈયામાંથી રે;
મન માન્યું મળે સહુ સુખ રે, તે એકતામાં કયાંથી રે. ૩
દિવ્યરૂપ છો સદા સાકારરે, આનંદના રાશિરે;
બોલે અનુચિત માયિક મુગ્ધ રે, તે નરકનિવાસીરે.
દુષ્ટ જીવને કહે છે બ્રહ્મ રે, બ્રહ્મ જીવ લેખે રે;
તે છતે સ્વામીએ સોહાગિણીનું સુખ, એ સ્વપ્ને ન દેખેરે. ૫
આપ સ્વામી સદા હું દાસ રે, એ નાતો નિભાવો રે;
રુચે આપને કરો તેવી ટેવ રે, અન્ય રખે ભાવો રે. ૬
વિનો લાલચનું લાલ મને વહાલ રે, અચલિત આપોરે;
વિષય વાસના પ્રપંચની પ્રીત રે, શ્રીકૃષ્ણ મારી કાપો રે. ૭
અનન્ય સેવા અખંડ સત્સંગ રે, મનોહર માંગુ રે,
દયા પ્રિયતમજી આપો મુને એહ રે, પાયે લગી લાગું રે. ૮

### પદ ૪૮ મું.

(‘શીદ કરે શોચનારે’ એ રાગ.)

શીદ સંતાપ કરે છે રે ગમતું ગોપાળજીનું થાશે;
એજ લાભ કાળજું કલપાવે, હરિનું ભજન ભુલાશે. ૧
થાય કર્યું તુજ તો કરને સુખ દુઃખ થાવા શીદ દે છે?
નથી થાતુ તો મૂરખ મિથ્યા, ‘મેં કીધું’ શીદ કહે છે? ૨

---

૧. આ એક અત્યંત ભાવપૂર્ણ ગરબી છે. આવી ગરબી કવિવરના પ્રભુપ્રેમાવિષ્ટ હૃદયનો સાક્ષાત્કાર કરાવે છે. કવિશ્રીના કાવ્યોમાં પણ આની બરોબરી કરનારું ભાવપૂર્ણ કાવ્ય ભાગ્યેજ નીકળશે.

કહીશ પ્રબોધ કરે કેમ સહુ એ, જીવ નથી જો કરતા;
તે એક જ ભજન માત્ર બીજું સહુ, ભાવી કરતા હરતા. ૩
હરિ કર્તા સહું બોધ જીવશો ? પૂર્વ પક્ષ એ સાચો,
કેવલ હરિ કર્તા કહેતાં જીવ, ભ્રમી જાય સંગ કાચો. ૪
સેવા સ્મરણ આગ્રહથી કર, અનુચિત કૃતિથી નાશી;
તદ ઉપરાંત બને હરિ-ઇચ્છા, ત્યાં તારી સત્તા શી ? ૫
મૂલ વિચારે ખરી વાત એ, ધાર્યું ધણીનું થાશે;
શીખ્યું સાંભળ્યું હૃદયે ન બેસે, અનુભવથી સમજાશે. ૬
દુરાગ્રહી મહામૂઢ મન બહુ, સમાધાનને સાટે:
કોઇ પ્રકારે સમજે તો ભલ, ચાલે સુધી વાટે. ૭
શ્વાન શકટ તાણું છું માને, તું કર્તા તેમ લહેવો;
અશ્વ ચઢયો ને ખડીયાં ખાધે, તે બોજ સમજવણ સહેવો. ૮
બહુ ઋષિ મત એક વાત ન સઘળે, સુણી મન ઠરે ન ઠામે;
દયે સાર શોધ્યો એ લાધ્યો, તરવું શરણે હરિ નામે. ૯

## પદ ૪૯ મું.

શ્રીગોવરધનધરણ શ્રીવલ્લભ લાડીલાજી,
શરણ બલે છું સહુ વાતે નિશ્ચિંત જો,
બળીઆ બિરદ ભરોસે ભય સહુ ભાગિયા જો,
નિઃસાધન યદપિ નથી લક્ષણ સંતજો. શ્રી૦ ૧
[1]જ્ઞાને વા અજ્ઞાને આત્મ નિવેદીયો જો,
વ્રજવલ્લભ તમને શ્રીવલ્લભદ્વારા જો;
મહાપ્રભુવાક્ય તેને નહિ કશી વેદના જો,
ચાંડાલી તદપિ નિર્ભય નૃપદારા જો. શ્રી૦ ૨

---

१. अज्ञानादथवा ज्ञानात् कृतमात्मनिवेदनम् । यै. कृष्णसात्कृतप्राणैस्तेषां का परिदेवना ? नवरत्नस्तोत्रे.

કેટલો જીવ ઉચિત કૃતિ તેની કેટલી જો,
તે શું રીઝવશે ? નિજ નંદકિશોર જો;
અલિષ્ઠ દોષ ઘણા પણ જોતાં જીવના જો,
આપ ક્ષમા આગળ તેનું શું જોર જો ? શ્રી૦ ૩

નિજ ઉદ્યમ બલ તમને કોઈ ન પામ્યું જો,
પામ્યા શરણ સંબંધ સંગ પ્રતાપ જો;
તે શ્રીવલ્લભસુત ગુરુ પ્રબલ સંબંધ છે જો,
જીવ મંદમતિ માટે મિથ્યા તાપ જો. શ્રી૦ ૪

નિષ્કલંક જે આત્મસાત્ આપે કર્યો જો,
કૃપા પૂર્ણ કરી નહિ નિયામક કોય જો;
સત્સંકલ્પ સત્યગિરા શ્રીનાથજી જો,
નિજનો કહી કર ગ્રહો દયો શિદ રોય જો. શ્રી૦ ૫

## પદ ૫૦ મું.

ગાજે ગાજે રે ગોવિન્દ ગુણ નિત્ય ગાજે (૨)
હસ્તવડે કરજે હરિસેવા, ચરણે હરિદર્શન ધાજે. ગાજે. ૧
નેત્ર નિરખજે નંદનંદનને, હરિયશ રસ શ્રવણને પાજે. ગાજે. ૨
ઘ્રાણને પુષ્પ પ્રસાદી તુલસી, પ્રભુનો પ્રસાદ સાધુસંગે ખાજે. ગાજે. ૩
નમન કરે શિર હરિ હરિજનને, તીર્થતીર્થમાં તું નિત્ય નહાજે. ગાજે. ૪
મન મધુવ્રત પદકમલે રાખે, દાસાનુદાસ હરિનો થાજે. ગાજે. ૫
સત્સંગતિ વિના પલક ખોઇશમા, દુષ્ટ સંગથકી દૂરથાજે. ગાજે. ૬
દેહધારી સહુપર દયા રાખે, હરિગુરૂ હરિસમા ચહાજે. ગાજે. ૭
સાચો સ્નેહ રાખે કૃષ્ણ સાથે, છલ કરી વિશ્વને મા વહાજે. ગાજે. ૮
એ શિક્ષા દયો કહે જો સધી આવે, તો વણ શ્રમે વૈકુંઠ જાજે. ગાજે. ૯

### પદ ૫૧ મું.

### રાગ સારંગ.

સદા શ્રીકૃષ્ણને સેવોરે, સમજી લ્યો સુધો સિદ્ધાંત;
વાત કહું તે વિચારમાં લાવો, ભાગે મનની ભ્રાંત. ૧
સહુ બરોબર કૃષ્ણ છે, નથી કૃષ્ણ બરોબર કોઇ;
સાગર છોળોને દૃષ્ટાંતે, શાણા વિચારી જોઇ. ૨
વિશ્વ કર્યું હરિરૂપ એ રીતે, સાચું સર્વે કાલ;
ન્યારું ન તે ગોપાલથી, પણ ન્યારા ખરા ગોપાલ. ૩
સર્વ નિશ્ચય બ્રહ્મરૂપ એ વિધિએ, સર્વમાં કૃષ્ણ નિવાસ;
તદપિ તેથી છે પર પણ પોતે, પરાત્પર અધિક પ્રકાશ. ૪
કાર્યથી થઇ રહી કાયા સંબંધે, કાયા માંહે સમાયા;
કાયાથી છાયા છાયા ન કાયા, કાયા કેરું લહે છાયા. ૫
મુખ ઇંદ્રિયો થડ ને ડાળાં, એમ હરિ ને સંસાર;
કૃષ્ણ ભજે દયા કોઇ ન બાકી, વેદ પુરાણ નિચાર. ૬

### પદ ૫૨ મું.

### રાગ લલિત.

('વૈષ્ણવ નથી થયો તું રે' એ રાગ.)

હરિજી હૃદયે વિચારો રે, પ્રભુજી હૃદયે વિચારો.
મુજને તારો જગ જસ અતિ, માનો ગુણ મારો રે. ટેક.
પ્રમાણ પંથે સર્વ ચાલશે તો, બિરદે જુઠા ઠરશો;
પતિતપણું હું નહિ પાળું તો, પાવન કોને કરશો? ૧
દાસ દોષ જોઈ નરક નાખશો, (તો) ક્ષમા ધરી શે કામે?
ન્યાય જુઓ તો દોષ ભસ્મ સહુ, એક તમારે નામે. ૨
શરણ પડયો તોયે શુભ મતિ ન આપી, જાવા દીધો કુવાટે;
અધમોદ્ધારણ બિરદ સત્ય કરવું, સમજ્યો છું તે માટે. ૩

ચાઆધાર તમો કહ્યું નાથ, સર્જન થા કર કૃતિ સારી;
તદપિ બગડી મેં બરદ સુધાર્યું, સ્વામી સ્વાર્થ વિચારી.
નિ:સાધન ઉદ્ધાર નામ, સત્ય કરવાં સાધન ત્યજીયાં,
દુષ્ટ દયાલ નામ સત્ય કરવા, દુષ્ટ કર્મ મેં ભજીયાં;
જ્ઞાનશૂન્યનું ગ્રહણ જ કરવા, વિઠ્ઠલ નામ ધર્યું છે,
જ્ઞાનશૂન્ય તે માટે થયો છું, રુચતું રાજ કર્યું છે.
વિમુખ અધમ પામે જ અધોગતિ ઘટે ન સન્મુખ જનને;
સન્મુખ અધમ અધોગતિ થાતાં, બટો શ્રીમુખવચનને,
દુષ્ટ ઠરી પ્રભુ ગમતું કર્યું મેં, રાખ્યો મારો ધર્મ,
દયો બૂડતાં ધર્મ બૂડશે, સમજી લેજો મર્મ.

પદ ૫૩ મું.

રાગ ભૈરવ.

રટને કૃષ્ણનામ બહુ સુખકારી રે,
પરમ આનંદરૂપ અઘ દુઃખહારી રે. ટેક.
મોટા મોટા સુરમુનિ, લોભી રહ્યા જેમાં રે,
તે તે સહુ સાધન, આવી ગયાં એમાં રે. ૧
સકલ ધર્મે હરિનામ કેરો અંશ રે;
એથી ના પ્રવર કોઇ વેદમાં પ્રશસ રે. ૨
અવળું હશે તે પણ, સવળું થઇ જાશે રે,
પ્રભુજી પ્રસન્ન એથી થોડામાં થાશે રે; ૩
આલસ મા કર ધર દૃઢ વિશ્વાસ રે;
કાયર મા થા તારી પૂરશે એ આશ રે.
કોટિ ચિંતામણિ વારૂં, એવું એ છે નામ રે;
દયા જેણે જપ્યું તે તે થયા પૂરણ કામ રે. ૫

પદ ૫૬ મું.

## मारवाडी भाषा.

### રાગ સોહિણી.

થેં કોણ મંત્ર સાધ્યો રાધા પ્યારીજી.
દેવારાં દેવપેં તું સેવા કરાવત, ઈસો કોણ દેવ થે આરાધ્યો ? ૧
સિંધુસુતાકો મિલત ન મંત્ર એ કોણ ગુરૂસુ થાને લાધ્યો ?
દયારો પ્રીતમ પ્યારો અજીત થેં જીત્યો રગં છે જી સબધ થે બાંધ્યો. ૨

### રાગ સોહિણી.

થારો નેણારો પાણીડો માંને લાગડો રે,
કાંઇ કરે ? ઓખધ લઇ બચારો, થારા બિરહુરો લાગ્યો માંને ડાગડોરે. ૧
કલ ન મરત પલ જીય માંકો તલસે, ઈસો પીડ થારો અનુરાગડોરે;
દયારા પ્રીતમ્ થેં જીવાવો તો જીવાં, કે થાંકે હાથ માંકો તાગડો રે. ૨

પદ ૫૭ મું.

## आशीर्वाद.

### વ્રજ ભાષા.

ચિરંજીઓ, સુખી રહો, તુમ સકલ હરિજન;
આનંદ મંગલ અખંડ, હરિમેં રહો તુમ મન. ૧
ભક્તિ પ્રેમ આસક્તિ, વ્યસન શ્રીવ્રજેશ;
ગુરુ ભગવદીય ભાવ સદા, દુઃખ કદા ન લેશ. ૨
કર્મ કાલ માયા ભય; જન્મ મરણ જાઓ;
શુભ મતિ રહો સતત, મન કુપથ કછુ ન ધાઓ. ૩
સદ્‌ગુણ સત્સંગ, સદા રહો પૂરન કામ;
યેહી આશિષ દેત, સદા દાસ દયારામ. ૪

# शुद्धिपत्रिका.

| પત્ર | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ | પત્ર | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૧૫ | દેંશ | નિર્દેશ | ૬૪ | ૫ | હાય જ | હોય જ |
| ૩ | ૬ | દ્વતજ્ઞાન | દ્વૈતજ્ઞાન | ૬૪ | ૨૦ | બુદ્ધિમાન્ | બુદ્ધિમાને |
| ૩ | ૨૩ | એમ એમ | એમાં એવું | ૬૮ | ૯ | જ્યય | જ્ઞેય |
| ૪ | ૨૦ | શુદ્ધદ્વૈત | શુદ્ધાદ્વૈત | ૬૯ | ૧ | ઉપના | ઉપન્યો |
| ૬ | ૧ | અભુત | અદ્ભુત | ૭૬ | ૧૮ | પણ | પણે |
| ૮ | ૭ | નિશ્ચ | નિશ્ચે | ૮૧ | ૧૧ | તેને | તેને ત્યા |
| ૮ | ૧૩ | ભલા | ભવ | ૮૬ | ૫ | ત્યહાં | ત્યહાં ફલ |
| ૧૦ | ૨૧ | શ્રીધિકાજીની | શ્રીરાધિકાજીની | ૯૪ | ૪ | ફલ | ફળ તે |
| ૧૧ | ૩ | પરણ | પૂરણ | ૯૬ | ૮ | કુચાળ | કુચ ળ્ળા |
| ૧૨ | ૫ | બિન્દ | બિન્દુ | ૯૯ | ૧ | નિરાધાર | નિર્ધાર |
| ૧૨ | ૧૭ | જત | જંત | ૯૯ | ૧૬ | ઉહાહોહ | ઉહાપોહ |
| ૧૬ | ૧૪ | મ | ધામ | ૧૧૨ | ૧ | ભક્તે | મુક્તે |
| ૨૧ | ૫ | પરૂ | રૂપ | ૧૧૮ | ૨૧ | દક્ષારામ | દયારામ |
| ૨૬ | ૧૨ | બળતો | બાળતો | ૧૨૬ | ૬ | સોલ | મોળશે |
| ૨૮ | ૪ | યરી | ફરી | ૧૨૮ | ૨ | લખી | લગી |
| ૩૫ | ૬ | મેલ્યા | મેલા | ,, | ૩ | ગ્રાત | ગ્રામ |
| ૩૬ | ૪ | દષ્ટ | દષ્ટિ | ,, | ૧૧ | વિમુખ | વિમુખ દુઃખ |
| ૪૩ | ૮ | ચરણ | ચર | ૧૩૧ | ૪ | પરણ | પૂરણ |
| ૪૪ | ૬ | પ્રાધર્ષિક | પ્રાધૂર્ષિક | ૧૩૨ | ૮ | સ્વસ્તિ | સ્વસ્તિકાષ્ટકોણ |
| ૪૫ | ૫ | સ્મૃતિ | સ્મૃતિવચને | ૧૩૩ | ૨ | અ | અર્ઘ |
| ૪૮ | ૨ | પર | પર પોતાની | ,, | ૧૧ | સુઉર્ધ્વ | સુઊર્ધ્વ |
| ૪૮ | ૧૮ | બંધે | બધે | ૧૩૪ | ૭ | ભજન | ભજન જ |
| ૪૯ | ૯ | મૂઢ | મૂઢા | ૧૩૯ | ૬ | પરણ | પૂરણ |
| ૫૫ | ૧ | કાય | કોય | ૧૪૦ | ૨૧ | ધણી | ધણી |
| ૫૮ | ૪ | કરતત્વ | કર્તૃત્વ | ૧૪૨ | ૧૧ | વ ક્યાં | વય ક્યા |
| ૬૧ | ૧૯ | સમીપવાતઓ | સમીપવર્તિઓ | ૧૪૩ | ૧૦ | મતિ | જાતિ |
| ૬૩ | ૬ | પરતાય | પરતાય | ૧૪૫ | ૧૧ | ચંડાલ | ચંડોલ[1] |

૧. ચંડોલ નામનું એક પક્ષી છે, તે અનેક પ્રકારની શીખવેલી ભાષા બોલે છે.

| પત્ર. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૪૬ | ૧૧ | કહું | કમહું |
| ,, | ૧૨ | અક્ષત્રપાત્ર | અક્ષયપાત્ર |
| ૧૫૩ | ૨ | જ | છે |
| ,, | ૬ | ઉળયમાં | ઉભયમાં |
| ૧૫૩ | ૧૩ | થતું | થયું |
| ૧૫૪ | ૧ | શસ્ત્ર | શાસ્ત્ર |
| ,, | ૫ | સુકાર્ય | [1]સુકાયે |
| ૧૫૭ | ૬ | સુદહૃદય | સુહૃદય |
| ૧૫૯ | ૩ | મેલતા | મેળવતાં |
| ,, | ૪ | પણુ | પળ |
| ૧૬૦ | ૧૦ | આશ્ચર્ય | આશ્રય |
| ૧૬૧ | ૨ | નિશ્ચયજી | નિશ્ચિંતજી |
| ,, | ૬ | પણુ | વણુ |
| ૧૬૭ | ૫ | વામ | ધામ |
| ,, | ૮ | ચિદ્ઘ | ચિહ્ન |
| ,, | ૧૦ | કીડીઓ | કડીઓ |
| ૧૬૯ | ૨૪ | જનગોક | જનલોક |
| ૧૭૧ | ૨૭ | નંગર | નંબરની |
| ૧૭૬ | ૨ | સકલ | સુકુલ |
| ૧૭૭ | ૫ | બાલકૃષ્ણુ | બલ કૃષ્ણુ |
| ,, | ૧૬ | દવ | દૈવ |
| ૧૭૮ | ૧૭ | શ્રીયશોજીના | શ્રીયશોદાજીના |
| ૧૮૧ | ૧૧ | ઉચ્ચાર્યા | ઉચ્ચર્યા |
| ૧૮૨ | ૨ | રહ્યા | રાધા |
| ૧૮૬ | ૫ | શું અન્ય | સુઅનન્ય |
| ૧૯૧ | ૯ | ઊર્ધ્વપુંડ્રાકદિ | ઊધર્વપુંડ્રાંકિત |
| ,, | ૮ | વિધા | વધા |
| ૧૯૨ | ૪ | નિરાધાર | નિર્ધાર |
| ૧૯૬ | ૭ | સહુ મૂલ | સમૂળ |
| ૧૯૭ | ૧૪ | કૃષ્ણુનું | શ્રીકૃષ્ણુનું |
| ૧૯૯ | ૧૦ | કાનજી | કોણુજી |
| ૨૦૯ | ૩ | ત્યાં તો | તાંતો |
| ૨૧૨ | ૪ | અઘ | અધ |
| ૨૧૩ | ,, | વૃદ્ધ ત્યમ | વૃદ્ધતા |
| ૨૧૪ | ,, | પુણ્યે | કૃષ્ણે |
| ૨૧૫ | ૧૨ | આવીને | આવીને. |
| ૨૨૦ | ૨ | લાભ | લાભાલાભ |
| ૨૩૨ | ૬ | શીશ | શિષ્યે |
| ૨ ,, | ૨ | નાથ | માથ |
| ૬૧ | ૧૦ | ડાળની | ઢાળની |
| ૨૨૫ | ૫ | ગાઓ | ગાઇએ |
| ,, | ૬ | ટલેજી | ટલે, મન થાયે અભ્રાંત. |
| ૨૨૭ | ૩ | વિધિ | ત્રિવિધિ |
| ૨૩૦ | ૬ | લગીરે | લગી રહે |
| ,, | ૯ | આપણા | આપણે |
| ૨૩૧ | ૨ | વેદશાસ્ત્ર | વેદવાક્યચઃ |
| ,, | ૧૪ | ચરણુથી | શરણુથી |
| ૨૪૦ | ૬ | ન્રાય | ન્યાય |
| ૨૪૪ | ૧૧ | વિશ્વપાળને. | [2]વિશ્વપાવન |
| ૨૪૬ | ૭ | સુદ્દઢ | સુયશ |
| ૨૪૮ | ૫ | રામાનુજ શ્રીજગન્નાથજી. | રામાનુજે શ્રી જગન્નાથથી |
| ,, | ૧૨ | તે રહ | તે રહસ્ય જે શ્રીહરીની |
| ૨૫૩ | ૮ | યાત્રાથી | માત્રથી |
| ,, | ૧૨ | વલભો | વલ્લભો |

૧. તેજ તુંબડી જ્યારે સુકાઇ જાય ત્યારે તરે અને તારે. ટીકામાં અશુદ્ધ પાઠને લીધે સમજ ફેર થઈ હતી.

૨. 'વિશ્વપાળને' એવા અસંગત પાઠને લીધે ટીકામાં પણ કલ્પના કરવી પડી છે, તે સુધારી લેવી.

| પત્ર. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨૫૮ | ૨૪ | મર્વંગ–વાંદરા | મર્કંગ–અઘોરી[1] |
| ,, | ૨૫ | કાપે | કાપે |
| ૨૬૬ | ૯ | અધમ | અધમ અધમ |
| ૨૭૩ | ૨ | પ્રકાશે | ભરાશે |
| ૨૭૫ | ૧૨ | જાણ | જાય |
| ૨૭૬ | ૧ | સહજે | જેને |
| | | આત્મઘાત | આત્મસાત્ |
| ૨૮૧ | ૨૩ | નિજન | નિજજન |
| ૨૮૩ | ૫ | દોય | દો |
| ,, | ૯ | સુમન | શુભ ન |
| ,, | ,, | નકો | કો |
| ૨૮૬ | ૮ | સરખું | સર્પૂ તત્ર |
| ,, | ૧૦ | કીર્તિને | કીર્તને |
| ૨૮૭ | ૨૧ | વાતો | તે તો |

૧. આ લોકો દુકાને દુકાને ભટકે છે અને શરીરમાંથી લોહી કાઢે છે.

૨૮૮ પાના ઉપર પાંચમી લાઇન પછી નીચેની કડીઓ રહી ગઈ છે.

" તદપિ છાની છરી રાખી વિશ્વાસવણ,
વચન પાળ્યું પ્રભુ દીપનાથ;
ઇશ્વરની અકળગતિ જાણી મહેતો ડગ્યા,
સાસરે જાઓ પુત્રી શું બોલ્યાં "

# श्रीदयारामकृत काव्यमणिमाला भा. १ ला माटे मळेला अभिप्रायो.

શ્રીનાથદ્વારાધીશ ગોસ્વામીશ્રી ૧૦૮ તિલકાયિત શ્રીગોવર્ધનલાલજી મહારાજની આજ્ઞાથી વિદ્યાવિભાગના અગ્રેસર પંડિત લખે છે કે;—

"पुष्टिमार्गीय सुप्रसिद्ध भक्त कवि श्रीदयारामभाईके काव्य ओर जीवनचरित्र तुम छपाओगे ताकी अर्पणपत्रिका के पत्र तुमने अर्पण किये, सो श्रीमानने सादर किये हे। ओर उनके सद्ग्रन्थनकुं तुम छपायो चाहो हो, सो प्रशंसनीय हे। तुम एसे काव्यकुं प्रसिद्ध करवेमें तनमनधनको विनियोग करो हो, सो तुम्हारो प्रयत्न धन्यवादके पात्र हें। सुज्ञ वैष्णवजन तुम्हारे परिश्रमकुं सफल करो।"

શ્રીકાંકરોલીનરેશ ગોસ્વામીશ્રી ૧૦૮ તિલકાયિત તૃતીય પીઠાધીશ્વર શ્રીબાલકૃષ્ણલાલજી મહારાજ લખે છે કેઃ-

भक्त कवि दयारामजीकी कविता प्रेमभक्ति संवलित-सरस-ओर प्रामाणिक होयवेसुं प्रशंसनीय हे। वाकु छपवायके प्रसिद्ध करवेके तुमारो विचार श्लाघनीय हे।"

રા. રા. સાક્ષર શ્રીયુત કેશવલાલભાઇ હર્ષદરાય ધ્રુવ લખે છે કે—આ સંગ્રહમાં જે જે કાવ્યો સમાવ્યાં છે તે બધાંએ પહેલવહેલાં જ પ્રસિદ્ધ થાય છે. તે પૈકી સંપ્રદાયસાર અને કલેશકુઠાર પુષ્ટિમાર્ગના સિદ્ધાંતો સમજવાને અને વિચારવાને બહુ ઉપયોગી છે. સંગ્રહ ઉત્તેજનને યોગ્ય છે.

રા. રા. સાક્ષર શ્રીયુત કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી લખે છે કે—કવિવર દયારામનાં અપ્રસિદ્ધ કાવ્યો ટિપ્પણ સાથે શુદ્ધ છપાય તે સર્વથા આશ્રયને ઉત્તેજનને પાત્ર છે. ગ્રન્થકારને ઉત્તેજન મળશે તો આ ગ્રન્થની બીજી આવૃત્તિ તેમજ અન્ય અપ્રસિદ્ધ ગ્રન્થો વધારે કાળજીથી ને શુદ્ધ મૂળ તથા ટિપ્પણ સાથે છાપશે એવી આશા રહે છે.

રા. રા. સાક્ષર શ્રીયુત હીરાલાલ ત્રિભુવનદાસ શ્રોફ લખે છે કે ગુજરાતના પ્રથમ પંક્તિના રસિક કવિરત્ન દયારામભાઇના અપ્રસિદ્ધ કાવ્યો પ્રસિદ્ધ કરવાનો આપનો ઉત્સાહ અને પ્રયાસ કેવળ આદરણીય હોઇ સર્વથા ઉત્તેજનને પાત્ર છે.

રા. રા. સાક્ષર શ્રીયુત ઓનરેબલ રા. બ. રમણભાઇ મહીપતરામ નીલકંઠ લખે છે કે કવિ દયારામનાં અપ્રસિદ્ધ કાવ્યોનો જે સંગ્રહ આપે છપાવ્યો છે તે એ કવિનાં અપ્રસિધ્ધ કાવ્યોના પુસ્તક તરીકે મૂલ્યવાન છે. એવાં જુનાં અપ્રસિધ્ધ કાવ્યો પ્રકટ કરવાની જરૂર છે અને તે ઉત્તેજનને પાત્ર છે.

રા. રા. સાક્ષર શ્રીયુત નંદલાલ કેદારનાથ દીક્ષિત લખે છે કે, રા. નારાયણદાસ પાસે કવિશ્રીનું આ સિવાયનું બીજું પણ અપ્રસિધ્ધ કવન પુષ્કળ છે. અને તેમણે મને તે બતાવ્યું. છે. વળી કવિશ્રીની એક સારી છબી પણ તેમની પાસે છે. તે તથા અપ્રસિધ્ધ કાવ્યો જો બધાં બહાર પડે તો તેથી સાહિત્યમાં સારો વધારો થાય. એમનું આ કાર્ય ઉત્તેજનને પાત્ર છે પુષ્ટિમાર્ગને ઉપયોગી એવી અનેક બાબતોની સારી માહિતી દયારામભાઇનાં આ કાવ્યોમાંથી ઉપલબ્ધ થશે.

---

Mr. Narayandas Parmananddas has shown me a four advanced sheets of "શ્રી દયારામકૃત કાવ્ય મણિમાળા." I am sure the book will be a very useful addition to our existing Gujarati Literature.

*Ahmedabad,*
*6th September 1914.*

(Sd) A. B. Dhruv.
Professor Sanskrit Gujarat College.

પુષ્ટિભક્તિસુધા—" ઉત્તમ ભક્ત કવિ દયારામનાં કાવ્યોનું સંશોધન અને પ્રકટ કરવાનું કાર્ય દયારામના શિષ્યપુત્ર અને શિષ્યપૌત્રે પોતાના શિરપર લેવાથી અમને અત્યાનંદ થાય છે.........છેલ્લે આવી રીતે ઉત્તમ શરૂઆત માટે સંશોધક અને પ્રકાશકને અમે ધન્યવાદ આપીએ છીએ."

**કેલવણી**—" જેથી વાંચનારને અર્થ જ્ઞાન થવાની સારી અનુકૂલતા છે. શુદ્ધાદ્વૈત સંપ્રદાયના વૈષ્ણવોને આ પુસ્તક ઉપયોગી થશે એમ અમે ધારીએ છીએ."

**પ્રાતઃકાલ**—" તેથી તેમની કવિતા વાંચવાના રસિક પુરુષોને માટે આ પુસ્તક આનંદ જનક છે......પ્રકાશકે સારો પરિશ્રમ લઇને સંગ્રહ કરેલો છે અને ગુજરાતી સાહિત્યમાં વૃદ્ધિ કરી છે."

**વૈષ્ણવધર્મપ્રકાશ**—" તેઓ આ કાવ્યોને પ્રસિદ્ધિમાં મુકીને સંપ્રદાયની સેવા કરવાને અથાગ મહેનત કરે છે, અને એમના શુભ પ્રયાસના શ્રીરુપે આ પુસ્તક પ્રસિદ્ધ થવા પામ્યુ છે."

**વાર્તાવારિધિ**—" ગુજરાતી સાહિત્યમાં લાંબી મુદત અસ્તિત્વ ભોગવે એ પ્રકારનું ઉમેરણ પ્રસ્તુત પુસ્તકે કર્યું છે,......આ પુસ્તકના વાચનથી ધર્મ, ભક્તિ, જ્ઞાન, નીતિ અને સાત્વિક બોધથી નિતરતાં કાવ્યોમાંથી વાંચનારી આલમને શક્તિ અનુસાર "નવું નવું" મળી શકે એમ હોવાથી આ પુસ્તક માટે લેવાયલો શ્રમ તથા થયલો દ્રવ્યનો વ્યય સફલ છે."

**વિવેચક**—" સદહું ગ્રંથમાં કવિવર દયારામના અપ્રસિદ્ધ કાવ્યોનો સારો સંગ્રહ કરવામાં આવ્યો છે અને તેથી એમના કાવ્યોના શોખીનોને આ ગ્રંથ ઉપયોગી થઇ પડે એમ છે."

**ભાગ્યોદય**—આ પુસ્તકમાં કવિવર દયારામભાઇનાં અપ્રસિદ્ધ કાવ્યોનો તત્વજ્ઞાન સંબંધી ઉત્તમ પદ્યોનો અને તે દરેકની નીચે ફુટનોટનો સારો સંગ્રહ કરવામાં આવ્યો છે. પુસ્તક ઉપયોગી છે."

**ગુજરાતી પંચ**—એકંદરે આ પુસ્તકમાં પ્રાત.સ્મરણીય દયારામભાઇ રચિત અપ્રસિદ્ધ કાવ્યો છે. તે પ્રસિદ્ધ કરવા માટે સંશોધક......તેમને તથા પ્રકાશકને ધન્યવાદ ઘટે છે. દયારામભાઇનાં કાવ્યો પ્રકટ કરી પ્રકાશકે અને સંશોધકે ગુર્જર સાહિત્યમાં એક સારો ઉમેરો કર્યો છે."

**સાંજ વર્તમાન**—" ભાગ ૧ લાના સંશોધક અને પ્રકાશકને ધન્યવાદ આપીશું કે તેઓએ નીતિ અને ભક્તિના દયારામ કવિનાં શૃંગારનાં કાવ્યોનો આસ્વાદ જાહેર પ્રજાને કરાવવા માટે આ પ્રસંગ અમૂલ્ય રીતે લીધો છે."